# પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ.

( અમદાવાદ-૧૯૨૪ )

કીંમત બાર આના.

# હેલી ગુજરાતી પત્રકાર

# પરિષદનો રીપોર્ટ

અને

# નિબંધ સંગ્રહ.

( તા. ૧ લી અને ૨ જી નવેમ્બર ૧૯૨૪)

અમદાવાદ

પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત પત્રકાર મંડળ તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

સહમંત્રી—અમદાવાદ.

પ્રત. ૨૫૦.

સન ૧૯૨૫. સંવત ૧૯૮૧.

કીમત બાર આના.

# પ્રસ્તાવના.

૧ લી ગુજરાતી પત્રકાર પરિષદ ભરવાનું અમારા મંડળે નક્કી કર્યું ત્યારે અમને ખ્યાલ વટીક નહોતો કે તેના કામકાજનો રીપોર્ટ પ્રસિદ્ધ કરવાનું બની આવશે પરંતુ સ્થાનિક તેમજ બહારગામના પત્રકાર બંધુઓના સહકાર અને સહાનુભૂતિથી તે કાર્યમાં દરેકે યથાશક્તિ નાણાં ભરીને અને લેખ વા સૂચના લખી મોકલીને અમને ઉત્તેજન આપ્યું તેના પરિણામે જ અમે પ્રસ્તુત રીપોર્ટ પ્રજા સમક્ષ રજુ કરવાને શક્તિમાન થયા છીયે, નહિતર એક વર્ષની બાળક સંસ્થાની એટલી ગુંજાશ નહોતી કે તે પરિષદની જવાબદારીને એકલે હાથે અને બધી રીતે પહોંચી વળી શકે.

વર્ત્તમાન પત્રનું સાહિત્ય ગુજરાતીમાં ઉભું કરવું એ જેમ જરૂરનું છે તેમ ગુજરાતી પત્રકાર ભાઇઓ મુકરર કરેલે સ્થળે વખતોવખત એકઠા મળી પરસ્પર પરિચય અને એખલાસ સાધે અને વધારે, અને તેની સાથે ધંધાને લગતાં પ્રશ્નો વિષે વિચારની આપલે અને ચર્ચા કરે એ પણ એટલુંજ અગત્યનું છેજ.

તે દિશામાં અમારા મંડળે શરૂઆત કરી છે અને મુંબઈના બહોળા વિસ્તરેલા અને વિકાશ પામેલા કાર્યક્ષેત્રમાં તેને નવીન વેગ અને બળ મળશે એવી આશા રાખવી વ્યર્થ નહિ જાય.

છેવટે, અમારા કાર્યમાં રા. ઠાકોરલાલ પી. ઠાકોર અને રા. સોમાલાલ મંગળદાસ શાહ જે મદદ અને પ્રોત્સાહન આપે જાય છે, તેની અમે આ પ્રસંગે ઉપકારસહ નોંધ લઇએ છીએ.

# સાંકલિયું.

# નિબંધો.







૨જી ગુજરાતી પત્રકાર પરિષદ્.

# પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ્.

## અમદાવાદ

( તા. ૧ અને ૨ જી નવેમ્બર ૧૯૨૪. )

તા. ૧ લી નવેમ્બર સને ૧૯૨૪ ને શનિવારે બપોરના એક વાગતાં અત્રે પ્રેમાભાઇ હૉલમાં 'સત્યમિત્ર'ના જાણીતા અધિપતિ શેઠ મહેરજીભાઈ પાલનજી માદનના પ્રમુખપદ હેઠળ પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ્ મળી હતી. પ્રમુખ તેજ દિવસે સવારે મેલમાં મુબઇથી આવ્યા હતા, જેમનો ગુજરાત પત્રકાર મંડળ તરફથી સારી રીતે સત્કાર કરવામાં આવ્યો હતો. પરિષદમાં ભાગ લેવાને ગુજરાત કાઠિયાવાડના કેટલાક વર્તમાનપત્રકારો, માસિક પત્રોના અધિપતિઓ અને એ ધંધા સાથે સંબંધ ધરાવનારાઓએ હાજરી આપી હતી. શહેરના કેટલાક ગૃહસ્થો પણ હાજર રહ્યા હતા. શરૂઆતમાં મી. કુલકર્ણીએ 'જય જગદીશ હરે'ના ગીતથી મંગલાચરણ કરી રા. કેશવલાલ હ. શેઠનું રચેલું નીચેનું સત્કારનું ગીત ગાયું હતું.

### સત્કાર.

સાબ્રમતીને તીર, પધારો ગુણિયલ ગૂર્જર વીર !
વિવિધ કળા, સાહિત્યવિભૂષિત, રાજનગર મન્દિર: —પધારો.

આજ નભે રવિરાજ વિરાજી, વેરે કંચન કિર;
વેગવતા ધડકારે હૈડાં, પામે શાંતિ ગભીર: —પધારો.

ભાવભિનાં લોચન રસતરસ્યાં પળ પળ દર્શઅધીર;
સુખદ સ્વજનને સ્નેહ સમાગમ, વાયુ વસંત સમીર: —પધારો.

પુણ્ય પનોતે પગલે પગલે, વરસે અમૃત ક્ષીર:
અનુપમ, નિજ આંગણિયે હળતાં પાવન ગંગાનીર: —પધારો.
મંગળ ચોઘડિયે મળીયે સ્વાતંત્ર્યદેવી-મન્દિર;
પત્રવાદ્યના પંચનિનાદે ધરીએ ભોગ રુચિર:
સ્વીકારો સ્વાગત, ગુણ ગભીર ! પધારો, રાજનગર મંદિર !

### મંત્રીઓનું નિવેદન.

સંગીત પૂરું થતાં ગુજરાત પત્રકાર મંડળ તરફથી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખે મંત્રીઓનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું; જે નીચે મુજબ હતું:—

"સન ૧૯૨૩ માં 'પ્રજાબંધુ' પત્રે ૨૫ વર્ષ પૂરાં થતાં પોતે મંગલ મહોત્સવ-સિલ્વર જ્યુબિલિ-ઉજવવાનો વિચાર જાહેર કર્યો ત્યારે વર્તમાનપત્રના ધંધામાં કામ કરતા અને તેમાં રસ લેતા કેટલાક બંધુઓને એવી લાગણી થઇ આવી કે અમદાવાદના પત્રકારો તરફથી તેના મંગલ પ્રસંગે એક અભિનંદન પત્ર આપવું અને તે આપનાં પૂર્વે તેમ કરવાને

મળેલા ગૃહસ્થોએ એ તકનો લાભ લઇ અમદાવાદમાં 'ગુજરાત પત્રકાર મંડળ' સ્થાપવું, એવો સર્વાનુમતે નિશ્ચય કર્યો.

આપણા પત્રકારોને, આપ સારી પેઠે જાણો છો કે, કેવા મુશ્કેલ અને વિષમ સંજોગોમાં કાર્ય કરવાનું હોય છે; આપણાં સાધનો પણ કેટલાં ઓછાં, અધુરાં અને ત્રુટક હોય છે; વળી એ કાર્ય કેટલી ત્વરાથી, કેવી નિયમિતતા અને જવાબદારીથી કરવાનું હોય છે; તે સાથે તે પાછળ ઉઠાવેલા શ્રમ અને ભોગના પ્રમાણમાં કેટલો ઓછો બદલો મળે છે, છતાં એ બોજો જાણે ઓછો ન હોય એવી રીતે કાયદાની તરવાર આપણા શિરપર સદા ઝઝુમતી જ રહે છે.

આવી પરિસ્થિતિમાં પગભર થઇ ટકી રહેવું એ આપણાં વર્ત્તમાનપત્રો માટે ઓછું વિષમ નથી. આવી હાડમારીના સબબે આપણાં કેટલાંયે ઉદાર અને સેવા ભાવનાથી નિકળેલાં ખીલતાં પત્રો, તેમના આશાભર્યા જીવનનો અકાળે ભોગ આપે છે. રાત કે દિવસનો વિચાર કર્યા વિના સતત્ કાળજી અને ચિંતામાં આર્થિક અને અન્ય મુશ્કેલીઓમાં જીવન વ્યતીત કરનાર એક પત્રકાર પોતાના પત્રના ૨૫ વર્ષ પૂરાં કરવા ભાગ્યશાળી થાય એ આપણે માટે તો ખરેખર હર્ષનો પ્રસંગ લેખાવો જોઇયે; તેથી 'પ્રજાબંધુ'ના મંગલ મહોત્સવના અવસરને અમે ઉત્સાહપૂર્વક સત્કારી લીધો.

## મંડળનો ઉદ્દેશ.

અમારૂં મંડળ સ્થાપવામાં આ તો તાત્કાલિક ગૌણ હેતુ હતો. પ્રસ્તુત પત્રકાર મંડળ સ્થાપવામાં ખરી રીતે અમારો મુખ્ય અને ખાસ હેતુ તો જાત તૈયારી અને જાત સુધારણા સાધવા સાથે પરસ્પર મિત્રભાવ અને ભાઇચારો વધારવાનો હતો.

ધંધાની હરિફાઇને લીધે અને અન્ય કારણસર પણ આપણા વર્ત્તમાનપત્રોમાં એકમેક સાથેનો સંબંધ અને સહકાર કાંઇક ઓછા માલુમ પડે છે અને તે સમજી શકાય એમ છે. પરંતુ એકજ ધંધામાં કાર્ય કરનારાઓ વચ્ચે પરસ્પર અંગત સુસંબંધ જામે, મૈત્રી બંધાય અને સહકાર વધે, એ અન્ય ધંધાઓની જેમ આ ધંધામાં પણ એટલું જ બલ્કે વિશેષ જરૂરનું છે અને તે વળી સર્વેને શ્રેયસ્કર છે.

આ તો વર્ત્તમાનપત્રના ધંધાની સામાજિક બાજુનો વિચાર થયો. પણ તેનું અગત્યનું અંગ વર્ત્તમાનપત્રનું સાહિત્ય અને પત્રકારના ધંધાનું શિક્ષણ અને જ્ઞાન વગેરે માટે સાધનો એકઠાં કરવાં, તેનો અભ્યાસ કરવો અને તે વિષે ચર્ચા કરવી, તે પ્રતિ અમારૂં ખાસ લક્ષ હતું.

આપણે અહિં પત્રકારના ધંધાનું શિક્ષણ અને જ્ઞાન મેળવવા માટે કાંઈ પણ વ્યવસ્થા નથી, અગર તો તેના અભ્યાસ માટે જોઇતાં સાધનો પણ ઉપલબ્ધ નથી. યુનિવરસિટિના અભ્યાસક્રમમાં તેને સ્થાન અપાયું નથી. વળી એવી કોઈ સંસ્થા નથી કે જ્યાં તેનું શિક્ષણ અપાતું હોય. આમ પત્રકારના ધંધામાં પ્રવેશ કરનાર, મુખ્યત્વે શિખાઉ પણ બીનઅનુભવી હોય છે. યુનિવરસિટિની એકાદ ઉપાધિ પ્રાપ્ત થઇ હોય કે કોઈ વર્ત્તમાનપત્ર કે માસિકમાં સહેજસાજ લખવા માંડ્યું હોય એટલે એમજ માની લેવાય છે કે આપણામાં પત્રકારની યોગ્યતા આવી ગઈ. પણ તે ગેરસમજ છે; માત્ર એક ભ્રમજ છે. આપણાં વર્ત્તમાનપત્રોનું વ્યક્તિત્વ ખીલતું કે વિકાશ પામતું નથી તે વાસ્તવિક રીતે આવું પરિસ્થિતિને જ આભારી

છે; તેથી તે માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ. આવાજ આશયથી, એક બીજાની સહાયતા અને સહકારથી, વર્તમાનપત્રના ધંધાને ઉપયોગી અને તેના અંગના વિષયોપર વિચારની આપ લે અને ચર્ચા કરવા વખતોવખત એકઠા મળી અને તે માટે જરૂરી સાહિત્યનો સંગ્રહ કરી એ ધંધાનું પુરતું જ્ઞાન અને બની શકે એવી તત્સંબંધી નિપુણતા પ્રાપ્ત કરવા પ્રસ્તુત પત્રકાર મંડળ સ્થાપવામાં આવ્યું હતું. પણ એ કાર્યમાં અમે જોયું કે ગુજરાતી વર્તમાનપત્રો સાથે સંબંધ ધરાવતા સૌ કોઈ એકઠા મળી એક સાથે વિચાર કરી, આપણી મુશ્કેલીઓ અને ખામીઓ વિષે ચર્ચા કરે તો તેનું પરિણામ સુંદર આવે અને કેટલુંક સંગીન કાર્ય પણ થાય. તેટલા માટે પહેલી 'ગુજરાતી પત્રકાર પરિષદ' ભરવાનું અમારા મંડળે નક્કી કર્યું અને તેમાં આપ સર્વ ભાઇઓની સહાનુભૂતિ અને સહાયતા માગી. અમારી ખાત્રી છે કે આપણા એકત્ર પ્રયાસનું પરિણામ લાભદાયી નિવડશે.

## આપણી ખામીઓ અને જરૂરીયાતો.

આપણું રીપોર્ટીંગ કેવું ખામીભરેલું છે એ તો આપ સૌને સુવિદિત છે. એવા ખામી ભરેલા રીપોર્ટ માટે એક જાણીતા સાક્ષરે તો અમને અમદાવાદી રીપોર્ટર કહ્યા હતા. પરંતુ આ કાંઈ એક વ્યક્તિગત દોષ નથી. સારી રીતે રીપોર્ટીંગની પદ્ધતિમાં ફેરફાર અને સુધારો થવો જોઇએ છીએ. ખાસ કરીને ગુજરાતીને બંધબેસ્તી એક ટુંકાક્ષરી લેખનપદ્ધતિ તૈયાર થવી જોઇએ. વર્ષો પૂર્વે એવો એક પ્રયાસ રા. માધુભાઇ બાબારાવ દિવેટીઆએ કર્યો હતો, પણ તેમની એ ટુંકાક્ષરી લેખનપદ્ધતિનો ઝાઝો ઉપયોગ થયો હોય એમ માલૂમ પડતું નથી. રીપોર્ટરોએ જાતે તે દિશામાં ખંતપૂર્વક અને કાળજીપૂર્વક વિશેષ પ્રયત્ન કરવો જોઇએ. વળી તે માટે પત્રકારોએ પણ ખૂબ આગ્રહ રાખવો જોઇએ. રીપોર્ટરમાં ટુંકાક્ષરી લેખનપદ્ધતિનું સામાન્ય જ્ઞાન અને તેમાં સારી ઝડપ અવશ્ય હોવાં જ જોઈએ. વર્તમાનપત્રના માલિકોએ પણ રીપોર્ટરની આ લાયકાતના પ્રમાણમાં તેની યોગ્ય અને વાજબી કદર કરવી જોઇએ. તોજ તેમાં સારો સુધારો થવાની આશા રહે.

રીપોર્ટીંગના જેમ ન્યુઝ સર્વિસ—ખબર પૂરી પાડનારી એજન્સી પ્રતિ પણ આપણે ખાસ ધ્યાન આપવું જોઇએ છીએ. આપણા દેશી છાપાઓને રૂટર જેવી ખર્ચાળ ખબર પૂરી પાડનારી કંપનીના ભારે દર આપવા પરવડે નહિ, તેમજ કેટલીક વખતે તે એવી નકામી ખબર મોકલી આપે છે, જે આપણને કશા ઉપયોગની ન હોય; વળી તે ખબર કેટલીક વખત એક પક્ષી હોય છે; તેથી આપણા વાચક માટે તો આપણા દેશની જ જાણવા જેવી અને અગત્યની હકીકત વધુ પ્રમાણમાં, મુદ્દાસર અને નિયમિત રીતે અપાતી રહે, એ ઇચ્છવાયોગ્ય છે. આને માટે સ્વતંત્ર વ્યવસ્થા થાય એ જરૂરનું છે. એસોસીએટેડ પ્રેસ એજન્સીનું કાર્ય સ્તુત્ય છે પણ તેમાં હજી બહોળો સુધારો થવો જોઇએ છીએ; ગુજરાતના ઘણા જ થોડા શહેરોમાં એના ખાસ પ્રતિનિધિઓ હશે.

એજ પ્રમાણે આપણાં ખાસ ખબરપત્રીઓ જાણીતાં અને મુખ્ય શહેરોમાં અને મોટા વેપાર રોજગારનાં મથકોમાં હોવા જોઇએ; એટલું જ નહિ પણ તે સારી રીતે કેળવાયલા, બહોળી લાગવગ અને વસીલાવાળા હોવા જોઇએ, જેથી ત્યાંની અગત્યની અને ઉપયોગી બધી બાતમીઓ તાકીદે મળતી રહે.

વળી આપણે અહિં રેફરન્સનું સાહિત્ય પણ નહિ જેવું છે; નથી જ એમ પણ આપણે કહી શકીએ. એવાં સાધન ઇંગ્રેજીમાં પુષ્કળ અને મોટા પ્રમાણમાં છે. આપણે પણ આપણી જરૂરીઆત અને સવડ પ્રમાણે એવું સાહિત્ય નવું તૈયાર કરવું જોઇએ. પ્રેસકટિંગ એજન્સી અથવા વાર્તા અને લેખ પૂરા પાડનારી કંપનીઓ નીકળતાં હજી ઘણો સમય જોઇશે. તે અગાઉ આપણે લેખકોને તેમના લેખ માટે પૈસા પણ આપવા જોઇશે.

આ સિવાય આપણાં અઠવાડિક પત્રો માત્ર માહિતી આપવા પુરતા પ્રયાસથી સંતોષ માની બેસી ન રહેતાં તેમાં વિચારપૂર્ણ અને મનનયોગ્ય લેખો, નિબંધો અને જૂદા જૂદા વિષયોપર ખાસ સમાલોચના અને નોંધ આપવાની પ્રથા દાખલ કરે તો તે વધારે ઉપયોગી અને અસરકારક થઈ પડે; કારણ કે દિન પ્રતિદિન દૈનિક પત્રોનો પ્રચાર વધતો જાય છે અને તેમાં ઘણીખરી માહિતી આવી ગયેલી હોય છે.

આપણાં માસિકોમાં પણ સુધારા માટે પુરતો અવકાશ છે. બાળસાહિત્ય હજુ નવું જ શરૂ થયું છે, સ્ત્રીવાચન માટે હજી જોઇએ તેવી અને પુરતી તૈયારી થઈ નથી; કોમી માસિકો પુષ્કળ બહાર પડે છે પણ કોમપર તેની ઝાઝી અસર થતી હોય એવાં બહુ ઓછાં ચિહ્ન માલુમ પડે છે.

આપણાં છાપખાનાં બહુ પછાત રહેલાં છે. મુદ્રણકળા માટે વપરાતાં બિબાં ઘાટીલાં અને સુરેખ હોવાં જોઇએ. પણ તે તરફ કશું લક્ષ અપાતું નથી. બિબાં પાડવામાં એવી હલકી ધાતુનું મિશ્રણ ઉપયોગમાં લેવાય છે કે ટાઈપ—બીબાં લાંબો સમય ટકતાં નથી અને જલદી ઘસાઈ જાય છે; એવાં ટાઇપો ચાલુ ઉપયોગમાં રાખ્યાથી છાપકામ ઝાંખું અને ખામીભરેલું થાય છે; આપણી મુદ્રણકળામાં ભાંગેલા ટાઈપ અને અશુદ્ધિ એ બે દોષો તો સાધારણ થઈ પડ્યા છે અને તેમાં સત્વર સુધારો થવાની અગત્ય સૌ કોઈ સ્વીકારશે.

ચિત્રો માટે તો આપણે અહિં કશાં સાધન કે વ્યવસ્થા જ છે નહિ. ચિત્રકારની કદર કરનારા પણ જૂજ છે. પરંતુ શિક્ષણ અને જ્ઞાનપ્રચારમાં ચિત્રો જેટલી મદદ આપણને અન્ય સાધનોમાંથી ભાગ્યે જ મળી શકે. ખરી રીતે આપણી પ્રસિદ્ધિઓમાં ચિત્રોનો બહોળો અને છૂટથી ઉપયોગ થવાની જરૂર છે; અમદાવાદમાં જાણીતા ચિત્રકાર રા. રવિશંકર રાવળે તે દિશામાં કંઇક પહેલ કરી છે; તે માટે ખાસ સ્ટુડીઓ ખોલ્યો છે; પણ તે પ્રયાસ અપ્તરારૂપે અલ્પ જ કહી શકાય.

આ બધા વિષયો તો પત્રકારના ધંધાને આવશ્યક છે; પણ તે સાથે પત્રકારે જૂદા જૂદા વિષયોમાં સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. આવા જ આશયથી બૃહદ્ ગુજરાતના પ્રશ્નોમાં અમને રસ લેતા કરવાને જાણીતા દેશપ્રેમી શ્રી. બનારસીદાસ ચતુર્વેદીએ અમારા મંડળ સમક્ષ કેનીયા અને સંસ્થાનો વિષે બે વખત ઉપયોગી ચર્ચા કરી હતી અને તે અસરકારક નિવડી હતી. આપણે દેશ પરદેશના ઇતિહાસ અને રાજનીતિના પ્રશ્નોથી વાકેફ રહેવું જોઇએ; આપણું ભૌગોલિક જ્ઞાન પણ ઝીણું જોઇએ; તેમજ મજુરપક્ષ, સોવિએટ સંસ્થા, મૂડીવાદ, ફેસીઝમ વગેરે વગેરે હાલ ખૂબ ચર્ચાતા વિષયોમાં પણ કંઈક ચંચુપાત કરેલો હોવો જોઇએ.

રા. ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર



અધ્યક્ષ, ૧લી ગુજરાતી પત્રકાર પરિષદ.

તેની સિદ્ધિ માટે એકાદ મંડળના કે પરિષદના પ્રયત્ન બહુ ફળદાયી થઈ પડવા સંભવ નથી. તે માટે તો મુંબાઈ યુનિવરસિટિએ કે ગુજરાત વિદ્યાપીઠે, પત્રકારના ધંધાનું શિક્ષણ આપવાને ઘટતી વ્યવસ્થા કરવી જોઇએ છીએ. એવો કોઈ વ્યવસ્થિત માર્ગ યોજાય તોજ આપણે આગળ વધી શકીએ; તોજ આપણાં પત્રો વિકાસ પામે અને ખીલે.

## આપણું કર્ત્તવ્ય.

ચાલુ યુગમાં વર્તમાનપત્રોનો પ્રભાવ વિશેષ પડે છે; રાજ્યતંત્રનું તે એક અંગ લેખાય છે. લોકમત વ્યક્ત કરવાનું તે પ્રબળ સાધન છે; તે દ્વારા લોકશિક્ષણ અને જ્ઞાન પ્રચારનું કાર્ય સુંદર રીતે થયે જાય છે. તે એક ઉપદેશક અને શિક્ષકનું કાર્ય પણ સાધી શકે છે. સમાજમાં તેનું સ્થાન અને દરજ્જો બહુ ઉંચો અને ગૌરવભર્યો છે. તે ધારી અસર પેદા કરી શકે એવી શક્તિ ધરાવે છે. આવા એક ઉચ્ચ અને પવિત્ર ધંધાને યોગ્ય આપણે થઈએ અને આપણું કર્ત્તવ્ય અને જવાબદારી આપણે યથાશક્તિ અને સેવા-બુદ્ધિથી હમેશ બજાવતા રહીએ, તેમાં આ પરિષદની પ્રવૃત્તિ સહાયભૂત થઇ પડે એવી શુભ આશાથી આપણે કાર્ય આરંભીશું; અને ઇશ્વર આપણને તેમાં વિજય જ આપશે.

## મહાત્મા ગાંધીજીનો સંદેશો.

મંત્રીઓનું નિવેદન વંચાઈ રહ્યા બાદ રા. ચીમનલાલ મોદીએ મહાત્મા ગાંધીજી તરફનો પરિષદ્ પ્રત્યેનો સંદેશો વાંચી સંભળાવ્યો હતો, તે નીચે મુજબ હતો:—

“ મને લાગે છે કે આપણા દેશમાં જેને બીજો કાંઈ ધંધો ન મળે તે જો જરાએ લખી જાણતો હોય તો છાપાં લખવાનો ધંધો કરવા બેસી જાય છે. હાલ મારે માથે ઉત્તર હિંદુસ્તાનનાં ઘણાં ઉર્દુ છાપાં વાંચવાનું આવી પડયું છે. મારૂં વાંચન ઉપરના વિચારને બહુ પોષે છે. ગુજરાતી વર્તમાનપત્રોનો મારો અનુભવ કંઈક એવા જ પ્રકારનો છે. આવી સ્થિતિમાં વર્તમાનપત્રોના તંત્રીઓ એકઠા મળી પોતાની ઉપર કંઈક અંકુશ મૂકી શકે તો એ ઇષ્ટ છે, એમાં બે મત ન જ હોય. તંત્રીપદ આજીવિકાને સારૂ નહિ પણ કેવળ લોકસેવાને સારૂ જ સ્વીકારાય, એવી જવાબદારી જે સંસ્થા આપણને શીખવે તે આવકારને પાત્ર છે. આપણી સંસ્થા એવી નીવડો એ મારી આશા છે.”

આ સિવાય બીજા સહાનુભૂતિના તારો તથા સંદેશા, રા. કનૈયાલાલ મુન્શી, ‘કૌમુદી’ના તંત્રી, ‘રંગરાગ’ના તંત્રી, મી. રંગીલદાસ કાપડીઆ, મી. જહાંગીર કાબ્રાજી, ‘નવરોજ’ના અધિપતિ, ‘સ્ત્રીબોધ’ના અધિપતિ વગેરે તરફથી આવ્યા હતા તે વાંચી સંભલાવવામાં આવ્યા હતા.

તે પછી સ્વાગતનું ભાષણ ‘પ્રજાબંધુ’ના ચાલક શ્રી. ઠાકોરલાલ પરમોદરાયે આપ્યું હતું.

## સ્વાગતનું ભાષણ.

પત્રકાર બંધુઓ, વર્તમાનપત્રોના કાર્યમાં રસ ધરાવનાર મિત્રો, સન્નારીઓ અને અન્ય ગૃહસ્થો !

ગુજરાતના આ પાટનગરમાં તમો સર્વ આ પ્રાંતમાંથી તેમજ ઇલાકાનાં જૂદાં જૂદાં સ્થળો ખાતેથી અમારા આમંત્રણને માન આપીને પધાર્યા છો, અને અમે અમારા પત્રકાર મંડળની બાલ્ય વયમાં જ આ પરિષદ્ બોલાવવાનું સાહસ કર્યું છે તે પ્રત્યે તમોએ સહાનુભૂતિ દર્શાવી છે, તે માટે તમો સર્વનો આભાર માનતાં હું ગુજરાત પત્રકાર મંડળ તરફથી તમો સર્વ બંધુઓનું સ્વાગત કરૂં છું. અમારા મંડળે તમારૂં સ્વાગત કરવાને માટે અમદાવાદના જ નહિ પણ સમગ્ર હિંદુસ્તાનના એક માનવંત પત્રકાર મહાત્મા ગાંધીજીની પસંદગી કરી હતી, અને અમારા મંડળ પ્રત્યે તેમજ આ પરિષદ્ બોલાવવાના કાર્ય પ્રત્યે તેમણે જે દિલસોજી દર્શાવી હતી, તે જોતાં તેમના તરફના સ્વાગતના શબ્દો વધારે પ્રસંગોચિત થઈ પડત, પરંતુ અમે તેમની પ્રમુખ તરીકે પસંદગી કરી ત્યારબાદ અવનવા સંયોગો ઉત્પન્ન થયા, મહાત્માજી દિલ્હી ખાતે ગયા, ત્યાં તેમનું હૃદય હિંદુ-મુસ્લીમ અણબનાવોથી દુભાયું અને તેમણે ઉપવાસ આરંભ્યા. આ કારણથી તે સ્વાગત મંડળનું પ્રમુખસ્થાન સ્વીકારી શકયા નથી અને અમે પણ તેમની નબળી તબીયતે તસ્દી આપવાને વધારે આગ્રહ કરવાનું ઉચિત માન્યું નથી. જેમ અમારૂં મંડળ હજુ બાળક અવસ્થા ભોગવે છે, તેમ અમારી તૈયારીઓ પણ ટૂંક સમયની જ છે. એટલે આપ સર્વની બરદાસ્ત કરવામાં તેમજ અમારી પત્રિકાઓ સર્વ પત્રકારોને પહોંચતી કરવામાં જો કંઈ દોષ થયો હોય તો તે માટે તમો સર્વની અમે ક્ષમા યાચીએ છીએ.

## અમદાવાદનું ઐતિહાસિક મહત્ત્વ.

ઇ. સ. ૧૪૧૧ માં અમદાવાદની સ્થાપના થઇ અને મુસલમાનોએ તેની જાહોજલાલી વધારી, ત્યારપછી ૧૭૦૮ માં તે મરાઠાઓના કબજામા આવ્યું અને ૧૮૧૯ માં તે બ્રિટિશ હિંદનું એક શહેર બન્યું: એ બધા કાળમાં અમદાવાદનું ઐતિહાસિક મહત્ત્વ ચાલુ જ રહ્યું છે અને આજે આખા મુંબઈ ઇલાકામાં તે વસ્તીમાં તેમજ વ્યાપાર-ઉદ્યોગમાં મુંબઇથી ઉતરતું એટલે બીજા નંબરનું શહેર લેખાય છે. જે વખતે અમદાવાદ બ્રિટિશ હિંદમાં ભળ્યું ત્યારે તે પડતીના કાળમાં ડુબકાં ખાતું હતું; કારણકે મુસલમાનો, મરાઠાઓ તેમજ અંગ્રેજોના હુમલાઓથી, મરાઠાઓ ની રાજ્ય સંબંધી ગેરવ્યવસ્થાથી તથા કુદરતી આફતોથી તે હાલહવાલ થતું જતું હતું અને તેની વસ્તી માત્ર ૮૦ હજારની રહી હતી. તેનાં સંખ્યાબંધ પરાં નાશ પામી ગયાં હતાં. ઇસલામી કાળમાં અમદાવાદ ઉર્દૂ તથા ફારસી વિદ્યાના ધામ તરીકે જાણીતું હતું પરંતુ મધ્યના પડતીના કાળમાં તેની વિદ્યા પણ તેનાથી રીસાઇ ગઇ હતી અને ધંધા વ્યાપાર વણસતા જતા હતા. અંગ્રેજોના કબજામાં અમદાવાદ આવ્યા પછી તે સુવ્યવસ્થિત થવા લાગ્યું હતું. આ કાળમાં દેશી શાળા-પાઠશાળાઓ અને મદ્રેસાઓ દ્વારા કેળવણીનો પ્રચાર થતો, પરંતુ કેળવણી લેવાની જૂના વખતની જાગૃતિ અસ્ત પામતી હતી. ઇ. સ. ૧૮૨૬ માં અમદાવાદમાં પુનઃ કેળવણી સંબંધી જાગૃતિનો કાળ આવ્યો અને મુંબઇ શીખી આવેલા શિક્ષકોના વડપણ હેઠળ અંગ્રેજ સરકારે ગુજરાતી જાહેર નિશાળો કાઢી. આ પ્રમાણે અમદાવાદમાં આધુનિક કેળવણીનો કાળ માત્ર સો વર્ષનો જ છે.

## પ્રારંભનાં છાપખાનાં અને વર્ત્તમાનપત્રો.

કેળવણીની અસર મુંબઇ ઉપર તેથી વહેલી થઇ હતી. જે વખતે પુસ્તક છાપીને

લોકોના ઉપયોગ માટે પ્રસિદ્ધ કરવાનું કાર્ય પણ શરૂ જ થતું હતું તે વખતે મુંબઇમાં પહેલા ગુજરાતી વર્તમાનપત્ર 'મુંબઇ સમાચાર' નો જન્મ ઇ. સ. ૧૮૨૨ માં થયો હતો. એ શિલાછાપના છાપખાનામાં છપાઇને પ્રસિદ્ધ થતું હતું. અમદાવાદમાં તો છાપખાનું જ ૧૮૪૫ માં પહેલવહેલું સ્થપાયું. એજ વર્ષમાં અમદાવાદમાં પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી સ્થપાઇ હતી અને તેણે પોતાનું શિલાછાપનું છાપખાનું કાઢ્યું હતું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ૧૮૪૮માં સ્થપાઇ અને તેણે પણ પોતાનું છાપખાનું કરી 'અમદાવાદ વર્ત્તમાનપત્ર' નામનું પત્ર કાઢવાની શરૂઆત કરી, પરંતુ એ પત્રમાંના લેખો સંબંધે મતભેદ પડતાં મી. ફૉર્બ્સ તેમાં લખતા બંધ થયા અને તેથી કેટલોક વખત ચાલીને તે બંધ પડ્યું. એ વર્તમાનપત્ર દર બુધવારે પ્રસિદ્ધ થતું તેથી 'બુધવારીયું' તરીકે લોકો તેને ઓળખતા. તેનું વાર્ષિક લવાજમ રૂ ૬ હતું અને માત્ર ૧૨૫ નકલ પ્રસિદ્ધ થતી: 'બુદ્ધિપ્રકાશ' ૧૮૫૦ માં વિદ્યાવર્ધક મંડળીએ સ્થાપેલું, તે ૧૮૫૪ માં ગુ. વ. સોસાઇટીને હસ્તક આવ્યું. ત્યાર પછી 'ખબર દર્પણ' બાઇવાકલી નીકળ્યું. 'અમદાવાદ સમાચાર' ૧૮૬૦ માં પ્રસિદ્ધ થયું અને 'સમશેર બહાદુર' મુંબઇથી અમદાવાદમાં આવ્યું. આ વર્ત્તમાનપત્રો પ્રજાની ફરીયાદો જાહેર કરવાને બદલે માત્ર નાની–મોટી ખબરો આપવાની પોતાની ફરજ વધારે સમજતાં. કોઈ વાર તેમાં અંગત ટીકાઓ, મશ્કરીઓ અને સવાલજવાબોના ઝગડા પણ ચાલતા. 'પ્રજા અભિલાષ' ૧૮૬૩ ના અરસામાં જન્મ્યું હતું. શ્રી. પીતાંબરદાસ ત્રીભોવનદાસે કેળવણીખાતાની નોકરી છોડીને 'હિતેચ્છુ' પત્ર કાઢયું હતું અને તેમાં તેજ લખાણો આવતાં, તેમજ લોકોમાં પ્રિય થવાથી આશરે ચાળીસેક વર્ષ જેટલું જીવન ભોગવવા તે ભાગ્યશાળી થયું હતું. ત્યારપછી 'પ્રજામત', 'હિંદુસ્તાન', 'પ્રતિનિધિ' અને 'રાજપત્રિકા' વર્તમાનપત્રો નીકળ્યાં હતાં. 'હિંદુસ્તાન' અમદાવાદમાં ઠીક ચાલતું તે મુંબઈ જઇને રામશરણ થયું. આ મધ્યકાળનાં છાપાંના અધિપતિઓ પોતાની સત્તાનો ઉપયોગ ખોટે માર્ગે કરવાને પણ કેટલીક વાર પ્રેરાતા. ધનવાનોની નિંદાઓ છાપવી, ધમકીઓ આપવી, દેશી રાજાઓના સાચા જૂઠા જુલ્મોની વાતો છાપી તેમને ડરાવવા અને એવા જ ખોટા માર્ગે પેટને માટે પૈસા કઢાવવાનો ધંધો પણ કેટલાંકો ચલાવતાં. કાઠિયાવાડ એજન્સીમાં પોલીટીકલ એજંટોની અને દેશી રાજાઓની સર્વોપરિ સત્તા હોવાથી આવાં પત્રો અમદાવાદમાં આવી થાણું જમાવતાં અને પછી પોતાનાં બાણ છોડીને રાજાઓ, તેમના કારભારીઓ તથા બીજાઓ પાસેથી નાણું કઢાવતા! 'કાઠિયાવાડ હિમાયતી', 'કાઠિયાવાડ સમાચાર' અને બીજાં કેટલાંક પત્રો આવાં કાર્યો માટે વગોવાએલાં પણ ખરાં. 'એક આબરૂદાર શેઠીયાએ ચેતતા રહેવું.' 'ઝાલાવાડના એક રાજાએ પોતાની પ્રજા ઉપર જુલમ કરવા માંડયો છે અને તે જુલમમાં રાજ્યનો ભાઈ થાય છે તે આગળ થયો છે, સંબંધી અમે તપાસ કરીએ છીએ અને તપાસને અંતે પૂરી ખબરો પ્રસિદ્ધ કરીશું' એવી ધમકીઓ તો આવાં પત્રોમાં સાધારણ હતી, અને ધમકીઓ એ ઓછી કેળવણીના કાળમાં નાણું ખેંચી લાવનારી પણ થતી. એક અધિપતિએ કાઠિયાવાડના એક રાજાના જુલમની બહુ વાતો છાપેલી, પરંતુ રાજાએ અધિપતિને બોલાવીને ૫૦ રૂપિયા પાનસોપારીના આપ્યા એટલે અધિપતિએ પોતાના છાપામાં છાપ્યું કે અમને અગાઉ મળેલી ખબરો ખબરપત્રીએ પુરી તપાસ કર્યા વિના લખી હતી અને રાજા તથા તેના કારભારીઓ તો પ્રજા

ઉપર સારી પેઠે રહેમ રાખે છે!' તેથી ઉલટું એક અધિપતિએ એક રાજાની એવી નિંદા કરેલી તથા ખોટી વાતો લોકોને મ્હોંએ કરેલી, તેને પરિણામે રાજાએ તેને પોતાના એક અમલદાર મારફત મહેમાનગીરી માટે બોલાવી સારી પેઠે માર મારેલો અને કેદમાં રાખેલો! આ રીતે પત્રકારની સાચી ફરજોનો ખ્યાલ ગુજરાતમાં બહુ મોડો આવ્યો છે એમ કહેવું જોઈએ.

## નવા યુગનાં વર્તમાનપત્રો.

વર્તમાનપત્રોનાં આવાં કાર્યોથી તે હીમાતાં રહેતાં, એવામાં અમદાવાદમાં ફ્રેન્ડલી સોસાઇટીઓનો જન્મ થયો. એ સોસાઇટીઓ 'ડોશીઓની વીમા કંપનીઓ' ને નામે ઓળખાતી. તેમાં વીમા ઉતરાવનારા ઘરડાબુઢ્ઢાઓનાં વારસોને શરૂઆતમાં મોટી રકમો મળતી તેથી ઘણા લોકો તેમાં નાણાં ભરવા લાગ્યા. આ ઉજળી ઠગાઇ થોડા કેળવાએલાઓ જ સમજતા, જ્યારે તે વખતનાં વર્તમાનપત્રો એવી મંડળીઓના લાભોની મોટી વાતો કરી, મંડળીઓ પાસેથી જાહેરખબરનાં નાણાં અને તે ઉપરાંત લોકોને ઠગવાને સ્વતંત્ર લખાણો કરવા માટે લાંચ લઈ, પોતાનો સ્વાર્થ સાધતાં હતાં; આ જ વખતે લોકોની આંખો ઉઘાડવા અને એવી મંડળીઓની ઠગાઇ પ્રકટ કરવા 'પ્રજાબંધુ'નો જન્મ આજથી લગભગ ૨૭ વર્ષ પૂર્વે ૧૮૯૮ માં થયો હતો. 'પ્રજાબંધુ' ને પણ એ મંડળીઓ શામ, દામ અને દંડના પ્રયોગોથી જીતી લેવા મથી હતી, પરન્તુ તેમનું કશું વળ્યું નહિ અને છેવટે તેમને થોડા વખતમાં મરણ પામવું પડ્યું. આવી મંડળીઓ પાછળ અમદાવાદના ગરીબ તથા મધ્યમ વર્ગના લોકોના હજારો રૂપિઆ હોમાઈ ગયા હતા. ત્યારપછી ૧૯૦૧માં 'ગુજરાતી પંચ'નો જન્મ થયો. ૧૯૦૨ માં નેશનલ કોંગ્રેસની ૧૮મી બેઠક અમદાવાદમાં ભરાઈ અને રાજદ્વારી તથા સાંસારિક જાગૃતિનો કાળ પ્રવર્ત્યો. ઘરડાં થએલાં વર્તમાનપત્રો એ કાળમાં મરણ પામ્યાં અને 'પ્રજાબંધુ' અને 'પંચ' પછી 'જ્ઞાનોત્તેજક,' 'જૈન,' 'રાજસ્થાન,' 'Patriot,' 'પોલીટીકલ ભોમીઓ,' 'ગુજરાત વર્તમાન,' 'નવજીવન,' 'Young India,' 'સ્વરાજ્ય,' 'સંદેશ,' 'વીરશાસન,' 'કચ્છ વર્તમાન' વગેરે પત્રો સ્થપાયાં, તેમાંનાં કેટલાંક મરણ પામ્યાં છે. 'જૈન' મુંબઇ ગયા પછી ભાવનગરમાં સ્થિર થયું છે; 'પોલીટીકલ ભોમીયો' હમણાં જ મુંબઈ ગયું છે અને બાકીનાં પત્રો ચાલે છે; પરન્તુ ઇલાકાના પાટનગરનાં ગુજરાતી પત્રોએ જે સાહસો કર્યાં છે અને ધંધાની ખીલવણી કરી છે, તેના પ્રમાણમાં ગુજરાતનાં પાટનગરનાં પત્રો પછાત છે.

## ગુજરાતનાં બીજા પત્રો.

હિંદુસ્તાનમાં પહેલવહેલું છાપખાનું કલકત્તામાં ૧૭૭૮ માં અને મુંબઇમાં ૧૮૭૮–૭૯ માં સ્થપાએલું અને પહેલું વર્તમાનપત્ર કલકત્તામાં ૧૭૮૦ માં 'બંગાળ ગેઝેટ' અને આપણા ઇલાકામાં પહેલું પત્ર ૧૮૨૨માં 'મુંબઈ સમાચાર' સ્થપાએલું; પરન્તુ ઇલાકાનાં પાટનગરો કરતાં ઇલાકાનાં બીજાં શહેરો સારી તેમજ માઠી અવસરોમાં જેમ હમેશાં પછાત રહે છે, તેમજ અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, રાજકોટ વગેરે ગુજરાત-કાઠિયાવાડનાં શહેરો વર્તમાનપત્રોના ધંધામાં મુંબઇથી ઘણે અંશે પછાત જ રહેલાં છે. સુરતમાં પહેલું વર્તમાનપત્ર 'સુરત સમાચાર' ૧૮૫૦ થી પ્રસિદ્ધ થવા લાગ્યું હતું. ત્યારબાદ

'દેશીમિત્ર' ૧૮૬૦-૬૧ માં સ્થપાયું અને ત્યારપછી 'ગુજરાત મિત્ર,' 'સુરત સોદાગર,' 'ગુજરાત દર્પણ,' 'સૂર્યપ્રકાશ' વગેરે જન્મ્યાં. વડોદરામાં વર્તમાનપત્રો સુરતથી પણ મોડાં સ્થપાયાં હતાં અને જૂનાં પત્રોમાંનું એક માત્ર 'સયાજીવિજય' હયાત છે. નવાં પત્રોમાં સુરતનાં 'નવયુગ,' 'અસહકાર' તથા 'સમાચાર' અને વડોદરાનું 'નવગુજરાત' કાંઈક ઠીક ફેલાયાં છે. ભરૂચમાં 'ભરૂચ સમાચાર' અને 'ભરૂચ મિત્ર' ચાલે છે. કાઠિયાવાડમાં જૂનું પત્ર 'કાઠિયાવાડ ટાઇમ્સ' છે અને તે રોજીંદુ મટી અઠવાડીયામાં બે વાર પ્રસિદ્ધ થવા લાગ્યું છે. નવાં પત્રોમાં 'કાઠિયાવાડ ઓપીનિઅન' અને 'સૌરાષ્ટ્ર' મુખ્ય છે. મધ્યકાળનાં અનેક વર્તમાનપત્રો આજે મરણ પામેલાં છે અને બીજાં હાલનાં વર્તમાનપત્રો પોતપોતાના ક્ષેત્રમાં અને પોતપોતાની દિશામાં રહી કામ કરી રહ્યાં છે. તેમના ધંધાદાર તરીકેના સાહસમાં મુંબઇનાં પત્રો જ આદર્શરૂપ હોય છે, પરન્તુ કેળવણીના ફેલાવામાં વર્તમાનપત્રોના વાચનના શોખમાં, વર્તમાનપત્રોને મળેલી સ્વતંત્રતામાં, જાહેર જીવનની રસિકતામાં, સેવાભાવમાં, વિચારોની ઉદાત્તતામાં જેટલે અંશે જે જે ભાગો પછાત રહેલા છે, તેટલે અંશે તે તે ભાગોનાં વર્તમાનપત્રો ખીલવણીમાં પછાત છે, ફેલાવામાં સંકુચિત છે અને ધંધાની સાહસિકતામાં પૂરી સાવધાનતાથી પગલું ભરનારાં રહ્યાં છે.

## કેટલીક અગવડો.

ગુજરાતનાં વર્તમાનપત્રોની ખીલવણીમાં કેટલીક અડચણો તેમજ અગવડો તેમની આડે આવતી રહી છે. ગુજરાતમાં વાંચવાનો શોખ હજી બરાબર ખીલ્યો નથી અને મધ્યમ વર્ગમાં વર્તમાનપત્રો ખરીદીને વાંચવાની શક્તિ મર્યાદિત જ હોવાથી રોજીંદાં, મોટાં અને ખર્ચાળ પત્રોને પૂરતું ઉત્તેજન મળવા પામતું નથી. આ જ કારણથી ગુજરાતમાં દૈનિક પત્રો કાઢવાના જે અખતરા થયા છે તે અખતરા નિષ્ફળ ગયા છે. ગુજરાત સામાન્ય રીતે ગરીબ પ્રાંત મનાતો નથી પરન્તુ તેના ધનવાન અને મધ્યમ વર્ગ વચ્ચેનું અંતર ઘણું મોટું છે. જે ધનવાનો છે કિંવા ઉંચી કેળવણી પામેલા છે તેઓ દૈનિક પત્રો વાંચે છે અને વાંચવાની જરૂર સમજે છે, પરન્તુ તેઓને મુંબઇનાં અંગ્રેજી અને ગુજરાતી દૈનિકો થોડા કલાકમાં જ પહોંચતાં હોવાથી એ હરીફાઇની વચ્ચે ગુજરાતમાં દૈનિક પત્રો નિષ્ફળ નીવડયાં છે. મુંબઇની હરીફાઇમાં ચડે તેવાં દૈનિકો જ્યારે ગુજરાતમાં જન્મે ત્યારે જ ગુજરાતના દૈનિકોને સફળતા મળે એવો જ નિષ્કર્ષ આજસુધીના અનુભવ ઉપરથી નિકળે છે. સુરતનું દૈનિક 'સમાચાર'; અમદાવાદમાં જન્મીને મરણ પામેલાં દૈનિકો, 'અમદાવાદ સમાચાર,' 'ગુજરાત ટાઇમ્સ,' અને 'સ્વરાજ્ય' તથા રાજકોટનું 'કાઠિયાવાડ ટાઇમ્સ,' એ બધાંને આ અનુભવને અંતે જ દૈનિક પદમાંથી ભ્રષ્ટ થવું પડયું છે અથવા રામશરણ થવું પડયુ છે. અમદાવાદમાં એકાદ વર્ષથી 'સંદેશ' નામનું એક દોઢીયાનું દૈનિક પત્ર પ્રસિદ્ધ થાય છે, પરન્તુ દૈનિક પત્રના ગુણોની તેનામાં ખામી છે. ગામગપાટા કિંવા વ્યર્થ કુતૂહલ જાગૃત કરનારાં મથાળાં ઉપર એક દોઢીયાનું પત્ર ખપાવવાની કળા એ કાંઇ દૈનિક પત્રનો ગુણ નૈં હોય: પરન્તુ એવું દૈનિક પત્ર આટલો વખત પણ ચાલે તે ઉપરથી એટલો નિર્ણય થઇ શકે છે કે ગુજરાતમાં સસ્તાં પત્રોને સ્થાન રહેલું છે અને સસ્તાંની સાથે જો સુંદરતા મળે તો એ સુંદરતાની કદર પણ ગુજરાતના મધ્યમ વર્ગના લોકો કરે છે. પરન્તુ સસ્તાપણું તેને માટે પહેલું

આકર્ષણ છે; અને સમાજ કુતૂહલપ્રિય હોય એ તો સ્વાભાવિક જ હોઇને ગામગપાટા કે ખોટાં કુતૂહલો ચાલી શકે, પરન્તુ એવાં પત્રો ચિરંજીવી રહી શકતાં નથી અને પત્રકારના ધંધાને માટે એ રીતિ ભૂષણસ્પદ નથી. ગુજરાતમાં દૈનિક પત્રની ખીલવણી માટે મુંબઇના જેટલી અનુકૂળતા પણ નથી અને ન્યુસ એજન્સીઓ પણ નથી.

## સ્થાનિક અમલદારો અને ગુજરાતનાં વર્તમાનપત્રો.

ગુજરાતની બીજી અડચણ સ્થાનિક અમલદારો તરફના દબાણની હોય છે. જીલ્લાનાં પત્રો ઉપર જીલ્લાના અધિકારીઓનો કાયદેસર નહિ તો સ્વાભાવિક અંકુશ રહ્યા કરે છે અને એવાં દબાણો પત્રોની ખીલવણીમાં હાનિકારક નીવડે છે. કોઇ છાપું કોઇ અમલદારની ખફગીને પાત્ર થતાં જ તેની સાથેનો સંસ્કારનો સહકાર બંધ થાય છે; સરકારી ખબરો મેળવીને છાપવામાં પણ તેની સામે હરકતો નાંખવામાં આવે છે. પ્રેસ એકટના વખતમાં તો ગુજરાતનાં પત્રો સ્થાનિક અમલદારોની રહેમ ઉપર જ અવલંબી રહ્યાં હતાં, અને એ કાયદાથી જૂનાં વર્તમાનપત્રોની ખીલવણી બે દસકા જેટલી પાછળ પડી છે તથા નવાં વર્તમાનપત્રો ગર્ભમાં જ મરી ગયાં છે. દેશનેતાઓની તથા વર્તમાનપત્રોની લડતથી અને સરકારે બતાવેલી સારી સમજથી પ્રેસ એકટનો અનિષ્ટ અંકુશ દૂર થયો છે, પરન્તુ ગુજરાતનાં પત્રોની સ્વતંત્રતા ઉપર હજી કેટલોક અનિષ્ટ અંકુશ રહ્યો છે. જે તેમની ખીલવણીમાં અંતરાયભૂત થાય છે.

## દેશી રાજ્યો અને વર્તમાનપત્રો.

ગુજરાતમાં સંખ્યાબંધ દેશી રાજ્યો આવેલાં છે અને ગુજરાતનાં વર્તમાનપત્રોના ફેલાવા માટેનાં મોટાં ક્ષેત્રો એ દેશી રાજ્યો પણ છે. દેશી રાજ્યો વર્તમાનપત્રોરૂપી છોડવાના ઉછેર માટે કસવાળી ભૂમિ નથી અને તેથી એ મોટા વિસ્તારમાં આંગળીને વેઢે ગણાય એટલાં જ પત્રો પ્રસિદ્ધ થાય છે. આ વિસ્તારની સેવા બજાવવાનો ભાર અને ફરજ બ્રિટિશ હિંદનાં પત્રોને શિરે જ મોટે ભાગે રહેલાં છે, એટલું જ નહિ પણ દેશી રાજ્યોની પ્રજાની સેવાને માટે પ્રસિદ્ધ થનારાં ખાસ પત્રો પણ બ્રિટિશ હિંદમાં જ પ્રસિદ્ધ થવાનું પસંદ કરે છે. 'કાઠિયાવાડ સમાચાર,' 'સૌરાષ્ટ્ર,' 'કચ્છ–વર્તમાન' વગેરે પત્રો અમદાવાદ જીલ્લામાંથી પ્રસિદ્ધ થાય છે અને પોતાના કાર્યક્ષેત્રથી એટલે દૂર રહેવાનું પસંદ કરે છે તેનું કારણ દેશી રાજ્યોની પ્રતિકૂળ ભૂમિ વિના બીજું કશું નથી, પરન્તુ બ્રિટિશ હિંદમાં પ્રસિદ્ધ થતાં પત્રોનાં મ્હોં પણ સરકારે લોકમત તથા ધારાસભાઓની વિરૂદ્ધ પડીને 'દેશી રાજાઓના રક્ષણનો કાયદો' (Princes Protection Act) કરી બાંધી લીધાં છે અને તેને પરિણામે દેશી રાજ્યોની સેવા બજાવવાની પૂરી તક બ્રિટિશ હિંદના પત્રો પણ મેળવી શકતાં નથી. વર્તમાનપત્રોની સ્વતંત્રતા તેમને પાછી મેળવી આપવા માટે જ્યારે ૧૯૧૦ ના 'પ્રેસ એકટ' ને દૂર કરવામાં આવ્યો છે, ત્યારે તેના આ અનિષ્ટ અવશેષને જૂદા કાયદાનું રૂપ આપીને સરકારે આપણને તે સામે વાંધો ઉઠાવવાનું કારણ પૂરૂં પાડયું છે.

## તાર અને ટપાલના દર.

કેળવણીનું સર્વોત્તમ સાધન વર્તમાનપત્રો છે અને દેશમાંથી અજ્ઞાન, વહેમ વગેરે નાબૂદ થઇને બધાં ક્ષેત્રોમાં પ્રજાની સમજ સુધરવા લાગે તેમ કરવા ઇચ્છતા દેશમાં

વર્તમાનપત્રો માટેના ટપાલના તથા તારના દર સસ્તાં હોવા જોઇએ. વર્તમાનપત્રો માટે ટપાલનો હાલનો દર ઓછામાં ઓછો પા આનાનો રાખવામાં આવ્યો છે, પરન્તુ એ દરમાં જતાં વર્તમાનપત્રોના વજન વધારવામાં આવે, તો જ વર્તમાનપત્રો વધારે તથા સસ્તું વાંચન આપવાની અને પોતાનાં કદ વધારવાની સગવડ મેળવી શકે. કેળવણીનું બીજું સાધન પુસ્તકો છે અને પુસ્તકોનાં પેકેટો ઉપરના દર પણ ઘટાડવાની જરૂર છે. પરદેશમાં પ્રસિદ્ધ થતાં વર્તમાનપત્રો જેટલાં સસ્તાં હોય છે તેટલાં સસ્તાં આપણાં વર્તમાનપત્રો હોતાં નથી એવી ફરીયાદ ઘણી દિશાએથી કરવામાં આવે છે. આપણાં વર્તમાનપત્રોનો ફેલાવો પરદેશી પત્રો કરતાં થોડો હોય છે અને તેના પ્રમાણમાં પોસ્ટેજનો દર તેને વધારે પડતો હોવાથી તે જોઇએ તેટલાં સસ્તાં થઈ શકતાં નથી.

## ગુજરાતી માસિક પત્રો.

સાહિત્યપ્રવૃત્તિમાં છેલ્લાં થોડાંએક વર્ષથી ગુજરાત સંતોષકારક તો નહિ પણ ઠીક આગળ વધતું જાય છે. વર્તમાનપત્રોમાં ગુજરાત જેટલું પછાત રહ્યું છે તેટલું પછાત તે માસિક પત્રોના સંબંધમાં રહ્યું નથી, જો કે બંગાળી ભાષાનાં માસિક પત્રોની હરીફાઈમાં ઊભા રહી શકે તેવાં અને તેટલાં માસિકપત્રો હજી ગુજરાતી ભાષામાં નથી. ૭૦ વર્ષનું જૂનું 'બુદ્ધિપ્રકાશ,' 'સ્ત્રીબોધ' અને 'ગુજરાત શાળાપત્ર;' મધ્યકાળમાં જન્મેલાં 'વસંત,' 'વૈદ્યકલ્પતરૂ' તથા 'સુંદરી સુબોધ' અને નવીન યુગમાં જન્મેલાં શારદા, કુમાર, સાહિત્ય, ભારતજીવન, યુગધર્મ, પુરાતત્ત્વ, કૌમુદી, સાબરમતી, બાળમિત્ર, જ્યોતિ, ભાગ્યોદય, વગેરે સામાયિક પત્રો તેમજ સંખ્યાબંધ કોમી પત્રો ગુજરાતમાં અત્યારે પ્રસિદ્ધ થાય છે. ગુજરાતની બહાર એટલે મુંબઈમાં અને કલકત્તામાં પણ ગુજરાત, નવચેતન, સમાલોચક, સમાજ જીવન, જ્ઞાનવર્ધક, ઇત્યાદિ માસિક પત્રો છે; તેમાંનાં કેટલાંક સચિત્ર પત્રો પણ છે: છતાં જૂનાં વિજ્ઞાન વિલાસ, સુદર્શન, જ્ઞાનસુધા, ચંદ્ર, મહાકાલ, ભક્ત વગેરે માસિકોની ખોટ આધુનિક વિદ્યાપ્રેમી ગુજરાતીઓને પણ જણાય છે ખરી. આ દિશાએ ગુજરાતે જેટલી પ્રગતિ કરી છે તેટલી વર્તમાનપત્રોની દિશાએ તેણે કરી નથી.

## ઉજ્જવળ ભાવિની આશા.

છતાં ગુજરાતના પત્રકારો નિરાશ નહિ થાય એવી મને ખાત્રી છે. વચમાં ઉત્પન્ન થએલું નિરુત્સાહક વાતાવરણ હવે ગયું છે અને ઉત્સાહક વાતાવરણમાંથી ગુજરાત પસાર થાય છે એટલે વર્તમાનપત્રો મજબૂત પગલે આગળ વધે છે અને વધ્યાં જશે. તેમની ફરજો બહુવિધ છે, નવીન પ્રજા તેઓમાં બહુ ખામીઓ જુએ છે, તેમની ન્યૂનતાઓનું તેમને ભાન છે, છતાં તેઓ આગળ વધ્યા કરશે એવી મને આશા છે. એક દિશાએથી તેમને પુષ્ટ થએલાં જોવાની આશા દર્શાવવામાં આવે છે, બીજી દિશાએથી તેમને શુદ્ધ ભાષાવાળાં પ્રસિદ્ધ થતાં જોવાની અભિલાષા દર્શાવવામાં આવે છે. ત્રીજી દિશાએથી તેમને છેલ્લામાં છેલ્લા સમાચારવાળાં-અપ-ટુ-ડેટ કરવાની માંગણી કરવામાં આવે છે અને ચોથી દિશાએથી પૂછવામાં આવે છે કે ચિત્રકળા તથા છાપાકળા આટલી આગળ વધી છે છતાં તમે તમારા પત્રમાં ચિત્રો કેમ આપતા નથી? ઇલાકાના પાટનગરનાં પત્રો આ ખામીઓ

દૂર કરવાને જેટલાં સાધન ધરાવે છે તેટલાં સાધન ગુજરાતનાં પત્રોને ઘરઆંગણે નથી અને તેથી અભિલાષા હોવા છતાં તેમની ગતિ કુંઠિત થતી જાય છે. પત્રોને મોંઘાં ન થવા દેતાં મોટા કદનાં કરવા માટે તેનો ફેલાવો વધવાની જરૂર રહે છે અને વાચનનો શોખ પ્રજામાં ધીમે ધીમે વધે છે. ભાષા દ્વિ એ કાંઈક ખર્ચાળ છે તોપણ એ દિશાએ ગુજરાતના પત્રો સામેની ફરીઆદો પ્રમાણમાં થોડી છે. છેલ્લામાં છેલ્લા સમાચાર મેળવવાનાં ખાનગી સાધનો ગુજરાતનાં પત્રો વધારતાં જાય છે અને પત્રોને સચિત્ર કરવાનું કાર્ય હવે કેટલાંક સ્થળોને માટે સુલભ થતું આવે છે; ઉજ્જવળ ભાવિની આશાનાં એ આછાં પણ સોનેરી કિરણો છે. આગળ વધવા માટેનાં ગુજરાતનાં પત્રોના આદર્શો તેમનાં વડીલ ભાઈબંધો છે, અને આગળ વધવાના હેતુથી ચર્ચા કે ઉહાપોહ કરવા માટે અમારૂં નાનું તેમજ બાળક મંડળ પણ આ રીતે સાધનભૂત બને છે. એ જ બાળકમંડળે આજે તમોને ધંધની ખીલવણી ફરી આગળ વધવાની ચર્ચા તથા વિચારોની આપલે કરવા માટે અને એક બીજાને મળી પરિચયમાં વધારો કરવા માટે અત્રે નિમંત્ર્યા છે. અમારાં વડીલ પત્રો અને પત્રકારોને અમે અમારા અનુભવ નિવેદન કરીએ અને એમના અનુભવોની કથનીમાંથી અમે કાંઇક શીખીએ; એવા વિચારવિનિમયથી બેઉને લાભ થાય એટલું જ નહિ પણ દેશને તથા વર્તમાનપત્રો વાંચનારી આલમને પણ લાભ થાય એવી અભિલાષા સાથે આજે આપણે એકત્ર મળીએ છીએ. વર્તમાનપત્રોની દુનિયામાં આપણું એક સ્થાન છે. આપણામાં ન્યૂનતાઓ છે. ધંધાની ખીલવણીમાં અનેક પ્રકારની કુદરતી અને કૃત્રિમ હરકતો પણ નડે છે, એમાંની કેટલીક હરકતોના ઉપાયો આપણો મેળે આપણે કરી શકીએ. કેટલીક હરકતોના ઉપાયો ભાઇબંધ પત્રકારોના સહકારથી આપણે કરી શકીએ અને કેટલીક હરકતોના ઉપાયો આપણે રાજ્યસત્તાદ્વારા પણ કરાવી શકીએ. આ ત્રણ પ્રકારના કાર્ય માટે આપણે એકત્ર મળીને ભાઇબંધ પત્રકારોએ પોતાના નિબંધોમાં જણાવેલા પોતાના અનુભવો અને વિચારોથી માહિતગાર થઇશું પરસ્પરના સહકારવડે કાંઇ વ્યવહારૂ કાર્ય કરવાની જરૂર જણાતાં તેમ કરવાના નિશ્ચયપર આવીશું અને રાજ્યસત્તા પાસેથી આપણે આપણા નિશ્ચયદર્શક ઠરાવોવડે આપણી હરકતો નિવેદન કરીને હક્કોની માંગણી કરીશું, તો મને આશા છે કે આપણી શરૂઆત આપણે સારી રીતે કરેલી લેખાશે.

## પ્રમુખની પસંદગી.

આ પ્રકારનાં કાર્યોમાં આપણને માર્ગદર્શક થઇ પડે એવા પ્રમુખની જરૂર હોય એ સ્વાભાવિક છે. જેનો અનુભવ લાંબો અને બહુવિધ હોય એટલું જ નહિ પણ જેણે એક ચુનંદા પત્રકાર તરીકે નામના મેળવી હોય તેવા જ પ્રમુખની પસંદગી પ્રસંગોચિત થઇ પડે અને તેથી અમારા મંડળે એ પદ માટે આપણા જૂનામાં જૂના અને સો વર્ષના વૃદ્ધ ગુજરાતી દૈનિક 'મુંબઇ સમાચાર' ની લગભગ અર્ધી કારકીર્દી જેમના હાથ હેઠળ પસાર થઇ છે અને જેમણે વૃદ્ધ વયે પણ એક નવું દૈનિક પત્ર ' સત્યમિત્ર ' કાઢીને પોતાની માનસિક જુવાની તથા ઉત્સાહ બતાવી આપ્યાં છે એટલું જ નહિ પણ પત્રકારનાં ઉત્સાહ તથા સાહસ કેવાં જ્વલંત હોવાં જોઇએ તેનું દૃષ્ટાંત પૂરૂં પાડયું છે તે શેઠ મહેરજીભાઇ પાલનજી માદનને પસંદ કર્યા છે અને મને સંપૂર્ણ આશા છે કે તેમની આગેવાની હેઠળ આપણે આપણો સમારંભ સફળ કરવા ભાગ્યશાળી થઇશું.

મી. મહેરજીભાઈ પાલનજી માદન



પ્રમુખ, ૧લી ગુજરાતી પત્રકાર પરિષદ.

## પ્રમુખની ચુંટણી.

ત્યારબાદ પ્રમુખ નિમવાની દરખાસ્ત રજુ કરતાં 'ગુજરાતી પંચ'ના અધિપતિ મી. સોમાલાલ મંગળદાસે જણાવ્યું હતું કે આ પહેલી ગુજરાતી પત્રકાર પરિષદના પ્રમુખ તરીકે 'સત્યમિત્ર'ના માનનીય અધિપતિ મી. મહેરજીભાઈ પાલનજી માદનને નિમવાની દરખાસ્ત કરૂં છું તેને આપ સર્વ ઉત્સાહથી વધાવી લેશો એવી હું આશા રાખું છું. પત્રકારના ધંધાની નિપુણતા પણ છેલ્લે પગથીએથી ઉંચામાં ઉંચી જગાએ જવાથી મળે છે. પત્રકારના ધંધામાં મતભેદના વિષય હોય છે. મતભેદનો વિષય અલગ રાખીએ તો પરિષદના પ્રમુખ થવા માટે તેઓ સર્વથી લાયક સદગૃહસ્થ છે. અધિપતિ તરીકેનો તેમનો અનુભવ, તેમના વિચારોમાં રહેલી ગંભીરતા, વિરોધી વિચારવાળા પરંતુ સમર્થ આગેવાનોની યોગ્ય કીંમત આંકવાની તેમની અનુપમ શક્તિ, એ વડે તેઓએ ગુજરાતી પત્રકાર મંડળમાં સન્માનપાત્ર અને અનુપમ અગ્રસ્થાન મેળવ્યું છે. માત્ર રૂ. ૧૭ ના પગારથી તેર વર્ષની નાની ઉમ્મરે આ ધંધામાં તેઓએ ઝંપલાવ્યું હતું. ને તેમાં જુદા જુદા હોદ્દા ભોગવી તેઓ આ સ્થિતિએ પહોંચ્યા છે. પોતાનું કામ તેઓ બાર બાર કલાક સુધી કરતા. અધિપતિઓના માર્ગમાં લાલચોમાં ફસાવાના અને કર્ત્તવ્ય વિસારી દેવાના અનેક પ્રસંગો આવે છે. શેઠ મહેરજીભાઇ માદને આવી લાલચોને લાત મારી છે અને પોતાના નામને ઉજ્જવળ અને પ્રકાશમાન રાખ્યું છે અને ઇલાકામાં એક આદર્શ અધિપતિ તરીકે માન મેળવ્યું છે. આવા લાયક ગૃહસ્થને પ્રમુખ તરીકે નીમવા હું ફરી આપની આગળ દરખાસ્ત રજુ કરૂં છું.

મી. નારણજી પી. સાંગાણી તથા 'જૈન'ના અધિપતિ મી. દેવચંદ દામાજી કુંડળાકરે તેને અનુમોદન આપ્યા બાદ મી. માદને પ્રમુખની ખુરશી લીધી હતી અને પોતાનું ભાષણ વાચ્યું હતું.

### પરિષદના પ્રમુખ શેઠ મહેરજીભાઇનું ભાષણ.

સ્વાગત કમીટીના પ્રમુખ સાહેબ, બ્હેનો, અને ભાઇઓ ! જે મોટું માન તમોએ મને આજની પરિષદના પ્રમુખ તરીકે નીમીને આપ્યું છે અને મારે માટે જે મોટા શબ્દો અહીં ઉચ્ચારવામાં આવ્યા છે તે માટે મને અંતઃકરણથી આભાર માનવાની રજા આપશો. મંત્રી ભાઈઓએ જ્યારે મને સ્વાગત કમીટી તરફથી પરીષદના પ્રમુખ તરીકે નેમવામાં આવેલા ઠરાવની ખબર મોકલાવી ત્યારે હું અજબ થયો હતો. મારા એક મીત્ર મુંબાઈની મ્યુનીસીપલ કારપોરેશન મધે એવી દરખાસ્ત લાવ્યા હતા કે પંચાવન અથવા તેથી વધુ ઉમરના ભાઈઓ કોરપોરેશનના સભાસદ તરીકે ઉપયોગી થઈ નહી પડે. માટે જેઓ એટલી ઉમરે પહોંચ્યા હોય તેમને કોરપોરેશનમાં ચુંટી કહાડવા નહી એવો કાયદો બંધાવવો, ત્યારથી મને જાહેર સેવા બજાવવાની મારી લાયકાત કેવી ગણવી તે વિષે કાંઇક વિચાર ઉત્પન્ન થવા લાગ્યો હતો. વળી મને આપણા વચ્ચે ચાલતી પેલી 'સાઠી ને બુદ્ધિ નાઠી' વાળી કહેવત પણ તેજ વખતે યાદ આવી હતી અને તે રીતે હું બેવડા વિચારમાં પડી ગયો હતો. બ્હેનો અને ભાઇઓ, મને હમણાં પાંસઠમું વરસ ચાલે છે, છતાં સ્વાગત કમીટીએ મને પોતાના પ્રમુખ તરીકે નીમવાનો ઠરાવ મોકલ્યો અને મંત્રી ભાઈઓએ

તેનો સ્વીકાર કરવાનો આગ્રહ કર્યો ત્યારે મને મારે માટે કાંઇક હીંમત આવી અને મારે હવે વાનપ્રસ્થ થવું કે કેમ તે વિષે વિચાર કરવાનું મુલ્તવી રાખવા મેં ઠરાવ્યું. તમો બ્હેનો અને ભાઈઓએ આજે મારે માટે જે સંભળાવ્યું છે તેથી એમ છતાં હું તો ડંગજ થઈ ગયો છું પણ તેમાં કેટલી સરાહગાત છે તે નક્કી કરવાનું તો મારા મરણ બાદ મારા જીવનની રૂપરેખા દોરવાની કોઇને જરૂર લાગે તો તે લખનારાઓને માટે જ મારે મુલ્તવી રાખવું જોઇએ અત્રે ભેગા મળેલા મીત્રોમાંના ઘણાઓને મારે માટે તે વેળાએ લખવાનો શ્રમ ઉઠાવવો પડશે અને તે વેળાએ તેઓ પોતાના હમણાંના મારે માટેના વીચારોને કેટલા વળગી રહેશે તે જાણવાની હું જરૂર કોશીસ કરીશ. તરત વેળા તો આપણા વચ્ચે મતભેદ થતો અટકાવવાને મારી તરફનાં જે ખાંકાં અત્રે ફુંકવામાં આવ્યાં છે તે સઘળામાં કાંઈ પણ સરાહગાત નથી એમ માની લેવાની હું મારી ફરજ સમજું છું. મારી આસપાસ દેશભક્તિની લાગણીથી ઉભરાઇ જતા સ્વતંત્ર વીચારના પહેલવાન પત્રકારો અને સાક્ષરો બેઠેલા છે. અને તેઓની દેશભક્તિ અને સ્વતંત્રતાનો વિચાર કરતાં તેઓ ખોટી ભટાઇ તો થવા દે જ નહીં એમ મારે તેમની પ્રતિષ્ઠાને માન આપવાને ખાતર માની લેવા વગર મારો છુટકો પણ નથી, અને તેમ માની લઈને એક વાર ફરીને તમો બ્હેનો તથા ભાઇઓનો એવું ઉંચું પ્રમાણપત્ર મને આપવા માટે તમારો અંતઃકરણથી આભાર માનવાની રજા લઉં છું. મને સંપૂર્ણ ભરૂસો છે કે જે કામ તમે મને સોંપવાનું યોગ્ય ગણ્યું છે તે કામ બજાવવામાં કોઇ ખામી થવા નહી પામે તે માટે તમો મને દરેક પ્રકારની મદદ આપી મને નભાવી લેશો.

## પત્રકાર તરીકેનો અનુભવ.

પત્રકાર તરીકેના મારા અનુભવના સંબંધમાં હું જણાવીશ કે એક રીતે ભાગ્ય દેવીનો હું માનીતો છું. હું કાંઇ અહીં બીરાજેલા ઘણા ભાઇઓના જેવીજ કોલેજ તથા યુનીવરસીટીની કેળવણી ધરાવતો નથી અને વધારે જાણવાનું એ છે કે મેં પત્રકારની જીંદગી શરૂ કરી તે પહેલાં કોઇપણ વર્તમાનપત્ર વાંચવાની સગવડ હું ધરાવતો નહી હતો. પણ મને ઉલટ અને ખંત હતી અને મને પ્રથમ નોકરી રાખનાર મરહુમ શેઠ માણેકજી બરજોરજીએ મારૂં ભવિષ્ય ઉંચું માની લઇને મારો ઉલટ અને ખંતને પુરતી ગતિ મળે એવી સગવડ મને કરી આપી હતી. રીપોર્ટર, સબ એડીટર, એસીસ્ટંટ એડીટર અને એડીટર તરીકેની મારી જીંદગીના દરેક તબક્કામાં હું ફતેહમંદ નીવડયો હતો, કેમકે મારાં કામને અંગે જે પણ સવાલ આવતો તે સવાલની બાતેનમાં ઉતરી તેનો અભ્યાસ કરવાની હું જરૂર માનતો. નોકરી કરવાને ખાતરજ સોંપવામાં આવેલું કામ કરવું એ મારા લક્ષણની બાહેર હતું. તે કામ હું પોતેજ મારા અંગત લાભનું છે એમ માનીને તેનો અભ્યાસ કરતો. અને મારી આ મગરૂરી છે કે જ્યારે પણ હું મોટી જાહેર સભાઓ, જાહેર મુકર્દમાઓ, અને ગુંચવણ ભરેલા સવાલો બાબતનાં વ્યાખ્યાનોનો રીપોર્ટ લેતો ત્યારે તેમાં રસ ધરાવનારાઓથી મને ખાતરી સાથે કહેવામાં આવતું કે શોર્ટહેન્ડ રીપોર્ટ કરતાં પણ મારો રીપોર્ટ ચ્હડી જતો. મરહુમ સર ફીરોજશાહ મહેતાએ અનેકવાર પોતાના હમશરીકો વગેરે આગળ જણાવ્યું હતું કે જ્યારે પણ તેઓને કોઇ રીપોર્ટના સંબંધમાં શક પડતો ત્યારે તેઓ મારા રીપોર્ટને સત્તાસમાન

ગણીને તપાસી જતા. મારી ભટાઇ મારે મોહોડે આ રીતે કરવી પડે છે તે જોકે મારાં લક્ષણની વિરૂદ્ધ છે, પણ તે મારફતે હું જે નીયમ ઉપર ધ્યાન ખેંચવાની જરૂર જોઉં છું તે એક પત્રકારે પોતાના ધંધામાં ફતેહમંદ થવા માટે જે પણ સવાલના સમાગમમાં તેને જવાનું હોય તેનો, તે સવાલ જાણે તેનો અંગત હોય તેવી રીતે તેને લગતી સંપુર્ણ ખબરો મેળવી તે વીષે માહેતગાર થવાની તજવીજ કરવી. તેમ કરવામાં આવે તો જ તે સવાલની બાબતમાં જે પણ વીચારોનો રીપોર્ટ તેને લેવો હોય તે રીપોર્ટ તે સમજ પડે એવો તે કરી શકે અથવા જે સવાલ વીષે તેને નુકતેચીની કરવાની હોય તેની ફતેહ સાથે નુકતેચીની તે કરી શકે.

## પત્રકારની ફરજ શું ?

એ સવાલ ઘણો મહત્વનો છે. એક સાચા પત્રકારની ફરજ પ્રજામત કેળવવાની. તેને દરેક દીશામાં આગળ વધવાનો માર્ગ બતાવવાની અને સરકાર તથા પ્રજાને એક બીજાની નેમ સમજાવી તેઓ વચ્ચેના સંબંધને બની શકે એટલો વીશ્વાસ તથા એખલાસભરેલો બનાવવાની છે. મારી કારકીરદીની શરૂઆતના જમાનામાં મારા કેટલાક ભાઇબંધો તરફથી એવો નીયમ જાહેર કરવામાં આવ્યો હતો કે હિંદી પત્રોની માત્ર ફરજ સરકાર સામેની ખરી ખોટી ફરીઆદોને ઉંચકી આપવાની હદમાં રહેવી જોઇએ. સરકારની સારી બાજુ બતાવવાનું કામ તેઓ જણાવતા કે આપણું નથી, તે કામ તેના પોતાના જ હાથમાં રહેવા દેવું. આવો નીયમ જાહેર કરનારા મારા તે ભાઇબંધો પત્રકારના ધંધામાં વીખ્યાતી પામેલા ગણાતા હતા. તેથી તેવાઓ તરફનો આવો અભીપ્રાય મને ડંગ કરાવનારો લાગ્યો હતો. પણ હું જણાવીશ કે વખતના વહેવા સાથે જે અનુભવ મેં મેળવ્યો છે તે ઉપરથી એવો અભીપ્રાય ધરાવવામાં હું મજબુત બન્યો છું કે તે પ્રજાનું કે દેશનું ભલું કરવાને ઉપયોગી થઇ પડે એવો નથી જ. પાર્લામેન્ટરી બંધારણવાળા દેશોમાં જે સામસામાં પક્ષો હસ્તી ધરાવે છે તેઓ વચ્ચે ચાલતા એક નીયમ ઉપરથી આવો અભીપ્રાય રચવામાં આવેલો જણાઇ આવે છે. પણ ત્યાંના અને આપણી તરફના સંજોગો તદ્દન જુદા છે ત્યાં તો એક પક્ષ બીજાને પાર્લામેન્ટમાં હરાવી તેની જગા લેવા અને પોતાને માથે જવાબદારી લેવાને બંધાય છે એટલે તેઓ બંને પોતપોતાના વીચારો જાહેર કરનારા ખાસ પત્રો ધરાવે છે, અને જુદા જુદા પક્ષો એક બીજાની સાફીબાફી કહાડવા સાથે પોતાનું કેટલું સારૂં છે તે બતાવવાની જ તજવીઝ કરે છે. તે ઉપરથી પોતાનું મત બાંધવાને કારણ મળે છે. પણ આપણી તરફ સ્થિતિ જુદી છે. આપણે ત્યાં કાંઇ એવું બંધારણ નથી કે ધારાસભામાં સરકારને હરાવીને તેને બાજુએ મેલી તેની જવાબદારી આપણા હાથમાં આપણે લઇ શકીએ. તેવું બંધારણ મેળવવાને બને તેટલી પત્રકારોની ફરજ સરકાર અને પ્રજાની હાજતો અને ફરીઆદોથી સરકારને વાકેફ કરી તે માટે લડત ચલાવવાની તેમજ સરકાર માટે પ્રજા વચ્ચે જો કોઇ ભુલભરેલા વીચારો ચાલતા હોય તો તે ઉપર પ્રજાનું ધ્યાન ખેંચી તેની અને સરકારની વચ્ચેનો સંબંધ નડારૂં રૂપ લે તે અટકાવવાની છે. મારા એક જવાન પત્રકાર ભાઇબંધે અસહકારની ચળવળના એક વખતે મને શીખામણ આપવાની તસ્દી લીધી હતી કે પત્રકારનું કામ તો "રાષ્ટ્રમાં લીન" થવાનું છે એટલે કે પત્રકારે પોતાની વીચાર શક્તિનો ઉપયોગ નહી કરતાં પ્રજા

જે પણ કાંઇ માનતી હોય તેને અંધશ્રદ્ધાથી ટેકો આપવાનું છે. આ અભીપ્રાય પ્રજાને કેવા ખરાબા સાથે અથડાવનારો થવા પામ્યો છે તેનો બહુ કડવો અને દુઃખ ભરેલો અનુભવ આપણે મેળવ્યો છે. ગાંધીજી જેવા બાહોશ અનુભવી ગૃહસ્થના સંબંધમાં આપણે દીઠું છે કે તેઓને પોતાના અભીપ્રાય બદલવા પડયા છે. આપણે દીઠું છે કે તેમના જેવાજ બાહોશ અને પ્રેમના વીશ્વાસ ધરાવનારા એક વારના તેમના મુખ્ય હમશરીકો તેમનાથી જુદા વીચાર ધરાવતા થયા છે, અને તે એટલે સુધી કે તેઓએ તેમની સાથનો સંબંધ પણ વેહેવારૂ રીતે કહીએ તો તોડી નાખ્યો છે અને આ બીજા ભાઈઓના અભીપ્રાય પણ અનેક વાર બદલાયા છે. બ્હેનો અને ભાઇઓ, આવા સંજોગ વચ્ચે "રાષ્ટ્રમાં લીન" થવાની અને સાધારણ પ્રજામતને શ્રદ્ધાથી ટેકો આપવાની ફરજ એક પત્રકારે માનવી એ પત્રકારના ઉંચા દરજ્જા સાથે કેવી રીતે બંધએસતું થઈ પડે? એવો મત પ્રજાને કેવા ભયંકર ખાડામાં હોમાવી દે છે તેનો એક દાખલો આપીશ. પશ્ચીમની પ્રજાઓ વચ્ચે કેટલાક દાહેકાઓ થયાં વર્ત્તમાનપપત્રો અંગત સ્વાર્થને માટે ચલાવવામાં આવે છે. ત્યાંના કેટલાક પ્રકારના વેપાર ઉદ્યોગનું જીવન લડાઇઓ ઉપર ઘણો આધાર રાખે છે. આવા વેપાર ઉદ્યોગ ચલાવનારાઓ પોતાની માલિકીનાં અનેક પત્રો ચલાવે છે તથા બીજાં અનેક પત્રોને સાલ્યાણા વગેરે મારફતે તેઓ હાથમાં રાખે છે. તેઓ એ પત્રોની મારફત દેશ પરદેશને એક બીજા સાથે લડાવી મારે છે, અને ખુદ પોતાના દેશને પણ બીજા સાથે લડાઈમાં ઉતારવાને તરેહવાર પ્રકારની બનાવટી વાતો ઉભી કરી પોતાને ત્યાંના લોકોને ઉશ્કેરી મેલે છે. દક્ષીણ આફ્રીકામાંના બુર સંસ્થાનો અને બ્રીટન વચ્ચે ગઈ સદીની આખરે જાગેલી લડાઇના સંબંધમાં પાર્લામેન્ટની એક કમીટીએ ચલાવેલી તપાસ દરમીઆન જણાયું હતું કે ત્યાંની સોનાની તથા હીરાની ખાણો હાથ કરવાના લોભથી કેપ કાલોનીમાંના કરોડોપતી બ્રીટીશ સોદાગર અને રાજદ્વારી મહુંમ સેસીલ રોહોડસે તે વખતના બ્રીટનનાં સંસ્થાનો ખાતાના પ્રધાન જોસફ ચેમ્બરલીન સાથે પ્રપંચ કર્યો હતો અને તેઓએ લંડન ટાઇમ્સને પોતાની સાથે સામેલ કરી મીસ શોર નામે એક બાનુ લેખક પાસે લંડન ટાઇમ્સમાં બુર લોકો સામે બ્રીટીશ પ્રજાને ઉશ્કેરી મેલનારા ખોટા અહેવાલો પ્રગટ કરાવ્યા હતા, અને તેમાં વળી એક મુદ્દો દક્ષીણ આફ્રીકામાંના હીંદીઓ પ્રત્યે બુર લોકો તરફથી ભારે અન્યાય અને ઘાતકીપણું ગુજારવામાં આવવાનો આગળ કરવામાં આવ્યો હતો. જોન મોરલી અને મેસીંગહામ સરખા ચકોર રાજદ્વારીઓ અને પત્રકારો લડાઇનું ખરૂં કારણ પામી ગયા હતા, પણ લડાઈ ઉભી કરનારાઓએ પોતાના હાથમાંના અનેક છાપાઓ મારફતે બ્રીટીશ પ્રજાને એટલી તો હીપ્નેટાઈઝ કરી ઉશ્કેરી મુકી હતી કે આવા સુદ્ધા રાજદ્વારીઓ અને પત્રકારોને હડધુત કરવા તથા હેરાન કરવાને કાંઈ પણ બાકી રાખવામાં આવ્યું હતું નહિ. ગઇ મોટી યુરોપીય લડાઈના સંબંધમાં પણ હવે આ વાત ઉઘાડી પડી ગઇ છે કે બ્રીટીશ પ્રજાને એવીજ રીતે ખોટી વાતોથી હીપ્નેટાઇઝ કરી ઉશ્કેરી મેલીને બ્રીટનને લડાઇમાં ઉતારવામાં આવ્યું હતું. વેપાર ઉદ્યોગની સખ્ત હરીફાઈ એ લડાઈના બાતેનનું મુળ કારણ હતું, અને એક બીજાને હરીફાઈમાંથી નહસાડવાને માટે એ મોટી લડાઈ ઉઠાવવાને કેટલાંક વરસો આગમચથી પ્રપંચ રચવામાં આવ્યા હતા, અને બંને સામસામી છાવણીવાળાઓ પોતે આગમચથી કરી

રાખેલી તૈયારીઓને આધારે ખાત્રી સાથે લડાઇમાં ઉતર્યા હતા. હુમલો ક્યાંથી લઈ જવો અથવા બચાવમાં ઉભું રહેવું પડે તો ક્યાં ઉભું રહેવું તેની પણ તેઓએ આગમચથી ગોઠવણ કરી રાખી હતી, તે હવે ઉઘાડું પડી ગયું છે. એવા પ્રપંચનું કેવું ભયંકર પરિણામ સઘળા પક્ષકારોના સંબંધમાં આવ્યું છે તે જણાવવાની જરૂર નથી. રાષ્ટ્રમાં હીન થવા અથવા બીજા શબ્દોમાં કહીએ તો માત્ર પૈસા કમાવાને ખાતર એક પત્રકારે પોતાનાં લખાણોને વજન આપવાનું પરીણામ એક દેશ અને પ્રજાને માટે કેવું શ્રાપસમાન છે તે બતાવવાને આટલા દાખલા હું ધારૂં છું કે પુરતા છે.

## વર્ત્તમાનપત્રોની ભાષા જોડણી કેવાં જોઇએ?

એક પત્રકારની ઘણી અગત્યની ફરજ પ્રજાને ખરી હકીકતોથી વાકેફ રાખવાને તેના વચ્ચેનો વાંચનનો શોખ બની શકે એટલો વધારવાનો છે. આ ફરજ અદા કરવાને માટે, મારા સાક્ષર બંધુઓની ક્ષમા ચાહીને હું જણાવીશ કે તેઓ જે નીયમ પોતાના સંબંધમાં ઠરાવી બેઠા છે, તે ડહાપણભરેલો નથી. આ તો જાણીતું છે કે પ્રજાનો મોટો જથ્થો દેશના કમનસીબે અભણ છે. એવા જથ્થાના સમાગમમાં જવા માટે ભાષા અને શૈલી અને બની શકે ત્યાંસુધી જોડણી પણ વધતામાં વધતી સાદી અને સહેલી રાખવી જોઇએ. પાશ્ચમની સુધરેલી પ્રજાઓના વર્તમાનપત્રો અને સાહીત્યોમાં જે ખુબી છે તે એ જ છે કે અભણમાં અભણ માણસ સમજી શકે એવા ઘણા જ સાદા શબ્દોનો ઉપયોગ તેઓ કરે છે, અને એકદમ સમજવાને ઘણું મુશ્કેલ પડે એવા શબ્દોનો ઉપયોગ કરવામાં તેઓ માત્ર આડંબર અને નાદાની માને છે. વળી તેઓ પરાઇ ભાષાના લોકો વચ્ચે સાધારણ થઇ પડેલા સાદા શબ્દો સામે સુગ બતાવીને તેને બદલે પોતાની પ્રાચીન ભાષામાંથી જડબાંભાજક નવા શબ્દો ઉભા કરવામાં પણ ડહાપણ માનતા નથી. અંગ્રેજી ભાષાના પોણો ભાગ શબ્દો પરાઇ પ્રજાઓને લગતા છે. બ્રીટનના ઇતિહાસ ઉપરથી આપણે જાણીએ છીએ કે ત્યાં અનેક પરાઇ કોમવાળાઓનો અમલ આવ્યો હતો, અને હજી પણ ત્યાંનું રાજકુટુંબ પરાઇ ઓલાદનું છે. આ અનેક કોમો સાથે સહવાસમાં આવતાં તેમની ભાષાઓમાંના વહેવારૂ થઇ પડેલા સાદા શબ્દોને ઉંચકી લઇ બ્રીટીશ પ્રજાએ પોતાની અંગ્રેજી ભાષાને બહુ માતબર બનાવી છે, અને તેઓ એવી જ રીતે કેટલાક હિંદી અને બીજા એશીઆટીક તથા આફ્રીકન શબ્દોનો પોતાની ભાષામાં ઉમેરો કરતા અને તેમનો ઉપયોગ કરતા આવ્યા છે. આપણા કેટલાક સાક્ષર ભાઈઓની માફક તેઓ પરાઈ કોમોના શબ્દોને મલેચ્છ તથા અસ્પૃશ્ય માનતા નથી. આપણા સાહીત્યને તે જ કારણે વધારે ફેલાવવા કે ઉપયોગી કરવાને બનતું નથી. જોડાક્ષરો આપણાં સાહીત્યને માટે ખાસ કરીને આર્થીક નજરે શ્રાપસમાન થઈ પડ્યા છે. મંત્રી ભાઇઓ તરફનાં નિવેદનમાં ફરીઆદ ઉઠાવવામાં આવી છે કે બીબાં લાંબો સમય ટકી શકતાં નથી અને જલદી ઘસાઇ જાય છે. તેઓ તે માટે બીબાંમાં વપરાતી હલકી ધાતુનો દોષ કહાડે છે તે દોષમાં કેટલુંક વજુદ છે, પણ વધારે દોષ જોડાક્ષરોને માટે વાપરવામાં આવતાં માત્રા, અનુસ્વાર, રેફ વગેરેનો છે. તેઓની રચના બીબાં ગોઠવવામાં એવા પ્રકારની હોય છે કે અનુભવી પ્રીન્ટરો જણાવે છે કે યંત્રમાં છાપતી વખતે તેમના ઉપર વધારે દબાણ આવે છે, અને તેને માટે અસાધારણ તજુમલથી ગોઠવણ કરવામાં નહિ આવે તો, તે જલદી તૂટી

જાય છે. દૈનીક પત્રોને ખાસ કરીને જે અસાધારણ ઉતાવળે કામ કરવાનું હોય છે તેને લીધે એવી તજવીજમલથી કામ લેવાનું અશક્ય નહિ તો ઘણું જ મુશ્કેલ હોય છે. ગમે તેવાં સારાં બીબાં માત્ર થોડાં અઠવાડીઆં પણ જવાબ દેતાં નથી. એ બીબાં બીજા બીબાંઓનાં અંગ સરખાં હોય છે, એટલે તે તૂટી જતાં કે નબળાં પડતાં, બાકીનાં બીબાં કાંઇક પાંગળાં બને છે અને ઉપર કહેલા બીબાં તૂટી જતાં અથવા નબળાં પડતાં સામાન્ય છપાઇની સફાઇ ઉપર તેથી અસર થવા પામે છે. યુરોપીઅન સાહીત્યનાં બીબાં હમેશાં વધારે લાંબો વખત જવાબ દે છે અને છપાઈ વધારે સફાઇદાર રહેવા પામે છે, તેનું એક કારણ તેમાં જોડાક્ષર જેવું કશું નહી હોવાનું છે. માત્ર છવીસ સાદા અક્ષરો તેઓની સઘળી ગરજ સારે છે, અને તેથી તેમનું સાહીત્ય આપણા સાહીત્ય કરતાં ઘણા ઓછા વખતમાં અને ઓછા ખરચે પ્રગટ કરવાનું બને છે, તેમ વળી ગમે તેવા ઓછા ભણેલા વર્ગમાંથી પણ તેના વાંચકો મળી આવે છે. ભાષા વાંચવાને અને ઉકેલવાને તે ઘણામાં ઘણો સાદી બનાવવાને પશ્ચિમના સાહીત્ય સેવકો કેટલા ઇંતેજાર છે તે એટલા ઉપરથી સમજાશે, કે એ ભાષાઓમાંના જે શબ્દોની જોડણી અને ઉચ્ચાર વચ્ચે ફરક જોવામાં આવે છે, તે ફરક મટાડવાને ઉચ્ચાર કરવામાં આવે તે પ્રમાણે જ જોડણી કરવામાં આવે એવી નેમથી અસલ જોડણી ફેરવી "ફોનેટીક્સ" નામે નવી પદ્ધતી તેઓએ ચાલુ કરી છે. એ પદ્ધતીનો ઉપયોગ કરનારાનો વર્ગ હમણાં ઘણો ન્હાનો છે, પણ તે ધીમે ધીમે અને મક્કમપણે વધ્યે જાય છે. ખરા સુધારાની દીશા બતાવવાને આ દાખલો અગત્યનો છે. અને તે ઉપર તમો બ્હેનો અને ભાઈઓનું ખાસ ધ્યાન ખેંચવાની હું જરૂર માનું છું. જો આપણે પ્રજાના જથ્થાને જઈ મળવા અને તેને કેળવવાની ખરી ઇચ્છા ધરાવતા હોઇએ તો પશ્ચિમના સાહીત્યની આ બાબતમાં નકલ કરવાની ઘણીજ જરૂર છે. સાહીત્યની મુળ નેમ તે વાંચનારો એકેએક માણસ તે સહેલાઇથી સમજી શકે એવી રહેવી જોઇએ. જ્ઞાન મેળવવાનો અધિકાર ચોક્કસ સંકુચીત વર્ગનો જ છે એ વીચાર ધરાવનારાઓ જ ભાષા વાંચવા તથા સમજવાને મુશ્કેલ પડે એવી તે રાખવાની હેમાયત કરી શકે. પત્રકારનું લક્ષણ તો એવું બીલકુલ પણ રહેવું નહી જોઇયે. તેણે તો પ્રજાના દરેક વર્ગનું હીત સાચવવાનું છે, એટલે તેણે પોતાની ફરજ અદા કરવામાં સવળતા મેળવવાને માટે એવી સરળ અને સાદી ઇબારતમાં લખાણો કરવાં જોઇયે કે ગમે તેવા અભણ આસામી તે વાંચીને તે આધારે પોતાના વીચારો ખીલવી શકે, તથા વળી તેના સંબંધમાં પત્રકાર કોઇ ખોટી વાતોથી દોરાયો હોય તો તેનું લખાણ વાંચી તથા સમજીને પોતાની ખરી સ્થીતીથી તેને વાકેફ કરી શકે.

## ભાષા અને લીપી.

જુના કાળમાં પોતાના હાથમાં સત્તા જાળવવાને ચોક્કસ વર્ગોએ ધર્મને નામે એવી વાત ફેલાવી હતી કે અજ્ઞાનપણામાં જ આશીર્વાદ સમાયલો છે, અને જ્ઞાન માત્ર પોતાનાં વર્ગને માટે જ નીર્માણ થયેલું છે. તેટલાથી જ સંતોષ નહી પામતા લોકોની પ્રચલીત ભાષાથી જુદી જ ભાષા અને લીપીનો ઉપયોગ કરવા માંડી પોતાના વર્ગની હદમાં જ સઘળી વીદ્યાકળા રાખવાની ગોઠવણ તેમણે કરી હતી. તેનું પરીણામ ઘણું જ માઠું આવ્યું છે. વખતના વહેવા સાથે અમુક જ્ઞાન અને કળા

અમુક કુટુંબની બાહેર નહીં જવા પામે એવી વ્યવસ્થા થવા માંડી, અને આવી અસ્વભાવીક ગોઠવણનું પરીણામ એવું આવ્યું કે બાપ દીકરા ઉપર કે ભાઇ ભાઇ ઉપર ઓછો વિશ્વાસ રાખવા લાગ્યો, અને પોતાની સામે દીકરો કે બાપ હરીફાઇ નહી કરી શકે તે અર્થે પોતાની જીંદગીના છેડા સુધી પોતાનું જ્ઞાન બાપે દીકરાને કે ભાઇએ ભાઇને શીખવવાનું મુલતવી રાખવા માંડયું, અને અંતે કુટુંબમાંથી પણ વીદ્યાકળાનો લોપ થવા માંડયો હતો. આવી સ્થીતી અંતે અંધકારના જમાનાને ખેંચી લાવી અને જે દેશ અને પ્રજાઓ જુના કાળમાં વીદ્યાકળા અને સુધારામાં શ્રેષ્ટ ગણાતી તે દેશો અને પ્રજાઓ વચ્ચેની વીદ્યાકળા સંબંધી સ્થિતિ ખરેજ અફસોસ ઉત્પન્ન કરાવે છે; ત્યારે જે દેશો અને પ્રજાઓ જુના કાળમાં વીદ્યાકળા અને સુધારામાં ઘણીજ પછાત હતી તેઓ આજે ચ્હડતે દરજ્જે પહોંચી છે, કેમકે જ્ઞાન અને કળા કોઈના બાપની મતા નથી, તે ઉપર સાર્વજનિક પ્રજાનો હક્ક છે એ સૂત્રની તેઓએ પિછાન કરી છે અને તેઓએ તે અર્થે પોતાના દરેક વર્ગને ભણાવવાની અને ગમે એટલી ઓછી કેળવણીવાળો પણ સમજી શકે એવી ભાષામાં પોતાનું દરેક પ્રકારનું સાહીત્ય રચવાની ફરજ માની છે. એ પ્રજાઓ દુનિયા ઉપર કાબુ ધરાવવાને શક્તિવાન બની છે તેનું એજ મુખ્ય કારણ છે. કમનસીબે આપણા ભાઇઓ એથી જુદા જ માર્ગે કામ લેતા જોવામાં આવે છે એમ કહેતાં મને ભારે ખેદ થાય છે. ખરી સમાજ સેવા, ખરી પ્રજા સેવા, અને ખરી દેશ સેવા તો એવું સાહીત્ય ઉત્પન્ન કરવાની હરીફાઈમાં સમાયેલી છે કે જેથી દરેક કોમ અને પ્રજાના દરેક વર્ગનાં બ્હેનો અને ભાઇઓ તે ઝટ વાંચી તથા સમજી શકે. ત્યારે જ તેઓ સઘળાઓ સાથે મળીને સામાન્ય લાભના સવાલો વિષે વધારે સમજદારીથી ચર્ચા ચલાવવાને અને તેમાંથી ઉપયોગી માર્ગ કહાડવાને શક્તિવાન બને, એવું સાહીત્ય પ્રજાને અને દેશને માટે તેમજ તે રચનારાઓને પોતાને માટે પણ આશીર્વાદભરેલું થઈ પડે. આડંબરી ભાષાનું સાહીત્ય કેટલીક વાર મુશ્કેલી ઉત્પન્ન કરનારૂં થવા પામ્યું છે. રચનારે રાખેલી નેમથી જુદા જ પ્રકારના અર્થ તેના થવા પામ્યા છે અને પ્રજા તથા સરકાર વચ્ચે સારો સંબંધ બંધાવાને બદલે તેઓ બન્નેને નહિ ઈચ્છવા સરખી હદે એક બીજાની સામે મેલી આપવા સરખું તેથી થવા પામ્યું છે. મારા કેટલાક ભાઇબંધો એજ કારણે મુશીબતમાં આવી પડયા હતા. એ માર્ગથી એકદમ પાછું ફરવાને એક વાર ફરીને હું આગ્રહ કરૂં છું. તેઓએ પોતાના લખાણનો મુદ્રાલેખ પ્રજાના ઓછામાં ઓછી સમજવાળો આદમી પણ તે વાંચીને ઉપયોગી શહેરી બને એવો રાખવો જોઇએ. હું ધારૂં છું કે પ્રજાની દરેક વ્યક્તિને ભણાવવાની તરફેણમાં મારા સઘળા બંધુઓ એકમત છે, અને તે અભીપ્રાયને વધતામાં વધતો વહેવારૂ બનાવવા માટે આવા સુધારાનો માર્ગ ઉતાવળે હાથ ધરાવો જોઇએ. આપણે આ નિયમ યાદ રાખવો જોઇએ કે ભાષા અને લીપી તો એક વ્યક્તિએ બીજી વ્યક્તિને પોતાના વિચારો દર્શાવવા અથવા તેના વિચારો સમજવાનું એક વાહન માત્ર છે, એટલે તે વાહનને માત્ર શોભાયમાન બનાવવાની ખ્યાલથી નહિ પણ જે કામને માટે તેનો ઉપયોગ કરવાનો છે તે વધારે અસરકારક રીતે કેમ બજાવી શકાય તે જ ખ્યાલને પ્રધાનપદ આપીને આગળ વધવાનું છે. એક વહાણ ઘણું જ દીપાયમાન બનાવવામાં આવે અને ધારેલી મજલે પહોંચાડવા માટે તે ઘણુંજ ઠંડૂ હોય અથવા લાંબી

મજલ કરવાને શક્તિવાન નહી હોય તેની કીંમત કેટલી ? મને લાગે છે કે મારા સાક્ષર બંધુઓને મારો આ અભીપ્રાય જેરવવો કદાચ મુશ્કેલ લાગશે, પણ હું તેમને એટલી જ વિનંતી કરીશ કે તેઓએ એ બાબતમાં શાંતિથી વીચાર ચલાવવાની તસ્દી લેવી અને મારી ખાત્રી છે કે તેમ કરતાં મારો અભીપ્રાય તેમને તદન મીથ્યા નહી લાગશે.

## પત્રકારના ધંધાનો અભ્યાસ.

આપણા મંત્રી ભાઇઓ તરફથી જે નિવેદન પ્રગટ કરવામાં આવ્યું છે તેમાં પત્રકાર ભાઇઓનાં સાધનો કેટલાં ઓછાં અને અધુરાં છે તે ઉપર ધ્યાન ખેંચી તેનો ઉપાય શોધવાની જીજ્ઞાસા બતાવવામાં આવી છે. મેં શરૂઆતમાં જ જણાવ્યું છે તેમ મેં મારી કારકીર્દીની શરૂઆત કોલેજના અભ્યાસમાં જોડાયા વગર કરી હતી, અને વળી મારી કારકીર્દી શરૂ કરી તે આગમચ કોઇ વર્તમાનપત્ર વાંચવાની પણ મને જોગવાઈ મળી નહી હતી, છતાં મારી કારકીર્દીમાં મેં સારી ફતેહ મેળવેલી મારા ભાઇઓ માને છે, ત્યારે મેં ફતેહ મેળવવાને કેવાં ધોરણે કામ લીધું હતું અને હજી પણ કામ કરૂં છું તે સાંભળવાની તસ્દી તમો લેશો. મારો પહેલો નિયમ એવો છે કે અમુક સવાલ વિવેચન માટે હાથ ધરવા પહેલાં આપણે જે વીચારોના પક્ષના હોઇએ તે પક્ષના લખાણોનો જ આધાર નહિ પકડતાં સામા પક્ષના લખાણો વધારે વાંચવા અને તેમની દલીલોનો બહુ સંભાળથી અભ્યાસ કરવો. આપણા કોઇ વીચારમાં આપણે કઈ વિગતમાં ભૂલ કરીએ છીએ અને આપણા વીચાર ખરેખર ખાત્રીભરેલા છે કે કેમ તે તે ઉપરથી સમજવાને બને છે. તે ઉપરથી આપણને આપણા મતને કેમ સુધારી અથવા વધારે વજનદાર બનાવી શકાય તેનો માર્ગ આપણને સુઝે છે. ખાસ કરીને એકજ પક્ષના વીચારો વાંચવા ઉપર સંતોષ નહિ પકડવો, કેમકે ઘણી વાર તેથી ચિત્રની એક જ બાજુ જોવામાં આવે છે અને બીજી બાજુ નહિ જોવાથી ખરો અને સરળ રસ્તો મેળવવાનું કઠણ થઇ પડે છે. સામો પક્ષ જે કાંઇ કહે તે ખોટું જ હોય એમ માનીને આગળ વધવાથી ખાડામાં ઉતરી પડવાનો ભય રહે છે અને મારા કેટલાક ભાઇઓને તેથી કેટલીક વાર મુશ્કેલીમાં ઉતરી પડેલા મેં ખેદ સાથે અનુભવ્યું છે. સંભાળ રાખવાની બીજી જરૂર ગમે તેવા વિખ્યાત ભાઇના અભીપ્રાય ઉપર અંધ શ્રદ્ધા રાખવાથી દુર રહેવાની છે. ગાંધીજી તો ચૂક કરે જ નહિ એમ માનીને આગળ ચાલનારાં અથવા ચલાવનારાઓની સ્થિતિ આજે કેવી બની છે ? ગાંધીજીને પોતાના વીચારોમાં કેટલીવાર ફેરફાર કરવો પડયો છે ? અને આ બીના તો એક વારના તેમના આગેવાન હમશરીકો સીધી અથવા આડકતરી રીતે સ્વીકારી રહ્યા છે કે તેઓને ગાંધીજીના કેટલાક અભીપ્રાય ઉપર શ્રદ્ધા નહિ હતી, છતાં તેઓની મુળ નેમ પ્રજાના જથ્થાને જાગ્રત કરવાની હોવાથી તે તેમને ખાતર તેઓએ ગાંધીજી સાથે જોડાઇને હાજીહા કરી તેમનું વડપણ સ્વીકારવાનું પસંદ કર્યું હતું. પ્રજાના જથ્થાને ખરા ખોટા કોઈ પણ માર્ગે જાગ્રત કરવાનું પરીણામ બેધારી તરવારના જેવું છે; અને ગાંધીજી પણ હવે પોકારતા થયા છે કે તેમની ધારણાથી જુદું જ અને વધારે દુ:ખદ પરીણામ આવ્યું છે. એક ખરા પત્રકારનું કામ ત્યારે કોઈના પણ મત ઉપર અંધ શ્રદ્ધા મેલીને આગળ વધવાનું નથી. તેની પવીત્ર ફરજ શીક્ષક અને ન્યાયાધીશના સરખી છે; એટલે તેણે સામસામા પક્ષના વિચારોનો એક સરખો અભ્યાસ કરવાની અને તે પછી તેને

માટે અભીપ્રાય બાંધવાની તક પોતાના અંતઃકરણને આપવાની છે. દરેક અગત્યના સવાલની બાબતમાં એક પત્રકારને માટે વધારે સારો માર્ગ સામસામી દલીલોનો સાર આપવાનો અને તે ઉપરથી પોતાને યોગ્ય લાગે તે દલીલો પોતાના વાંચનારાઓની રાહબરી માટે મેલવાની તજવીજ કરવાનો છે. એવો માર્ગ લેવાથી તે પોતાને મુશ્કેલીમાં ખેંચી નહિ જતાં વધારે વજન મેળવશે. સામા પક્ષની દલીલો અને અભીપ્રાયમાં જે કાંઈ સારૂં દેખાય તેનો સ્વીકાર પ્રથમ કરીને આગળ વધવાનો નિયમ હમેશાં નજર આગળ રાખવો.

## પત્રકારોનું નાજુક કામ.

સાર્વજનીક અગત્ય ધરાવનારાં વર્તમાનપત્રોને જુદી જુદી કોમોના ધાર્મીક અને સાંસારીક સવાલો વીષે પણ વીવેચન કરવાનું હોય છે. એ સવાલો ખચીત ઘણા નાજુક હોય છે અને તેમના સંબંધમાં અસાધારણ સાવચેતીથી કામ લેવાનું છે. એ સવાલોની બાબતમાં લખવા પેહેલાં લોકોના પ્રચલીત મતના સંબંધમાં વીગતે માહેતી મેળવીને પ્રથમ બરાબર રીતે તે વર્ણવવું, અને તે પછી તે બાબતમાં જુના કાળના સત્તા સમાન ગણાતાં સાહીત્યમાં શું જણાવેલું છે તેનો અભ્યાસ કરી તેનું વર્ણન સરખામણીમાં બનતાં સુધી એવી રીતે મેલી આપવું કે વાંચનાર પોતે પોતાની મેળેજ તે ઉપરથી મત બાંધી શકે. કેટલીક કોમો તરફથી એવો દાવો કરવામાં આવે છે કે તેમને લગતો કોઈ પણ સવાલ વર્તમાનપત્રોમાં ચર્ચાવો નહી જોઇયે. આવો દાવો ખાસ કરીને કોમના લઘુમતીવાળા ભાગને અન્યાય કરનારો છે અને આજના પ્રગતીના જમાનામાં તે ટકી નહી શકે. જેઓ એવો દાવો કરે છે તેઓ આપખુદ સત્તાના હેમાયતી છે અને પોતાની સત્તા અથવા પોતાના ચોક્કસ સ્વારથ જાળવવાને માટે કોમનો જે મોટો જથ્થો ઓછો ભણેલો અને ઓછો ખબરદાર હોય છે તેમને અંધારામાં રાખવા માટે જ આવી માગણી કરે છે. તેઓનો દાવો બેહુદો વધારે એટલા માટે હોય છે, કે તેઓને સામા પક્ષની દલીલમાં જે કાંઈ ભુલ કે ખોટારૂં હોય તે પ્રગટ કરવા માટે વર્તમાનપત્રોની કટારો ખુલ્લી રાખવા જણાવવામાં આવતાં તેનો લાભ લેવાને તેઓ ચોખી ના પાડે છે, કેમકે તેઓ પાસે તકરારમાં ઉતરવાનો આધાર જ નથી હોતો. સઘળા પક્ષોને સરખી નજરે જોનાર એક પત્રકાર એવો દાવો સ્વીકારી જ નહી શકે, પણ તેજ વખતે તેની જોખમદારી પણ ઘણી વધે છે, અને તેથી તેની બેવડી ફરજ છે કે એવા કોઇ પણ સવાલની બાબતમાં ખાસ સત્તાદાર આધાર વગર કાંઈ પણ લખવાથી તેણે પરહેજ રહેવું. એવો આધાર મેળવવાનું હમણાના વખતમાં મુશ્કેલ નથી. ખાસ કરીને છાપાકળાના પ્રતાપથી સઘળી કોમોના સત્તાદાર અને માનનીય ગણાતાં સાહીત્યગ્રંથો અને તેમના તરજુમા આપણે માટે તૈયાર છે અને કોઇ પણ સારા કેતાબખાનામાંથી તે મેળવી શકાય એમ છે. સામા પક્ષ તરફથી તે તરજુમા ખોટા હોવાનું ડોળ કેટલીક વાર આપવામાં આવે છે, પણ તેનો ઉપાય તેમના જ હાથમાં છે. તેઓ ખરા તરજુમા બાહેર પાડવાની અને તે ચર્ચા માટે પ્રગટ કરવાની ફરજ ધરાવે છે. એ જ વખતે એક વાર પાછું જણાવવાની જરૂર છે કે એ સવાલોની ચર્ચામાં કોઇને પણ માટે કોઇ પણ પ્રકારના કઠોર કે અવીવેકી શબ્દોનો ઉપયોગ કરવામાં નહી આવે તેની ખાસ સંભાળ લેવી, કેમકે સામા પક્ષ પાસે દલીલો

નથી હોતી ત્યારે આપણી દલીલો ઉપરથી નજર ખસેડવાની યુક્તી આવા કઠોર કે અવીવેકી શબ્દો ઉપર રમત કરી ઓછા ભણેલા ભાઇઓ અને ઓછા ખબરદાર લોકોને ઉશ્કેરી મેલી નઠારા ઝઘડા ઉત્પન્ન કરાવે છે.

## ઉપસંહાર.

બ્હેનો અને ભાઇઓ, મેં તમારો ઘણો વખત રોકયો છે. મને લાગે છે કે મેં અહીં ઉભા કરેલા કોઇ કોઇ મુદ્દા તમને વીચીત્ર લાગશે, પણ એક અભ્યાસી તરીકે મારા અભ્યાસના પરીણામ તરીકે જ તે મેં આગળ કર્યા છે. અને અભ્યાસી તરીકે તેમની બીજી બાજુનું ચીત્ર તમારી મારફતે જાણવાને હું ઇંતેજાર રહીશ. આપણી આ પરીષદનો અર્થ હું એવો માનું છું કે એક બીજા સાથે વીચારોની ફેરબદલી કરી આપણા ધંધાની ભવિષ્યની આબાદી અને મજબુતીનો મારગ કહાડવા આપણે અહીં ભેગા મળ્યા છીયે. તેમ કરતાં આપણે કેટલીક બાબતમાં સંપુર્ણ મળતા થઇશું, પણ આપણે જે જોખમભરેલો ધંધો ચલાવવાનો છે તેની ફતેહ માટે સર્વોપરી અગત્યનો ગુણ એક બીજા પ્રત્યેના મત તરફ સંપુર્ણ સહનશીલતા બતાવવાનો છે. વધતામાં વધતી સહનશીલતા અને શાંતી વડે જ શીક્ષણ આપવા તથા ન્યાય તોળવાની આપણા ધંધાની મુખ્ય નેમને આપણે જેબ અપાવી શકીયે. છેવટે એક વાર ફરીને તમો બ્હેનો અને ભાઇઓનો તમે મને આપેલા અસાધારણ માન માટે આભાર માની તમને અરજ કરૂં છું કે મારી કોઈ ખામીઓ જણાય તો મને ક્ષમા કરી નીભાવી લેશો.

---

પ્રમુખનું ભાષણ પૂરૂં થયા બાદ ગુ. વ. સોસાયટીની ઓફીસમાં વિષય "વિચારિણી સમિતિ"ની બેઠક થઈ હતી અને કેટલાક ઠરાવો રવિવારે સ્હવારે સમિતિએ નક્કી કર્યા હતા.

---

પહેલા દિવસનું પરિષદનું કામકાજ પૂરૂં થતાં તેજ સાંજે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઈન્સ્ટીટયુટમાં પરિષદના અંગે પત્રોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તે ખુલ્લું મૂકવાની ક્રિયા ૬।। વાગે કરવામાં આવી હતી. તે વખતે પરિષદમાં ભાગ લેનારાઓ ઉપરાંત બીજા કેટલાક સંભાવિત સ્ત્રી પુરૂષોએ પણ હાજરી આપી હતી.

## પ્રદર્શન વિભાગના મંત્રીઓનું નિવેદન.

શરૂઆતમાં પ્રદર્શન વિભાગનાં મંત્રીઓ તરફનું નિવેદન રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇએ વાંચ્યું હતું, તે નીચે પ્રમાણે હતું:—

પ્રદર્શનનો મુખ્ય હેતુ પત્રો રજુ કરી, તેની તુલના કરવાનો અને પત્રોનો દિનપ્રતિદિન વિકાસ કરવાનો હોય. આ દષ્ટિએ પત્રોના પ્રદર્શનમાં એકલાં ગુજરાતી નહિ પણ હિંદુસ્થાનની અનેક ભાષાનાં પત્રો તેમજ જગતનાં સર્વ પત્રો અવલોકનકારની દષ્ટિ સન્મુખ મૂકવાનો ઉદ્દેશ હોવો જોઇએ અને તેજ ઇષ્ટ છે. પત્રકારોની આ પહેલી જ પરિષદ છે, તેને અંગે આ પ્રદર્શન પણ પહેલુંજ છે, એટલે હાલ તો આ પ્રદર્શનનો કાર્યપ્રદેશ સંકુચિત કરી ગુજરાતી પત્રોજ રજુ કરવાનો અને અંદર અંદર તુલના કરી

સૂચનાઓ મેળવવાનો રાખવામાં આવ્યો છે. ભવિષ્યમાં જગતનાં પત્રોનું પ્રદર્શન ભરવાનો ગુજરાતને પ્રસંગ આવે એ તદ્દન ઇચ્છવા જોગ છે. હિંદુસ્થાનના અન્ય વિભાગનાં પત્રો અને ખાસ કરીને ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ, જર્મનિ જેવા આગળ વધેલા મુલકો પાસેથી પત્રકારની પ્રવૃત્તિઓ અને પત્રોના સ્વરૂપ વિષે આપણે ઘણું શીખવાનું છે. અને ભવિષ્યની કોઇ પરિષદ્ આપણને તે તક તૈયાર કરી આપશે એવી આપણને આશા રહે છે.

વર્તમાનપત્રોનું પ્રાચીનતમ ઉત્પત્તિસ્થાન ઇજિપ્ત અને રોમ છે પણ તે, પત્રની અત્યંત પ્રાથમિક સ્થિતિ હતી. અર્વાચીન પત્રકારના પ્રાદુર્ભાવનું પ્રથમસ્થાન ઇટલિ છે. આપણે ત્યાં પત્રોનું વય ૧૦૦-૧૨૫ વર્ષથી વધારે નથી. આપણામાં જૂનામાં જૂનું પત્ર "**મુંબઈ સમાચાર**" ૧૦૫ વર્ષના વયનું છે. યુરોપમાં પત્રોનું વય ઓછામાં ઓછું ૫૦૦ વર્ષનું છે. આપ જાણશો ત્યારે આપને નવાઇ લાગશે કે પત્રોની પહેલી ઉત્પત્તિ હાથે લખીને પ્રસિદ્ધ કરવાથી થઇ હતી અને તે ઇટલિનાં પત્રોના ઇતિહાસ ઉપરથી માલમ પડી આવે છે. યુરોપનાં તેમજ પાછળથી હિંદુસ્થાનમાં પહેલાં બહાર પડેલાં ઘણાં પત્રોને ગેઝેટ જેવાં નામ લગાડવામાં આવતાં. આવાં નામ પહેલાં ઇટલિમાંજ લગાડવામાં આવ્યાં હતાં, તે ઉપરથી પણ ઇટલિ આ બાબતમાં માર્ગદર્શક હતુ એમ જણાઈ આવે છે. માનવ સ્વભાવ જગત્માં સમાન હોય છે. તેમની પ્રવૃત્તિઓના ક્રમમા પણ સમાનતા હોય છે. એ રીતે હિંદુસ્થાનમાં પણ કેટલેક સ્થળે મુદ્રણકલાના પ્રારંભકાલમાં લિખિત પત્રો બહાર પડતાં. અહીં, અમદાવાદમાં હાલ ૨૦ કરતાં વધારે લિખિત માસિક પત્રો નીકળે છે પણ લગભગ ૩૫ વર્ષ પહેલાં અત્રે છાપેલાં પત્રો પ્રસિદ્ધ થતાં તે સમયમાં પણ અમારા એક મિત્ર રા. ચિમનલાલ મોતીલાલ મુનશી એક લિખિત અઠવાડિક પત્ર પ્રસિદ્ધ કરતા. લિખિત પત્રો મૂલ્યથી વેચાય એ સંભવિત નથી. અઠવાડિક લિખિત પત્રની તો ઓછીજ ઉપયોગિતા હોય. પરન્તુ તરૂણ વર્ગ-ભાઇઓ અને બ્હેનો, પત્રકાર અગર લેખક કે ચિત્રકારના ઉદ્યોગમાં પ્રવીણતા સંપાદન કરે તે સારૂ લિખિત માસિકોની ઉપયોગિતા રહેશે.

પત્રોની પહેલી શરૂઆત કેવા સ્વરૂપમાં થઇ હતી તે પણ તપાસવું જરૂરનું છે. ઇંગ્લાંડનાં પત્રોનો ઇતિહાસ લગભગ ૪૦૦ વર્ષનો છે. ત્યાં પત્રોની શરૂઆત આજે બહાર પડતાં હેંડબિલના સ્વરૂપથી થઇ હતી. આવી પત્રિકાની કિંમત રાખવામાં આવતી અને તેવી પત્રિકાઓ જાહેર જગાઓ ઉપર પણ ચોઢવામાં આવતી. અમુક સમયે જ તે પત્રિકાઓ પ્રસિદ્ધ થાય એવો નિયમ નહોતો. આ પત્રિકાઓમાં ૧૦-૨૦ ખબરો છાપવામાં આવતી. અને તે વખતે રેલ્વે અને તારનું અસ્તિત્વ નહિ હોવાથી ખબરો માત્ર સ્થાનિક રહેતી. આ સ્થિતિએથી વિકાસ થઈ ધીરે ધીરે ઈંગ્લાંડના પત્રોએ જગત્નાં ઉચ્ચ પંક્તિનાં પત્રોમાં સ્થાન લીધું છે.

હિંદુસ્થાનમાં પત્રોનો ઉદ્દભવ બ્રિટિશ અમલ પછી છે. પહેલાં, તે કામ ગૌણ અંશે ભાટ ચારણો વાણી વડે કરતા. આ ઇલાકામાં મુદ્રણકલા દાખલ કરવાનું અને પત્રો પહેલવહેલાં પ્રસિદ્ધ કરવાનું માન મુંબાઇને અને આપણા પારસી ભાઇઓ અને ખ્રિસ્તી

મિશનરી ભાઈઓને છે. ગુજરાતી ભાષાનાં પત્રોનો વિકાસ તો યુરોપનાં પત્રોને અનુસરીને જ થયો છે. મુંબાઈ શહેર શિવાય, ગુજરાતમાં વર્તમાનપત્ર અને માસિકની શરૂઆત અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ કરી છે. "અમદાવાદ વર્તમાન પત્ર" બુધવારે પ્રકટ થવાથી, વર્તમાનપત્રનું પહેલું નામ અહીં "બુધવારીયું" પડ્યું.

(એક બીજી બાબત નોંધવા જેવી છે કે પ્રારમ્ભકાલમાં સમાચાર એજ પત્રોનું મુખ્ય અંગ હતું. વિચારો, ચર્ચા એ તેનું અંગ નહોતું. ચર્ચા શરૂ થઇ ત્યારે પણ તે ગૌણ હતું. હાલ સમાચાર જેટલીજ અગત્ય ચર્ચાની થઈ પડી છે અને દૈનિક કરતાં અઠવાડિક સાંપ્રદાયિક પત્રોમાં સમાચારનો વિભાગ લુપ્ત રાખવામાં આવે છે અને માત્ર ચર્ચાનેજ સ્થાન મળે છે. ખબરો અને ચર્ચા બન્ને આપતાં પત્રો લોકસમૂહમાં વધારે પ્રિય થઈ પડે છે. માત્ર વિચાર, માત્ર ચર્ચા રજુ કરતાં પત્રો કોઈ અમુક વિચાર સંપ્રદાયમાંજ અગર તો વધારે સુશિક્ષિત વર્ગમાંજ પ્રચાર પામી શકે છે. સામાન્ય લોકસમૂહને આ બન્નેનું મિશ્ર સ્વરૂપ વધારે ઉપયોગી છે એમ અમારૂં ધારવું છે.)

(વર્તમાનપત્રો જગત્‌નું એક મહાન્ જ્ઞાનપ્રસારક અને ઉદ્ધારક બળ છે.)

(રાજ્યાસનોને તે ડોલાવે છે, જુલમગારોને તે થથરાવે છે. તેના તાપથી અન્યાયી રાજા મહારાજા, આપખુદ અમલદારો અને અગ્રેસરો ઉંઘી શકતા નથી. પત્રો અને પત્રકારોએ યુદ્ધ જગાડયાં છે અને યુદ્ધ બન્ધ પણ કર્યાં છે. જગત્‌ભરમાં અસત્યનો ઉચ્છેદ કરી, ગુલામગિરીને કાઢી, આપખુદીને પદભ્રષ્ટ કરી, જગત્‌ના એકસરખા શાસન માટે, સત્ય, ભ્રાતૃભાવ, સમાનતા અને સ્વતંત્રતા દેવીની સ્થાપના કરી છે.

પત્રો વર્તમાનની નોંધ લઇ, વર્તમાનમાં તેમજ ભવિષ્યમાં કર્તવ્યનું તેમ પ્રેરક માર્ગોનું સૂચન કરે છે. ઇતિહાસ નોંધનાર પત્રો છે.

દેશદેશની પ્રજામાં સુખ દુઃખની વાતો તે કરે છે, દેશદેશ પ્રત્યે સહાનુભૂતિ પ્રકટ કરે છે. સ્વદેશ અને ભગિની પ્રજાઓના સંકટ નિવારણ, તેમનાં સ્વાતંત્ર્ય, તેમના સુખને માટે તે લડત ચલાવે છે.

રાજા તેમ રંક સર્વને સહેલાઇથી અને સસ્તી રીતે સામાન્ય, તેમજ વિદ્યાહુનર અને વિજ્ઞાનનું જ્ઞાન જગત્‌ના એક છેડેથી બીજા છેડા સુધી પહોંચાડનાર, રાજકીય, સામાજિક, ધાર્મિક તેમ જ્ઞાનની અન્ય શાખાઓમાં સમાજને શું શું જાણવા જેવું, વિચારવા જેવું, વાંચવા જેવું કે ફેંકી દેવા જેવું છે એ સ્પષ્ટ રીતે કહેનાર સમર્થ સાધન વર્તમાનપત્રો અને સામાયિક પત્રો છે.)

(પત્રો સંખ્યામાં થોડાં સારાં કે વધારે સારાં, તે બાબતમાં કહી શકાય કે અનેક નિર્માલ્ય પત્રો કરતાં તો થોડાં સુન્દર પત્રો વધારે સારાં.) પરન્તુ સુન્દર પત્રો તો સંખ્યામાં જેમ વધારે તેમ વધારે સારૂં એ તો નિર્વિવાદ છે. પત્રો તો એક પ્રકારની જરૂરી છે. એક કરતાં વધારે પત્રોના વાચનથી કેટલાક ખાસ ઉપયોગી વિષયોની ચર્ચામાં મુકાબલો કરવાની સરલતા મલી શકે છે અને વધારે સારા, વધારે દૃઢ નિર્ણય ઉપર માણસ આવી શકે છે. શ્રી ગાંધીજી કહે છે તે મુજબ એકદા "નવજીવન" અને એકાદ "યંગઇંડિયા" ની જરૂર છે એમ નથી. પણ અનેક "નવજીવન" અને અનેક

" યંગઇંડિયા " ની જરૂર છે. આ સાથે એમ પણ કહેવાની આવશ્યકતા છે કે ચાર નિર્માલ્ય પત્રો નીકળે તેના કરતાં તે ચારેની શક્તિનું સંગઠન થઇ સાધનથી ભરપૂર એક સમર્થ પત્ર નીકળે એ વધારે મહત્વનું છે.

જગતના પત્રકારોની પ્રવૃત્તિઓનું આપણે નિરીક્ષણ કરીશું તો માલમ પડશે કે વિદેશી પત્રકાર–મહાકાય સન્મુખ આપણે માત્ર વામનસ્વરૂપ છીએ. બીજા દેશોમાં પત્રકારની જે શક્તિ છે, જે અસર છે, જે વજન છે તે આપણે ત્યાં નથી. આ ખેદજનક સ્થિતિનાં અનેક કારણ છે. એક કારણ તો એ છે કે આ ધંધાને અત્યાર સુધી હલકો માનવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થઇ મામલતદાર કે બીજું કાંઇક થવા ધારે છે પણ નહિ જેવા ગ્રેજ્યુએટો સુશિક્ષિત જનોનું લક્ષ આ ધંધા તરફ ખેંચાય છે. પત્રકાર તરીકે પ્રવીણતા મેળવવા સારૂ આખા દેશમાં પણ શિક્ષણની એકે શાળા કે સગવડ નથી એ ઉપરથી પણ આ ઉદ્યોગ તરફ આપણું કેટલું દુર્લક્ષ છે તે જણાઇ આવે છે.

પત્રકાર પ્રવૃત્તિનું રૂપજ ફેરવી નાંખે તેવા, માથે માત્ર રાજમુકુટ નહિ એવા ઈંગ્લાંડના રાજા સમાન લોર્ડ નોર્થકિલફ જેવા સાહસિક પત્રકાર આપણે ત્યાં કયાં છે?

(અમુક સિદ્ધાંતને ખાતર, સમાજને, સમગ્ર દેશને હચમચાવી નાખે તેવા, લાખ્ખોની લાલચને પણ ઠોકર મારી પોતાના સિદ્ધાન્ત અને લડતને વળગી રહેનાર સ્ટેડો આપણે ત્યાં કયાં છે ?

મરવાની પણ પરવા નહિ રાખનાર, અન્યાયી, જૂલમગાર રાજાઓ અને સમાજના બદમાશોને, પ્રપંચી કંપનીઓ અને સોનેરી ટોળીઓને ઉઘાડી પાડનાર, પ્રજાને છેતરનાર, પ્રજાના પૈસા ઉચાપત કરનાર, પ્રજાનાં નાણાંનો, સમાજસેવા દેશસેવા કે પ્રજાહિતચિંતનને નામે દુરૂપયોગ કરનાર દુષ્ટજનોનાં ભોપાળાં ઉઘાડાં પાડનાર લેગ્મુશેરો આપણે ત્યાં કયાં છે ?

ટાઢ તડકો, અધરાત મધરાત વેઠનાર, જમીનમાર્ગ તેમ જળમાર્ગના પ્રવાસનાં સંકટ સહન કરી લેનાર, સમાજનાં અધમ અને ભયંકર તત્વોની વચ્ચે જઇ જીવને જોખમે ખબરો મેળવનાર અને ખબરોને વીજળીને વેગે હરિફાઇથી પહેલી પહોંચાડવાની જીવતોડ મહેનત કરનાર રિપોર્ટરો અને ખબરપત્રી, અને તેવા રિપોર્ટરો અને ખબરપત્રીઓની કદર કરનાર તંત્રીઓ અને માલિકો કયાં છે ?

અહીં વર્તમાનપત્રોને ૧૦૦ કરતાં વધારે વર્ષ થયાં તોપણ, આપણે ત્યાં ગુજરાતી ટુંકાક્ષર કયાં છે ?)

કલ્પના અને સુંદરતાનાં રમણીય ક્ષેત્રોમાં વિહાર કરાવનાર, ભૂતકાળ અને વર્તમાનનું તાદૃષ્ય ચિત્ર રજુ કરનાર, પત્રકારના ધંધાને પ્રકાશ આપનાર, પોતાના ધ્યેયમાં જ રહેનાર, પોતાના ધ્યેયને માટે પ્રાણ પાથરનાર ચિત્રકારો કયાં છે ?

પત્રોની પ્રસિદ્ધિની ઝડપ, પત્રોની પ્રિયતા અને આકર્ષણમાં વૃદ્ધિ કરનાર આદર્શ મુદ્રકો કયાં છે ?

આ સર્વ વિષયો આપણાથી અજાણ્યા નથી. આપણે પ્રગતિમાન્ છીએ. પરંતુ આપણી પ્રગતિ ધીરી છે; તેને વેગ મળવાની આવશ્યકતા છે.

આપણે જાગ્રતિના જમાનામાં છીએ. આપણે આશાવંત છીએ. પત્રકારના ધંધામાં જે કાંઈ ઉચ્ચ, જે કાંઈ સુંદર, જે કાંઇ આદર્શરૂપ, જે કાંઇ જ્ઞાનને વધારનાર, અંધકાર, અન્યાય અને જૂલ્મને ફેડનાર, જે કાંઈ બળ અર્પનાર-તે સર્વ તત્ત્વ આપણા પત્રોમાં દાખલ થશે એટલી શુભેચ્છા સાથે હાલ તો વિરમીશું.

પણ એક બાબત અત્ર ભૂલવા જેવી નથી. પત્રકારપ્રવૃત્તિમાં સ્ત્રીઓ દીપી નીકળે, ઉપયોગી થઈ પડે એમાં કશો પણ શક નથી. "The hand that rocks the cradle, rules the world"—જે હાથ પારણું ઝૂલાવે, તે જગત્ ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવી શકે. પત્રકારના ઉદ્યોગમાં પણ તે જગતને હલમલાવી શકે એમાં કાંઇપણ સંદેહ નથી. અર્ધા કરતાં પણ ઘણું વધારે જગત્ સ્ત્રીઓ અને બાલકોનું બનેલું છે; અને ખાસ કરીને, સ્ત્રીઓ અને બાલકોને લગતી, અને સામાન્ય રીતે સમગ્ર સમાજને લગતી બાબતમાં સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ સમાજને, જગતને ઘણુંજ ઉપયોગી, ઘણુંજ હિતકારક છે. અત્યાર સુધી જગતે સ્ત્રીઓના અભિપ્રાય જાણવાને થોડાજ પ્રયાસ કર્યો છે. આ દેશના સ્ત્રીઓના હિમાયતીઓને ખાસ કરીને અભિનંદન ઘટે છે કે સ્ત્રીઓની નિરક્ષરતા દૂર કરવાને તેઓએ ભગીરથ પ્રયત્ન કર્યો છે અને આજે થોડી પણ સન્નારીઓ પોતાના વિચારો હિમ્મતથી પ્રજા સમક્ષ મૂકી શકે છે, થોડી પણ સ્ત્રીઓ, સમાજસેવા માટે, દેશસેવા માટે તૈયાર થઇ શકી છે.

આજે આપણે શ્રીમતી બાઇઆઇ અને ભીખાઇજી પાલમકોટ, શ્રીમતિ વિદ્યાબ્હેન અને શારદા બ્હેન, મિસિસ પુતળીબાઈ કાબરાજી અને દાવર બ્હેનો, મિસ બાનુ બમનજી અને શ્રીમતી હંસા બ્હેન તથા કેટલાંક બીજાં બાનુ–અધિપતિઓનાં નામ આનંદથી લઈ શકીએ છીએ તો ભવિષ્યમાં આ ક્ષેત્રમાં કામ કરનાર તે કરતાં પણ વધારે સન્નારીઓ આપણને મળી આવશે અને ભવિષ્યના પ્રદર્શનમાં સ્ત્રીઓનો હાથ, સ્ત્રીઓનું વધારે સુંદર, વધારે અસરકારક કામ આપણે જોઈ શકીશું.

સ્ત્રીઓનું સ્ત્રી તરીકે મહત્વ, ગૃહિણી તરીકે તેમની નિપુણતા, તેમની મનોહરતા, માતા તરીકે સ્ત્રીઓનું સમર્પણ, તેમની કર્તવ્યનિષ્ઠતા, નાગરિક તરીકે સ્ત્રીઓની નિશ્ચલ સેવાભાવના, તેમના આત્મભોગ, સ્ત્રીઓની વિદ્વત્તા, સ્ત્રીઓની બહુશ્રુતતા, સ્ત્રીઓનું સર્વ કાંઇ–એમાં આદર્શ એવાં પત્રકારબ્હેન શ્રીમતી વિદ્યાબ્હેનની પ્રદર્શન ખૂલ્લું મૂકવા માટે કાર્યકારિણી કમિટીએ પસંદગી કરી એ સર્વ રીતે યોગ્ય થયું છે અને અમે તેમને પ્રદર્શન ખૂલ્લું કરવા સવિનય વિનંતિ કરીએ છીએ.

ઉપરનું નિવેદન વંચાઇ રહ્યા બાદ સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠે પ્રદર્શન ખુલ્લું મુકતાં પૂર્વે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:—

સૌ. વિદ્યાગવરી રમણભાઈ નીલકંઠ



પત્ર પ્રદર્શન ખુલ્લુ મુકનાર આપણાના વિદુષી.

# સૌ. વિદ્યાગૌરીનું ભાષણ.

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

અમદાવાદ શહેરમાં પત્રકારોની પરિષદ્ ભરવાનો વિચાર કર્યો તે સાથે પત્રોનું પ્રદર્શન ભરવાની યોજના કરી છે તે યથાયોગ્ય થયું છે. આ નવીન દિશાની પ્રવૃત્તિ ખરેખર સત્કારને પાત્ર છે. સર્વ પત્રકારો તરફથી આ પ્રદર્શનમાં નમુનાઓ આવ્યા હશે એવી આશા રાખું છું. સર્વ પ્રદર્શનો ભરવાનો જે હેતુ રાખે છે તે આ પ્રદર્શનમાં પણ છે. આપણામાંના ઘણાંખરાં એ સર્વ પત્રોથી પરિચિત હોઇશું તથાપિ કેટલાંક પત્રો કેટલાંકને અને કેટલાંક બીજાને અપરિચિત હશે તેમજ જેમને પરિચિત હોય તેમને પણ સર્વની સાથે એકી વખતે તુલના કરવાની તક મળે; તે ઉપરાંત સમગ્ર પ્રજાનું ધ્યાન, આ વિષયમાં તો વાંચનાર જગતનું ધ્યાન ખેંચવાનો આ જમાનાનો આ એક માર્ગ છે. બીજાં પ્રદર્શનો થવાનાં હોય ત્યારે કારીગરો, કલાવિધાયકો તેને માટે ખાસ પરિશ્રમ લઈ વિશિષ્ટતાવાળી કૃતિઓ તૈયાર કરે છે. જે નમુના અસામાન્ય હોઈ કારીગરો કેટલી ઉચ્ચ કોટીએ કામ કરી શકે છે તેનો ખ્યાલ આવે છે. વર્તમાન પત્રો અને માસિકો કાંઈ પ્રદર્શનમાં મૂકવાના ખાસ હેતુથી રચી શકાતાં નથી તથાપિ તેમાંના કેટલાંક વિશિષ્ટ અંકો કાઢે છે તે તેમની કૃતિઓ યોગ્ય સંજોગોમાં કેટલે દરજ્જે ચઢીઆતી થઇ શકે તેના નમુનારૂપ બને છે. એ બધું છતાં પત્રોના મામુલી અંકો પણ જાત જાતનાં દિગદર્શન કરાવે છે. અને તેમનો એકત્ર સંગ્રહ નમુનારૂપે કોઇ સ્થાને જળવાય તો આગળના જમાનામાં ઐતિહાસિક દૃષ્ટિએ પણ કીંમતી બને તેમ છે.

એક તરફથી વિચાર કરતાં એમ લાગે છે કે એવું પ્રદર્શન ભરવા જેટલી સંખ્યા અને વિવિધતા ગુજરાતી પત્રોમાં છે તે સાથે એમ પણ જોઈએ છીએ કે હાલમાં અનેકાનેક નવાં પત્રો નીકળે છે અને કદાચ આપણા પ્રાંતની શક્તિ કરતાં તે વધારા પડતાં થઇ પડવાથી તેમજ બીજાં અનેકાનેક કારણોથી તેઓ ચિરંજીવ થાય કે નહીં તે પણ સંશય પડતું છે. વર્તમાનપત્રો અને માસિકોમાં સૃષ્ટિક્રમના સામાન્ય નિયમ મુજબ Survival of fittest—યોગ્યતા મુજબ ચિરંજીવતા આવે એમ હંમેશ બનતું નથી. કદાપિ ઘણા નમાલા અને વધારે ઉચ્ચ કોટિના પત્રો ટુંકો વખત ચાલે અને સાધારણ પ્રતિના દીર્ઘકાળ ટકે એમ બનવા વધારે સંભવ છે. છેક ઉતરતા પ્રકારનાં પત્રોના યોજકોની સાધન–સામગ્રી પૂરી થતાં વાર નથી લાગતી અને વાંચનાર પણ કંટાળી જાય છે. કાંઇ પણ વિચાર કર્યા વગર તેના પ્રવર્તકોએ તે કાર્ય આદરેલું હોય એટલે સ્વભાવિક રીતે થોડા વખતમાં આટોપી લેવું પડે. બહુ ઉચ્ચ પ્રતનાં પત્રોનો વાંચક વર્ગ પરિમિત, થોડાં જ તેની કદર કરનારાં હોય, અને તેથી થોડાં તે માટે પૈસા ખરચી શકે તેવાં હોય. એટલે તેવાં પત્રોનો નિભાવ એ હજી આપણા દેશને માટે મુશ્કેલ કાર્ય છે તે વાત તેમના પ્રયોજકોને સુવિદિત છે. આપણા દેશમાં તેમજ અન્ય દેશોમાં પણ પત્રો; ઘણા ફેલાવાવાળાં વર્તમાનપત્રો પણ ઘણા દ્રવ્ય વ્યય વગર ચાલી શકતાં નથી અને

એકંદરે Journalism એ ધંધા તરીકે કમાણીનું સાધન ભાગ્યે જ બને છે. સરસ્વતી દેવીના સેવકો, દેશની સર્વ પ્રકારની ઉન્નતિના કાર્યમાં રસ લેનાર હિતેચ્છુઓ પોતાનો ધર્મ માનીને આ કાર્ય ઘણુંખરૂં કરે છે. આવા અંતરાયો છતાં, આપણો દેશ જ્યાં નિરક્ષર માણસોની ઘણી મોટી સંખ્યા છે ત્યાં પણ આટલાં પત્રો નીકળે છે, નીભે છે અને ઉત્સાહી જનો નવાં નવાં પત્ર કાઢે છે એ આ જમાનાનું શુભ ચિહ્ન છે. પ્રમાણિક હેતુથી, પોતાને બીજાં પત્રોમાં યથાયોગ્યતા ન જણાય તે ઉણપ પૂરી પાડવાના પ્રયાસ તરીકે, વિવિધ દૃષ્ટિબિન્દુથી નવાં નવાં પત્રો જન્મે એ દેશજનોનાં હૃદયોના મંથનનું બાહ્ય ચિહ્ન છે–અને સામાન્ય વર્ગના ગમે તેટલા બડબડાટ છતાં, એ પ્રયોજકોની પ્રવૃત્તિ ચાલવાની જ. અલબત્ત જેમના પૈસાવડે કાર્ય કરવાનું હોય તેમને તે રૂચિકર ન હોય તો તેઓ પાસેથી નાણાં લેવા દુરાગ્રહ ન કરવો જોઈએ. તેવાઓ નાણાં આપે એવી આશા પ્રયોજકે ન રાખવી અને તેવા નાણાં આપનારાએ નાણાં ન આપવાં એ વાજબી છે. પરંતુ નવાં પત્રો ન નીકળે એવી ઇચ્છા રાખવી યોગ્ય નથી તેમ તે સફળ થાય એ સંભવ પણ નથી. જગત્‌માં ઘણા Experiments યાને પ્રયોગો નિષ્ફળ જાય છે. કુદરતમાં પણ જમાનાઓભરના નિષ્ફળ પ્રયોગો ચાલે છે તે જ મુજબ પત્રકારોના પ્રયોગો પણ ઘણા અફળ જવાના અને તેમાંના કોઈ સફળતા પ્રાપ્ત કરવાના. પત્રકારનો હેતુ પ્રમાણિક હોય એ પત્રકારોને જોવાનું છે; તેમનામાં જે કાર્ય ઉપાડયું હોય તે ઠેઠ પહોંચાડવાની શક્તિ છે કે નહીં તે પણ પોતે વિચારવાનું છે તેમજ જાહેર પ્રજાના મહા મહેનતે કમાએલાં નાણાંનો દુરુપયોગ ન થાય તે વાત ખાસ લક્ષમાં રાખવાની છે. જે વિશ્વાસ અને શ્રદ્ધાથી પ્રજા તેમને ગમે તેવી નાની રકમ પણ આપે છે તે માત્ર પોતાના ફાંટા–hobbies–તુરંગને સંતોષવા નથી આપતી પરંતુ ઉપયોગી કાર્યને સહાયતા કરવા અને સાથે સાથે પોતાને વાંચવાનો લાભ મળે એવા ઇરાદાથી આપે છે. માટે પત્રકારોને પોતાની ભારે જવાબદારી ધ્યાનમાં હોવી જોઈએ.

આજકાલ પરિષદો અને પ્રદર્શનોનો જમાનો છે અને એ જમાનાના વહેણ સાથે વહેવું એ પણ અનિવાર્ય છે. એ સર્વના પ્રયોજકો શુભ બુદ્ધિથી કામ કરતાજ હશે. આવાં demonstration થી ધારે તેટલો નહીં તો થોડો ઘણો ફાયદો–ખાસ કરીને લોકમત કેળવવામાં થાય એ સંભવિત છે. તેમાં નાણાંનો વ્યય થાય છે તે જો લક્ષમાં ન લઈએ તો તેથી નુકશાન કે હાનિ તો નથી જ. પ્રજાસમૂહના ભિન્ન ભિન્ન શોખ કેળવવામાં આવાં પ્રદર્શનો સહાયભૂત થાય છે એ નિર્વિવાદ છે અને તેની કીંમત રૂ. આ. પા. માં થઈ શકે નહીં. હુન્નર કળાનાં પ્રદર્શનોથી હુન્નર કળાને ઉત્તેજન મળે છે અને, હુન્નરકળા ખીલવાથી પ્રદર્શનો ભરવાની વૃત્તિ સતેજ થાય છે એમ એ અન્યોન્યાશ્રયે છે. તેજ મુજબ પત્રોનાં પ્રદર્શનથી ભિન્ન ભિન્ન પત્રોના ગુણ દોષ તાદૃશ થાય છે અને પત્રકારોના કાર્યને પરોક્ષ રીતે ઉત્તેજન મળે છે તેજ સાથે પત્રોની સંખ્યા અને સ્થિતિ વધે ત્યારેજ પ્રદર્શન ભરવાની પ્રવૃત્તિ થાય.

ગુજરાતી સાહિત્યમાં વર્તમાનપત્રો અને ખાસ કરીને માસિકોનો હિસ્સો દિનપર દિન વધતો જાય છે. પુસ્તકોની ગતિની જોડે જોડે માસિકોની પણ ગતિ વધતી જાય છે અને એ વેગ સાથે વિશાળતા અને ઉંડાણ વધે તથા વાંચક વર્ગની સહાનુભૂતિ દિનપર દિન વધે એ ઇષ્ટ છે. પ્રજાની

ઉન્નતિ સાથેજ પ્રજાના સાહિત્યની ઉન્નતિ સંકળાએલી છે. ગુર્જર સાહિત્ય માટે ઉજળું ભવિષ્ય છે એમ માનનાર આશાવાદીઓના વર્ગમાં હું પોતે છું અને એ ભવિષ્ય ઘડનાર આજના સાહિત્ય સેવકોજ છે. પુરાણ વડ વૃક્ષ સરખી સુદૃઢ અને સર્વમાન્ય સંસ્થાઓ તરફ આદરભાવ રાખીને સાથે સાથે નવ કુસુમતિ નાજુક પણ સુંદર વલ્લરીઓનો સત્કાર સમભાવ દર્શાવવો એ સર્વ જનસમાજના હિતેચ્છુઓનો ધર્મ છે. પત્રકારો પ્રજા વર્ગના જ્ઞાનને પોષનાર, તેમની રસવૃત્તિને ખીલવનાર અને ઉચ્ચ ભાવનાને પ્રેરનાર છે. પ્રજાવર્ગને ઉંચા આદર્શ તરફ લઇ જવામાં પત્રકારો અનેક રીતે સહાયભૂત થઇ શકે છે અને એવા પવિત્ર કાર્યના પ્રયોજકો પોતાની પવિત્ર ફરજનું યથાયોગ્ય પાલન કરે, પરસ્પર સ્નેહભાવનું સંવર્ધન કરે અને પત્રના ચાલકો અને વાંચકોનું સહકારીપણું વધે એવા હેતુથી યોજેલાં આ પ્રદર્શન અને પરિષદ તે હેતુ સફળ કરો એવી મારી પ્રાર્થના છે.

સન્નારીઓ અને સજ્જનો મેં જે બે બોલ તમારી આગળ મૂક્યા છે તેમાં આપ સરખા પ્રતિષ્ઠિત મંડળ આગળ કહેવા જેવું નવીન કાંઇ નથી. આ પ્રદર્શનના કાર્યકર્તાઓએ મારા તરફના સદ્‌ભાવને લઇને આજની જવાબદારીભરી ફરજ મારે માથે નાંખી છે. મારા વિવેચનમાં અપૂર્ણતા તો છે જ તે તરફ દુર્લક્ષ કરવા આપ સહુને હું વિનંતિ કરૂં છું. આપણી પ્રજાની પ્રગતિના સર્વ યોગ્ય પ્રયાસોમાં દીલસોજી છે અને સાહિત્ય તરફની મારી શુભેચ્છાઓ દર્શાવવાનો તેમજ સાહિત્ય માટે તન મન અને ધનથી અવિશ્રાન્ત પ્રયત્ન કરનારાઓ તરફ પૂજ્ય ભાવ પ્રદર્શિત કરવાનો આ સુપ્રસંગ પ્રાપ્ત થયો છે તે માટે આભાર દર્શાવવાની આ તક લઉં છું.

---

## બીજા દિવસની બેઠક.

પરિષદની બીજા દિવસની બેઠક રવિવારે બાર વાગતાં પ્રેમાભાઇ હોલમાં થઇ હતી. તે વખતે પ્રથમ કેટલાક નિબંધો વાંચવામાં આવ્યા હતા.

મી. પાલનજી બરજોરજી દેસાઇનો લેખ મી. હોમી. પી ચાહેવાળાએ વાંચ્યો હતો. પોતાના લેખમાં મી. દેસાઇએ પત્રકાર તરીકે પોતાનો અનુભવ વર્ણવ્યો હતો અને પત્રકારોને પોતાની ફરજો, ભાષાશુદ્ધિ વગેરે સંબંધી કેટલીક સૂચના કરી હતી.

રા બા. હરગોવિંદદાસ કાંટાવાળાનો 'ભાષા શુદ્ધિ' વિષેનો લેખ રા. કેશવલાલ હ. શેઠે વાંચ્યો હતો. તેમાં પણ વર્તમાનપત્રોની ભાષાશુદ્ધિ વિષે સામાન્ય સૂચનાઓ કરવામાં આવી હતી.

રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ પોતાના નિબંધમાં પત્રકારની જવાબદારીઓ વિષે લંબાણથી વિવેચન કરી તેમનું કાર્ય જનસમૂહના વિચારોને યોગ્ય માર્ગે દોરવાનું તથા લોકમત કેળવવાનું તથા ઉત્પન્ન કરવાનું છે એમ દર્શાવ્યું હતું.

શ્રી. દત્તાત્રય કાલેલકરે પત્રકારોની ખામીઓનું નિવેદન કરી વૃત્ત વિવેચન વિષે કેટલીક વહેવારૂ સૂચનાઓ કરી હતી.

રા. કેશવલાલ હ. શેઠે 'કોમી' માસિકોને લગતી ઉપયોગી માહિતી રજુ કરી હતી.

મી. ચુનીલાલ વર્ધમાન શાહે 'ગુજરાતી ભાષાના વિકાસમાં વર્તમાનપત્રોનો હિસ્સો' એ વિષે નિબંધ વાંચી વર્તમાનપત્રોની ભાષા શુદ્ધ, શિષ્ટ તથા સરળ થાય તે માટે કેટલીક સૂચનાઓ કરી હતી.

રા. ચંદુલાલ એન. શાહે 'હિન્દી પત્રકારિત્વ' વિષે લેખ વાંચ્યો હતો.

'જ્ઞાતિ માસિકો' વિષેનો મી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇનો લેખ ડા. હરિપ્રસાદે વાંચ્યો હતો.

મી. આદરજી રિપોર્ટરે પત્રકાર તરીકેનો પોતાનો અનુભવ વર્ણવી દેશી પત્રોના વિચારોની કાપલીઓવાળું એક વર્તમાનપત્ર 'Voice' ના નામે બહાર પાડવાની ભલામણ કરી હતી.

રા.. ડાહ્યાભાઇ એમ. પટેલે 'વર્ત્તમાન પત્રો વિષે'નો પોતાનો અનુભવ જણાવતાં હાલનાં પત્રોની કેટલીક ખુબી–ખામીઓનું નિવેદન કર્યું હતું.

મી. વાડીલાલ મુળજીભાઇએ 'ગુજરાતી માસિકો' વિષે પોતાનો લેખ વાંચ્યો હતો.

રા. મણિલાલ છબારામ ભટ્ટે પત્રકાર અનુભવી અને ઠરેલ વિચાર તથા પાકી વયના હોવા બદલ પોતાના લેખમાં ભાર મૂક્યો હતો.

રા. હીંમતલાલ ગાંધીએ પત્રકારોને જાહેર ખબર આપનારાઓ પ્રત્યેની પોતાની પ્રમાણિક ફરજોનો ખ્યાલ આપ્યો હતો.

બાદ શ્રી હીરાલાલ પારેખ, શ્રી. ડાહ્યાભાઇ લ. પટેલ, શ્રી. શંકરપ્રસાદ નાણાવટી વગેરેના લેખો વખતના અભાવને લીધે વાંચી લેવાએલા ગણવા કર્યું હતું.

## પસાર થએલા ઠરાવો.

અર્ધો કલાક આરામ લીધા બાદ પરિષદ ફરી ૩ા વાગતાં મળી હતી. તે વખતે નીચે મુજબ ઠરાવો પસાર થયા હતા.

### શાસ્ત્રીય શિક્ષણની અગત્ય.

"પત્રકારના ધંધાના વિકાસ માટે ધંધાનું શાસ્ત્રીય શિક્ષણ અત્યંત આવશ્યક છે, એવી આ પરિષદની દૃઢ માન્યતા છે, તેથી મુંબઇ યુનિવર્સિટીને તેમજ ગુજરાત વિદ્યાપીઠને તે જાતના શિક્ષણનો સત્વર પ્રબંધ કરવા આ પરિષદ વિનંતિ કરે છે."

આ ઠરાવ શ્રીયુત દત્તાત્રય બી. કાલેલકરે રજુ કર્યો હતો અને પત્રકારો કેળવણી વિના પોતાની જવાબદારી સંબંધે ઉંધે માર્ગે દોરાતા હોવાનું જણાવ્યું હતું. તે ઠરાવને રા. ચંદુલાલ નંદલાલ–જન્મભૂમિના અધિપતિએ ટેકો આપ્યો હતો.

### બૃહદ્ ગુજરાત પ્રત્યેની પત્રકારોની ફરજ.

ગુજરાતી ભાઇઓ મોટા પ્રમાણમાં દૂરનાં સંસ્થાનો, દેશો તથા પ્રાંતોમાં જઇ વસેલા છે અને તેમની મુસીબતો ઘણી હોય છે; તેથી ગુજરાતી પત્રોએ બૃહદ્ ગુજરાતના પ્રશ્નોને ગુજરાતના પ્રશ્નો જેટલુંજ મહત્ત્વ આપવું ઘટે છે, તેટલા માટે તે પ્રશ્નોનો ખાસ અભ્યાસ કરવા તેમજ તે વિષે ચર્ચા કરતા રહેવા આપણા વર્તમાનપત્રોને આ પરિષદ આગ્રહ કરે છે

એ ઠરાવ શ્રીયુત બનારસીદાસ ચતુર્વેદીએ રજુ કર્યો હતો અને સંસ્થાનોના ગુજરાતીઓની સ્થિતિનો તેમણે સારો ખ્યાલ આપ્યો હતો પત્રકારોએ તેવા સવાલોને પોતાના પત્રમાં વધુ જગ્યા આપવાની તેમણે અરજ કરી હતી. સદરહુ ઠરાવને મી. નારાયણજી સાંગાણીએ ટેકો આપ્યો હતો. બાદ એ ઠરાવ પસાર થયો હતો.

## ગુજરાતી ટૂંકાક્ષર.

ગુજરાતી પત્રોનું રિપોર્ટીંગ વધારે ચોક્કસ થવાની જરૂર છે, તેથી અંગ્રેજીમાં જેવી ટૂંકાક્ષરી ( Short-hand ) પદ્ધતિ છે, તેને મળતી ગુજરાતી ટૂંકાક્ષરી પદ્ધતિ શાસ્ત્રીય રીતે જે કોઇ તૈયાર કરી મોકલી આપશે અને તે ઉત્તમ તથા ઉપયોગી માલુમ પડેથી તેને ગુજરાત પત્રકાર મંડળ તરફથી એક સુવર્ણ ચંદ્રક આપવામાં આવશે.

## કોમી પત્રોને સૂચના.

ગુજરાતનાં જૂદાં જૂદાં કોમી પત્રોએ પોતપોતાની કોમનું સ્વાભિમાન કેળવવાની સાથે તેમનું 'હિંદીત્વ' પણ ખીલવતા રહેવું, એવી આ પરિષદની કોમી પત્રોને ભલામણ છે.

## તાર તપાલના દર.

વર્તમાનપત્રો માટેના ટપાલના તથા તારના હાલના દરમાં જતાં વજનમાં તથા શબ્દોમાં વધારો કરવાની અત્યંત જરૂર આ પરિષદ્ માને છે અને આશા રાખે છે કે વડી ધારાસભાના સભ્યો સરકારને તે દિશામાં ઘટતા ફેરફાર કરવાને દબાણ કરશે. (अ) પોસ્ટ ખાતા તરફથી જે ખાસ દર અને વજનની છૂટ અન્ય વર્તમાનપત્રો, માસિકો વિ. ને આપવામાં આવે છે તેવીજ છૂટ દ્વૈમાસિક અને ત્રિમાસિકને પણ મળવી જોઇએ એવો આ પરિષદનો અભિપ્રાય છે, અને તે દિશામાં પ્રયત્ન કરવા ધારાસભાના સભ્યોને વિનંતિ કરે છે.

ઉપરના ત્રણે ઠરાવો પ્રમુખ તરફથી રજુ થયા હતા અને તે પસાર કરવામાં આવ્યા હતા.

## પત્રકારો ઉપર તાર તથા ટપાલ સંબંધી અંકુશ.

તાર ખાતાના હાલના કાયદા મુજબ "જાહેર સલામતીના હિતમાં" જે તારો અટકાવવામાં આવે છે તે વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઉપર અનિષ્ટ અંકુશરૂપ છે. ઉપર જણાવી તે પ્રકારની સત્તા ૧૯૧૦ નો પ્રેસએકટ રદ કરતી વખતે પોસ્ટ તથા કસ્ટમ ખાતાને ફીતુરી ચોપાનીઆ અટકાવ કરવાના સંબંધમાં આપવામાં આવી છે, વાસ્તે એ પ્રમાણે કારોબારી, તાર, પોસ્ટ અને કસ્ટમ ખાતાના નોકરોને આપવામાં આવેલી સત્તા સત્વર લઇ લેવા પ્રયાસ કરવા આ પરિષદ્ વડી ધારાસભાના સભ્યોને વિનંતિ કરે છે.

તારના કાયદામાં સુધારો કરવા શ્રી. વીઠ્ઠલભાઈ પટેલે ધારાસભામાં જે નોટીસ આપી છે તેની આ પરિષદ્ નોંધ લે છે અને એવી આશા રાખે છે કે તેઓ ઉપર દર્શાવેલી અડચણ દૂર કરાવવા પણ યોગ્ય તજવીજ કરશે.

પ્રસ્તુત ઠરાવ રા. ચીમનલાલ મેદીએ રજુ કર્યો હતો અને પત્રકારોના તારો સંબંધી સરકાર જે અનિયંત્રિત સત્તા ભોગવે છે તે સંબંધી તેમણે વિસ્તારથી વિવેચન કર્યું હતું. રા. છગનલાલ ભવાનીશંકર તરફથી તેને ટેકો આપવામાં આવ્યો હતો. તે પછી એ ઠરાવ પસાર થયો હતો.

### ૧૨૪ (अ).

પત્રકારોની સ્વતંત્રતાને માથે લટકતી હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ (अ) ઘણીજ કડક તથા વ્યાપક છે. તેને નરમ બનાવવા શ્રી. રંગસ્વામી આયંગરે વડી ધારાસભામાં જે બીલ રજુ કર્યું છે તેની આ પરિષદ્ નોંધ લે છે અને વડી ધારાસભાના સભ્યોને એ દિશામાં પોતાથી બનતું કરવા ભલામણ કરે છે.

એ ઠરાવ રજુ કરતાં રા. હરિરાય બૂચે કેટલુંક પ્રસંગોચિત વિવેચન કરી ૧૨૪(अ) નો ભોગ થઈ પડેલાઓના દાખલા આપ્યા હતા. રા. નારણજી સાંગાણીએ તે ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

### કોર્ટના તિરસ્કારનો કાયદો.

કોર્ટના તિરસ્કારનો હાલનો કાયદો ( The law of contempt of Court ) છે તે અત્યંત વાંધાભર્યો છે. તદનુસાર જજ્જ ઉપર કોમી કે રાજકીય વલણનું આરોપણ કરી શકાતું નથી; પરન્તુ તમામ જજ્જો એવા વલણથી પર હોય એ અશક્ય હોવાથી તે કાયદામાં એવો ફેરફાર થવાની જરૂર આ પરિષદ્ માને છે કે વર્તમાનપત્રોને જજ્જની વર્તણૂંક બાબત ટીકા બદનક્ષીના કાયદાની હદમાં રહીને કરવાની સ્વતંત્રતા હોવી જોઇએ.

રા. ચીમનલાલ મોદીએ તે ઠરાવ રજુ કરી જાણીતા 'કેસરી' તથા 'ક્રોનીકલ' પત્રના અધિપતિઓને થએલી સજાના દાખલા આપી આ ઠરાવની અગત્ય સમજાવી હતી. 'જૈન' ના અધિપતિ મી. દેવચંદ દામજીએ તેને ટેકો આપ્યા બાદ તે ઠરાવ પસાર થયો હતો.

### સરકારી જાહેર ખબરો.

પોતાની જાહેર ખબરો અને નોટીસો મરજીમાં આવે તે પત્રોને આપીને સરકાર આડકતરી રીતે પત્રોની સ્વતંત્રતા ઉપર જે ત્રાપ મારવાનો પ્રયત્ન કરે છે તે અનિષ્ટ છે અને તેનો તાકીદે ત્યાગ કરવા આ પરિષદ સરકારને વિનંતિ કરી છે.

ઉપરનો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થઇ પસાર થયો હતો.

### દેશી રાજાઓના રક્ષણનો કાયદો.

જૂની વડી ધારાસભાના વિરોધ સામે સર્ટિફીકેટ આપીને પસાર કરેલા 'પ્રીન્સીઝ પ્રોટેકશન એક્ટ' સામે આ પરિષદ્ પોતાનો સખ્ત વિરોધ જાહેર કરે છે અને તે સત્વર રદ કરવા સરકારને આગ્રહ કરે છે.

अ કેટલાંક દેશી રાજ્યોમાં વર્તમાનપત્રોની સ્વતંત્રતા ઉપર જે આક્રમણો કરવામાં આવે છે તે પ્રત્યે આ પરિષદ્ પોતાનો સખ્ત વિરોધ જાહેર કરે છે અને પોતાના મુલ્કમાં નિકળતાં વર્તમાનપત્રોને પૂરતું ઉત્તેજન આપે એવી તેમને ખાસ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

એ ઠરાવ 'કચ્છ વર્તમાન' ના અધિપતિ મી. છગનલાલ ભવાનીશંકરે રજુ કર્યો હતો. તેને રા. હરિરાય બૂચે ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.

### અનિષ્ટ જાહેર ખબરો અને પત્રો.

વર્તમાનપત્રો તથા માસિકો વગેરે જનતાની નીતિના રક્ષક છે, તેથી તેમણે અનીતિને પોષે તેવી જાહેર ખબરો છાપવી જોઇએ નહિ એવી આ પરિષદની માન્યતા છે.

આ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થઇ પસાર થયો હતો.

## જેલમાં ગયેલા પત્રકારો.

ગુજરાતના જે વર્તમાન પત્રકારો, દેશસેવા કરતાં જેલયાતના ભોગવી રહ્યા છે, તેમના પ્રત્યે આ પરિષદ માનભરી દૃષ્ટિથી જુવે છે.

**અ.** હિન્દુસ્તાનની જેલોમાં વર્તમાનપત્રકારોને ચોર, લુંટારા ને બદમાશો ભેગા રાખી, તેમના પ્રત્યે એક સામાન્ય કેદી જેવું જે વર્તન ચલાવવામાં આવે છે, તે માટે કાયદામાં યોગ્ય સુધારો કરાવવા, આ પરિષદ્ ધારાસભાના સભ્યોને વિનંતિ કરે છે.

એ ઠરાવ રા. ચંદુલાલ નંદલાલ દેશાઇએ રજુ કર્યો હતો અને મી. છગનલાલ ભવાનીશંકર મહેતાએ તેને ટેકો આપ્યો હતો. ત્યારબાદ તે પસાર થયો હતો.

## મી. હોરનીમેન.

જાણીતા પત્રકાર મી. હોરનીમેન સામે ખોટી રીતે જે અંકુશ મુકવામાં આવ્યો છે તે તાકીદે દૂર કરવા માટે ફરીથી સતત ઇલાજ લેવા ધારાસભાના સભાસદોને આ પરિષદ્ ભલામણ કરે છે.

એ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ થઇ પસાર થયો હતો.

## વર્તમાનપત્રોની જોડણી.

આપણા પત્રોમાં એકધારી જોડણીનો ઘણો અભાવ જોવામાં આવે છે તેથી મહાત્મા ગાંધીજી, ગુજરાત પરિષદ્ મંડળ વગેરે જેઓ જોડણીના નિયમો નક્કી કરી રહ્યા છે તેમની સાથે ગુજરાતી પત્રકારો સહકાર કરી શકે ત્યાં સુધી બીબાંની તથા થોડા વધુ ખર્ચની મુશ્કેલીની ખાતર હ્રસ્વ, દીર્ઘ અને જોડાક્ષરોમાં ફેરફાર કરી તેને અશુદ્ધ નહિ કરવા આ પરિષદ્ પત્રકારોને ભલામણ કરે છે.

આ ઠરાવ રા. ભરતરામ ભાનુસુખરામ મહેતાએ રજુ કર્યો હતો અને રા. ચુનીલાલ વર્ધમાન શાહે તેને ટેકો આપ્યો હતો. મી. દેવચંદ દામજીએ જણાવ્યું હતું કે મારા અનુભવપરથી કહીશ કે પત્રકારો ઇચ્છે તો ગમે તેવી ઉતાવળમાં પણ શુદ્ધ જોડણી છાપી શકે. બાદ તે ઠરાવ પસાર થયો હતો.

## કમિટીની નીમણુંક.

ગુજરાત પત્રકાર પરિષદ્નું કાર્ય આગળ ચાલુ રાખવાને નીચે મુજબ–વધુ નામો ઉમેરવાની સત્તા સાથે–કામચલાઉ મંડળ નીમવામાં આવે છે. તે બીજી પરિષદ્ ભરવાને તજવીજ કરશે તેમજ પરિષદે પસાર કરેલા ઠરાવો યોગ્ય સ્થળે પહોંચાડશે.

મે. મહેરજીભાઇ પાલનજી માદન, મે. અધિપતિ સાંજ વર્તમાન, મે. અ. મુંબઇ સમાચાર, મે. અ. પ્રજામિત્ર, મે. અ. હિંદુસ્થાન, મે. અ. જામે જમશેદ. મે. અ. ગુજરાતી, મે. અ. ગુજરાત, મે. અ. સ્ત્રીબોધ, મે. અ. સમાલોચક, મે. અ. સાહિત્ય, મે. અ. સયાજી વિજય, મે. અ. ગુજરાત મિત્ર, મે. અ. નવયુગ, મે. અ. નવજીવન. મે. અ. પ્રજાબંધુ, મે. અ. ગુજરાતી પંચ, મે. અ. સૌરાષ્ટ્ર, મે. અ. આત્માનંદ પ્રકાશ, મે. અ. ખડાયતા મિત્ર, મે. અ. બુદ્ધિપ્રકાશ, મે. અ. કુમાર, મે. અ. કચ્છ વર્તમાન, મે. અ. જન્મભૂમિ, મે. અ. શારદા, મે. અ. દશા સોરઠીયા, મે. અ. સુંદરીસુબોધ, મે. અ. યુગધર્મ, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ, અને રા. દેવચંદ દામજી. રા. હીરાલાલ ત્રી. પારેખ, અને ચીમનલાલ એમ. મોદી, એઓ મંડળના મંત્રીઓ તરીકે કાર્ય કરશે.

છેવટે પ્રમુખનો, સ્વાગત કમિટીનો અને હાજર રહેલા પત્રકારોનો આભાર માનવામાં આવ્યો હતો. તેમજ પ્રદર્શન ખુલ્લું મુકનાર સૌ. વિદ્યાગૌરીનો અને પ્રદર્શન કમિટીના સેક્રેટરીઓ તથા સંગીતશાસ્ત્રી મી. કુલકર્ણિનો આભાર માનવામાં આવ્યો હતો.

## પ્રમુખના છેલ્લા શબ્દો.

પ્રમુખે જણાવ્યું કે આ પરિષદના કામમાં મેં મારી શકિત મુજબ સૂચનાઓ કરવા સિવાય બહુ ભાગ લીધો નથી. મારા કેટલાક વિચારો તમો ભાઇઓને પસંદ ન પડે તે માટે હું દિલગીર નથી. હું તો માત્ર સેવક છું અને વિચારની આપ લે કરવા માટે આપણે એકત્ર થયા છીએ. નિબંધોના લેખક ભાઈઓએ પણ ધંધાની ખીલવણીમાં સારો રસ તથા ઉત્સાહ દર્શાવ્યાં છે. પત્રકારોએ સરકાર તથા પ્રજાના મધ્યસ્થ તરીકે રહેવું જોઇએ. પરસ્પર વિશ્વાસ વધારવાનો મુદ્રાલેખ તેમણે ધારણ કરવો જોઇએ. આપણું કામ શિક્ષક તેમજ ન્યાયાધીશનું છે. માટે આપણે બેઉ બાજુનું સાંભળવું જોઈએ.

બાદ પ્રમુખને હારતોરા અપાયા હતા અને પરિષદ બરખાસ્ત થઇ હતી.



## સ્નેહ સંમેલન.

પત્રકાર મંડળ તરફથી પ્રમુખ અને હાજર રહેલા પરોણાઓના માનાર્થે ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટયુટના કમ્પાઉન્ડમાં સ્નેહસંમેલન ગોઠવવામાં આવ્યું હતું. રીફ્રેશમેંટ તથા ચા લઇને સો વિખરાયા હતા. તેજ રાત્રે પ્રમુખ મેલમાં મુંબઈ તરફ વિદાય થયા હતા, જેમને વળાવવાને મંત્રીઓ, સ્વાગત મંડળના પ્રમુખ તથા કેટલાક પત્રકારોએ સ્ટેશનપર હાજરી આપી હતી.



# નિબંધ સંગ્રહ

## વર્ત્તમાનપત્રો વિષે બે બોલ.

મહાશયો,

આપ તરફનો એક લેખીત પત્ર તથા પરીષદની છાપેલી પત્રીકાઓ મોકલીને આપે મને ઉપકૃત કર્યો છે.

જાણીને હર્ષ ઉપજે છે કે ગુજરાતના પાટનગરમાં ગુજરાત પત્રકાર મંડળ એક વર્ષથી સ્થાપવામાં આવ્યું છે અને તેના તરફથી આવના નવેમ્બર માસની તા. ૧ લી અને ૨ જીએ મારા ઇષ્ટમિત્ર શેઠ મેહરજીભાઈ માદનના પ્રમુખપદ હેઠળ પહેલવહેલી 'ગુજરાતી પત્રકાર પરીષદ' ભરવાનું સ્તુતિપાત્ર કાર્ય માથે ઉઠાવવામાં આવ્યું છે. મને કહેવાની પરવાનગી આપશો કે પરીષદના પ્રમુખપદ માટે આ કરતાં વધારે લાયક નામ ગુજરાતી પત્રકારો મધેથી મળવું મુશ્કેલ છે. દીલગીર છું કે આંખની નબળાઇને કારણે પરીષદમાં મારાથી હાજરી આપી શકાશે નહી. તોપણ હું તેને સંપુર્ણ ફત્તેહ ઇચ્છું છું.

પરીષદ ભરવાના લાભો અનેક છે અને ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં પત્રો અને માસીકોને તેવા લાભો મળવાજ જોઇએ. છેક ઇસ્વી. ૧૮૨૨ નાં સાલથી મુંબઇમાં પહેલવહેલો ગુજરાતી છાપો તેના પારસી માલીક અને અધીપતી મોબેદ ફરદુનજી મરજબાનજીએ જાત મહેનતથી બીબાં વગેરે બનાવીને પ્રગટ કરવા માંડયો તે વાતને આજે ૧૦૦ વર્ષ થઈ ગયાં છે. ત્યાર બાદ ઘણાં ગુજરાતી પત્રો હસ્તીમાં આવ્યાં તે મોટે ભાગે પારસી લેખકોથીજ લખાતાં હતાં. "મુંબઈ સમાચાર" ગુજરાતી છાપાની માતા સમાન છે, અને તેના સ્થાપક ફરદુનજી મરજબાનજી તેના પીતા સમાન છે. 'ચાબુક' 'પારસી રીફોરમર' વગેરે પહેલાં પારસી પત્રોની ભાષા એક સદીની વાત ઉપર કેવી હોય તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. તે જમાનામાં પુરીપાધરી કેળવણી નહતી એટલે તે છાપાની ભાષા શુદ્ધ તો કયાંથીજ હોય ?

આજ પચાશ વર્ષની વાત ઉપર ૧૮૭૪ ની સાલમાં 'રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ' પત્ર સાથ હું જોડાયો ત્યારે ગુજરાતી છાપાંની જોડણી અને ભાષા અને શૈલી બીલકુલ ખામીભરેલી મેં જોઈ હતી. જોડાક્ષર તો લખનાર અને વાંચનાર જાણે જાણતાજ ન હોય તેમ સઘળું ચાલ્યું જતું હતું. એ દીશામાં સુધારો દાખલ કરવાની પહેલ 'રાસ્ત ગોફતાર'ના તે વેળાના સુપ્રસિદ્ધ તંત્રી શેઠ કે. ન. કાબરાજીએ કાઢી, અને શેઠ મા. બ. મીનોચેરહોમજીના તંત્રીપણા તળે ચાલતું પ્રખ્યાત 'મુંબઈ સમાચાર' તુરતજ આ સુધારામાં જોડાયું. જોડાક્ષર દાખલ કરવામાં થોડેક દરજ્જે પોતે ફાવ્યું છે એમ જોઇને 'રાસ્ત ગોફતારે' હસ્વ ઇ અને દીરઘ ઊ દાખલ કીધાં. ત્યાર પછી આજ સુધીમાં બીજા પારસી પત્રોએ આ જાતના સુધારામાં ઝંપલાવ્યું ખરૂં, પણ આજે ઉભરાઈ જતા પારસી લેખકોમાંના કેટલાક પોતે વ્યાકરણ ભણેલા ન હોવાથી વગર સમજે

ન ઘટે તેવા જોડાક્ષરો તથા હરસ્વ ઇ અને દીરઘ ઊ લખીને પોતાનું અજ્ઞાનપણું બતાવી આપે છે. આજ પચીસ વર્ષથી પારસી લેખક મંડળે જન્મ લીધો છે, પણ એ મંડળ આ દીશામાં કશો સુધારો કરી કે કરાવી શકયું નથી.

બીજા હાથ ઉપર હીંદુ લખકોએ ગુજરાતી છાપાની લગામ કેટલાંક વર્ષ પાછળથી હાથમાં લીધા છતાં જોડણી અને શૈલી સંબંધે ઘણો સારો સુધારો બતાવ્યો છે. હું ઇચ્છું છું કે પારસી લેખક બહેનો અને ભાઇઓ આ વિષયમાં પોતાના હીંદુભાઈ બહેન લેખકોનું અનુકરણ કરે.

ભાષા શુદ્ધિ સંબંધે એક સામાન્ય ફરીયાદ આ છે કે આપણી કને એક પણ વિશ્વાસપાત્ર શબ્દકોષ નથી. ગુજરાતી સાક્ષરો વારંવાર પરીષદો ભરી પરવાર્યા છે, પણ તેઓમાં કોઇ એવો બુદ્ધિશાળી વિદ્વાન જણાયો નથી કે જે કવી નર્મદાશંકરને પગલે ચાલીને ઉત્તમ શબ્દકોષ બનાવી શકે. લેખો લખવા સુચનાઓ કરવી, ઠરાવો પસાર કરવા, એ બધું ઠીકજ છે: પણ તેવા ઠરાવને અનુસરીને બધું કાર્ય બજાવવાનું કશું ઠેકાણું જણાતું નથી. ફારસી શબ્દોની અવગણના કરનારા સાક્ષરો કઠણ સંસ્કૃત શબ્દોથી ગુજરાતી શબ્દ ભંડાર ભરવા માગતા હોય તો તે ગ્રહસ્થો બેઉ આંખોનો ઉપયોગ કરતા કહેવાશે નહી. આપણા ગુજરાતી પત્રકારો સાક્ષરો વચ્ચેની સાઠમારીથી જેમ અળગા રહેશે તેમ તેઓ પોતાના વાંચનારાઓની ઉત્તમ સેવા બજાવતા લેખાશે. છાપાની ભાષા સદા સહેલી અને સ્પષ્ટ હોવી જોઇએ. છાપામાં શુદ્ધ ભાષા આવવી તો જોઇયેજ પણ જડબાંતોડ સંસ્કૃત કે તેવાજ ફારસી અરબી શબ્દોથી વાંચનારને કંટાળો ખવાડવો ન જોઇએ.

આ વાત હર્ષ માની લેવા યોગ્ય છે કે ગુજરાતી પત્રો અને માસીકોમાં ચીત્રો પ્રગટ થવા લાગ્યાં છે. આગલાં વર્ષોમાં વીલાયતનાં પત્રોમાં છપાઈ ગયેલાં ચીત્રોની આપણામાં નવાઇ હતી પણ તે યુગ ગયો છે. આજે તો મુંબઇનું ઈંડીયન ડેલી મેલ પત્ર ગઈ કાલે કે ગયા હફતામાં બનેલા ધ્યાન ખેંચનારા બનાવોના તાજાં ચિત્રો આપવા લાગ્યું છે, તેના અનુકરણનો યુગ ચાલે છે.

ગુજરાતી છાપામાં નવલકથા પ્રગટ કરવાનો યુગ હાલ ચાલે છે. આગળ ફક્ત માસીકોમાંજ ચાલુ વાર્તા પ્રગટ થતી હતી અને તે પણ એકજ, પણ આજે તો માસીકો ઉપરાંત પખવાડીક અને અઠવાડીક અને દૈનીક પત્રોને પણ વાર્તા વીના ચાલતું નથી. એકેકની હરીફાઈમાં એકને બદલે બબ્બે અને કોઇ વાર ત્રણ ત્રણ ચાલુ વાર્તાઓ કોઇ કોઇ છાપામાં છ દીવસના અઠવાડીયામાં આંતરે આંતરે છપાય છે. આમાંની સઘળીજ વાર્તાઓ નીતિબોધક હોતી નથી. સ્વતંત્રપણે યાને લેખકની કલ્પનાથી લખાયલી વાર્તા તો ઘઉંમાં કાંકરા જેટલી પણ હોતી નથી. મોટે ભાગે તો ઈંગ્રેજી કે હીંદી કે બંગાળી કે મરાઠી ઉપરથી ભાષાંતર કરેલી કે અનુવાદ જેવી કે તફડાવેલી વાર્તાઓ અપાય છે. પારસી લેખકો ઈંગ્રેજી નવલકથા બહુ વાંચે છે, માટે તેવી વાર્તાઓમાં દર્શાવેલી યુરોપીઅન નીતિરીતિ પારસી સંસારી વાર્તારૂપે બહુ જોવામાં આવે છે. પર કોમની નીતિરીતિ આપણાથી ઘણી વાતે જુદી છે, માટે તેવાં સંસાર ચીત્રો દોરી તે ઉપરથી રૂડો ધડો આપવાની છે. એક યુરોપીઅન કુમારીકા શોફર સાથ પરણી જાય અને પાછળથી દુઃખી

થાય તેની કરૂણામય કથા જાણવાની આપણી કુમારીકાઓને કશી જરૂર નથી. તેની કહાણીઓ ગુજરાતી છાપામાં પ્રગટ થાય તેમાં કોઈને લાભ નથી.

ગુજરાતી છાપાને માટે સાધારણ માન્યતા એવી છે કે તે પત્રની ઘરાકી ઉપર નહી પણ તેમાં પ્રગટ થતી જાહેરખબર ઉપર જીવે છે. ઘણાંખરાં પત્રો સંબંધે આ માન્યતા ખરી હશે. અવશ્ય કરીને દવાદારૂની જાહેરખબરોથી છાપાને સારી કમાણી થતી મનાય છે. કેટલીકવાર જાહેર ખબરોને અગ્રલેખ જેટલુંજ અગ્રસ્થાન અપાય છે. કેમકે તેના દામ વધારે મળે છે. છાપાની ઉંચી આબરૂની ખાતર આમ થવું જોઇતું નથી.

આપણા છાપાના સુધારા માટે પહેલી તકે ધ્યાન પર લેવા જોગ બીના બીબાં ગોઠવનારા માણસોનું ભાષા જ્ઞાન અથવા અજ્ઞાન છે એક જાણીતાં દૈનીક પત્રનો હીંદુ લેખક ફરીયાદ કરે છે કે તેવા બીબાં ગોઠવનારને સંસ્કૃત શબ્દોની જોડણીની ખબર ન હોવાથી તે ગોળનું ખોળ બનાવી દઇને લેખકને હાંસીમાં લાવી મુકે છે. આ વાત ખરી છે: પણ તેમ આ બીના પણ ધ્યાનમાં લેવી જોઇયે કે કેટલાક લેખકો પોતાનું પાંડીત્ય બતાવવા માટે અતિ કઠણ સંસ્કૃત શબ્દો લખીને આવી હાંસીના પોતેજ કારણરૂપ થઇ પડે છે. કબુલ કરવું જોઇયે કે આવી અશુદ્ધિ પારસી છાપામાં વધારે જોવામાં આવે છે.

છાપાનો દરજ્જો જેવો તેવો નથી. સુધરેલા દેશોમાં તેને "ચોથી ખુરસી" નું માન અપાય છે. તંત્રી ઉપર છાપાની નામનાનો મુખ્ય આધાર છે. તેના અગ્ર લેખો સઉથી ધ્યાન ખેંચે છે, માટે તે પુખ્ત જ્ઞાનથી, નિષ્પક્ષપાતપણે, પરમેશ્વરને હાજરનાજર જાણીને લખાવા જોઇયે. તંત્રીનો અભીપ્રાય સદા અપક્ષ હોવો જોઇયે, તેમ તે કેટલીકવાર જણાતો નથી. કોઈ કોઇવાર તે ભુલભરેલો પણ હોય છે. એટલા માટે તેને સર્વમાન્ય ગણી લવાની ઉતાવળ થવી જોઇયે નહી. તેનાથી વીરૂદ્ધ વીચારનાઓને અજ્ઞાન માની લેવા જેવું હુંપદ તંત્રીને માટે શોભાભરેલું ન હોય. એજ રીતે પરીક્ષાને માટે આવતા ગ્રંથોની તપાસ પણ તંત્રીની એક આંખ બંધ રહીને થવી જોઈતી નથી. કેટલીક વાર આવી તપાસ વેળા ગ્રંથકારની સ્તુતિ સીવાય બીજું કાંઈ આપણે જોતા નથી. વળી ગ્રંથમાં ચર્ચાયલા વીષયના ઉંડાણમાં ઉતર્યા વીના પ્રસ્તાવના કે અનુક્રમણિકા ઉપરથી જ તંત્રી પુસ્તક પરીક્ષા કરી પરવારી જતો જણાય છે. છાપાના માન ને વજનમાં આવાં કામથી કશો વધારો થતો નથી.

તંત્રીને માટે બીજી એક વાત આ ધ્યાનમાં રાખવાની છે કે, જેમ પીળું તેટલું સોનું નથી અને કાળું તેટલું કથીર નથી, તેમ જેટલું સ્વદેશી તેટલું ઇશ્વરપ્રણિત નથી અને વિદેશી તેટલું તીરસ્કાર પાત્ર નથી. તેમ સમજવામાં મોટી હાની છે. સરકાર અને રૈયત વચ્ચેની સાંકળ છાપાના હાથમાં છે. એ બંનેને દોરનાર છાપો છે. એ બેમાંના એકની પણ શાબાશીની દરકાર વીના છાપાએ પોતાનું નીર્માણ થયલું કામ બજાવવાનું છે. જનસમુહના મોટા ભાગને થોડાંક આગેવાનો જ્યાં ગમે ત્યાં દોરે તે કરતાં છાપો તેને સીધે માર્ગે દોરે તેમાં એ બેઉને લાભ છે. સરકાર અને પ્રજા વચ્ચેના ઝગડા વેળા છાપાની દરમિયાનગીરી સ્વાર્થરહીત હોવી જોઇયે. એવી વેળાએ આગેવાની લેવા અનેક

ઇસમો તત્પર થાય, પણ છાપાનો અપક્ષ અભીપ્રાય સરકાર તેમજ પ્રજાને માટે એક-સરખો માનનીય લેખાય.

છેલ્લે એકજ વધુ શબ્દ તંત્રીને માટે કહીશ. સઉ કોઇથી તંત્રી થવાતું નથી. નીશાળના મહેતાજી થયા, અથવા પરીક્ષા આપી વકીલ થયા, એટલેથીજ છાપાના તંત્રી થવાતું નથી. તંત્રીમાં ચોતરફનું જ્ઞાન જોઇએ, ઉપરાંત તેનામાં જાહેર હીમ્મત જોઇએ. જેમ સરકારની સામે લખવાની તેમ પ્રજામાં બેખબરીથી પુજાતાં પુતળાંઓ સામે લડ-વાની એક તંત્રીમાં એક સરખી જાહેર હીંમત હોય નહીં તો તે પોતાના પદને લાય-કનો ન ગણાય. હાથમાં કલમ આવી ગઈ તેથી, અથવા સત્તાવાળા તરફના અન્યાયથી રોષ ઉપજ્યો તેથી કાંઇ તંત્રી થઇ બેસાતુ નથી. સાંભળેલી વાત ઉપરથી હરકોઇને તક-સીરવાર ઠરાવી દેવાની ઉતાવળ હાનિકર્તા છે, તેમજ સરકારની અમુક મહેરબાનનીને છાપરે ચઢાવવા જેવી લખીને સરફરાજીની ઉમેદ બાંધવામાં મુર્ખાઇ છે. એવા તંત્રી પ્રજાના પ્રતીનીધી ન હોય. દેશમાં ઘણાં છાપાં ઇચ્છવાજોગ છે, પણ દેશમાં પ્રજા તથા રાજા એ બંન્ને પક્ષોને જરૂર પડે ત્યારે એક સરખી લાકડીએ હાંકનારા છાપા વધારે ઇચ્છવાજોગ છે.

સારાંશ કે સર્વમાન્ય તંત્રી તેજ હોઇ શકે કે જે કેળવાયલો, જ્ઞાની, હીંમતવાન, અપક્ષ, પ્રજાપ્યારો અને રાજભક્ત હોય. તેવા તંત્રીથીજ છાપાની આબરૂ છે, પણ તેવા તંત્રીની આપણામાં ખોટ છે તે પુરાવી જોઇએ.

પાલનજી બરજોરજી દેસાઈ



# ભાષાશુદ્ધિ.*

તમે કોઈ પણ અંગ્રેજી છાપું, ચોપાનિયું કે પુસ્તક જોશો, તો તેમાં ભાષાની અશુદ્ધિ ભાગ્યે જ જોવામાં આવશે. સારાં વર્તમાનપત્રોના અગ્ર લેખ બહુ ધ્યાન રાખીને વંચાય છે, કેમકે તેમાં વિષયો વિદ્વતાભર્યા હોય છે, તેની જ સાથે તેની ભાષા પણ અભ્યાસ કરવા લાયક હોય છે, તેથી તેમાંના ફકરા, વાકયો, કે પ્રયોગો વાંચનાર મોંઢે કરે છે; ને તે પ્રયોગો ઉપયોગમાં લે છે. આપણે અહીં તેથી ઉલટો પ્રકાર જોવામાં આવે છે, એટલે ઘણાક લેખો જેમ વસ્તુની બાબતમાં નમાલા હોય છે, તેમ તેની ભાષા ઉચા પ્રકારની કે શુદ્ધ હોતી નથી. તેનાં કારણ અનેક હોય છે, જેવાં કે—

(૧) બીબાં ગોઠવનાર સારૂં શીખેલા હોતા નથી, તેથી તે ગોઠવવામાં ઘણી ભૂલો કરે છે.

(૨) ગેલીઓ ને ફર્મા તપાસનાર પણ સુશિક્ષિત હોતા નથી, તેથી તેઓ તેમાં ઘણી ભૂલો રહેવા દે છે, અથવા લેખકનું લખાણ બરાબર જોયા વગર મનસ્વી રીતે જોડણી કરી નાખે છે.

(૩) બીબાં ઘસાઇ ગયાં હોય, તોપણ તેનો ઉપયોગ ચાલુ રાખવામાં આવે છે, એટલે કાના માત્ર વગેરે ઉપડતા નથી, કે વંચાઈ શકે એવા સ્પષ્ટ હોતા નથી. આથી ભાષાની અશુદ્ધિમાં ઘણો વધારો થાય છે.

(૪) ખરી વાત છે, કે આપણી જોડણી હજી થાળે પડી નથી. બાર પૂર્વીઆના તેર ચોકાની માફક લેખકો જોડણી મનસ્વી રીતે લખે છે: તથાપિ લેખકે જે જોડણી કરી હોય તેજ પ્રમાણે જો કરવા સુધારવામાં આવે તોપણ ઘણું છે.

(૫) બીબાં પ્રથમ બનાવવાનું માન પારસી ભાઇઓને છે, તેમ વર્તમાનપત્રોની શરૂઆત કરવાનું પણ માન તેમને ઘટે છે. બીબાં બનાવવામાં જોડાક્ષર આદિ પર ધ્યાન અપાયું નહિ, અને શરૂઆતમાં જે ભાષા વપરાઈ તે પારસી—ગુજરાતી હતી, એટલે તેમાં અશુદ્ધિ બહુ આવતી. જો કે પારસી ભાઇઓએ પોતાના લખાણોમાં ધીમે ધીમે સારો સુધારો કર્યો છે, છતાં ઘણાં પત્રોમાં હસવા જેવી ભૂલો થાય છે. દાખલા તરીકે પરમેશ્વરને ઠેકાણે પ્રમેશ્વર, પ્રભુને ઠામે પરભુ, હતું ને બદલે ઉતું, કરે છે, ની જગાએ કરેચ, સાડી ને ઠામે સારી વગેરે. ગુજરાતી પત્રોવાળા પણ શરૂઆતમાં પારસીઓની નકલ કરવામાં માન સમજતા, ને અશુદ્ધ ભાષાનું અનુકરણ કરતા.

(૬) વર્તમાનપત્રોની ભાષા સાદી ને સરળ હોવી જોઇએ. તેવી ભાષા વાપરવામાં અશુદ્ધિ ઓછી આવવાનો સંભવ છે. વર્તમાનપત્રો એકલા સાક્ષરો કે વિદ્વાનોને માટેજ નથી. તેનો બહોળો ઉપયોગ તો જનસમૂહમાં એટલે સાધારણ ભણેલાં પુરૂષો, સ્ત્રીઓ ને

* પત્રકાર પરિષદમાં વંચાએલો.

બાળકોમાં થવાનો છે એ વાત યાદ રાખવી. કોઇ પારસી લેખક ફારસી શબ્દોનો ઘણો ઉપયોગ કરે છે, ત્યારે તેના લેખ માટે ગુજરાતીઓને અણગમો આવે છે. એ રીતે કોઇ ગુજરાતી સાક્ષર લખવામાં એટલા અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દો વાપરે છે કે તે સમજવા માટે સંસ્કૃત કોષ લઈને બેસવું પડે. અને તેથી પારસી કે મુસલમાનભાઇ તો તે કંટાળીને વાંચવાનું પડતું મૂકે છે.

(૬) ગુજરાતી ભાષા બિચારી એવી સરળ છે કે તેને શુદ્ધ લખવામાં ઘણી અડચણ પડતી નથી. માત્ર તે ગામડીઆ જેવી અશુદ્ધ હોવી ન જોઇએ. આપણે જેવો દોષ પારસી ભાઈઓ ઉપર અશુદ્ધિના સંબંધમાં મૂકીએ છીએ, તેવો દોષ હિંદુઓ કયાં નથી કરતા ? પારસીઓને ગુજરાતી ગામડીઆઓની ભાષા ગ્રહણ કરવી પડી હતી, તથા ગુજરાતી શહેરીઓ પણ જેવી બોલી વાપરે તેની તેઓ નકલ કરે એ દેખીતું છે. ગુજરાતીઓમાં લ ને ઠેકાણે ર બોલવાનો કે કરે ને ઠેકાણે કરેચ્છ, કરછ, સને ઠામે હકાર વાપરવાનો, કે ઇને ઠેકાણે એ વાપરવાનો, અથવા ખાંડણીને બદલે ખાંયણી–ખાણ્ણી વાપરવાનો પ્રથા ચાલે છે, પરંતુ એવી ભાષા લખાણમાં તો આવવી નજ જોઇએ.

(૭) 'પારસી સંસાર' નામનું પત્ર કરાંચીમાંથી નીકળે છે, તેમાં પારસી નવલકથાઓના ઘણા દોષ બતાવવામાં આવે છે, તેની સાથે ભાષા કેવી વાપરવી જોઇયે તે વિષે ઘણું સુંદર લખાણ આવે છે, એમ છતાં મી. ફીરોજશા મહેતાના લખાણમાં છાપખાનાવાળા તેમની હમેશની આદતને લીધે ઘણી ભૂલો કરે છે.

એટલા માટે હું ખાસ આગ્રહ કરૂં છું, કે છાપખાનાવાળા છાપવામાં વધુ સાવચેતી રાખે, લેખકો ભાષા તરફ લક્ષ આપે, અને વર્તમાનપત્રો શુદ્ધ ભાષામાં પ્રગટ થાય એવું દરેક પત્રકારે લક્ષમાં રાખવું જોઇએ.

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.



# પત્રકારની દીક્ષા.*

આ પરિષદ આગળ એકાદ નિબંધ રજૂ કરવાનો અધિકાર મને છે કે નહિ એનો વિચાર કરતો હતો. લાગે છે કે અધિકાર છે અને નથી. ઘણાં વરસો થયાં દેશપરદેશનાં છાપાં રસપૂર્વક વાંચતો હતો. પત્રકારના કાર્ય અને કર્તવ્ય વિષે વિચાર કરતો આવ્યો છું. બંગભંગ પછીની રાષ્ટ્રીય હીલચાલમાં પ્રથમ એક સ્થાનિક સાપ્તાહિક પત્ર સાથે, અને પછી એક પ્રમુખ દૈનિક પત્ર સાથે અત્યંત નિકટનો સંબંધ રાખ્યો હતો. આ વખતની પ્રજાજાગૃતિની અને આત્મશુદ્ધિની હીલચાલમાં પણ 'નવજીવન' જેવા પત્ર સાથે તેટલો જ નિકટનો સંબંધ થઇ ગયો અને આ બે હીલચાલ વચ્ચેના લાંબા ગાળામાં વિચારનું અને કલમનું બ્રહ્મચર્ય પણ કેળવ્યું હતું એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી. એ રીતે પત્રકાર પરિષદ સમક્ષ મારા વિચારો રજૂ કરવા જેટલો અધિકાર મેળવ્યો છે એમ કહી શકાય. છતાં એમ પણ ખરૂં કે આજકાલ પત્રકારના ધંધાનો જે આદર્શ બંધાતો જાય છે તે વિચારતાં એ ધંધાની લાયકાત મેળવવાનું મને કોઇ કાળે મન જ થયું નથી પત્રકાર કરતાં કેળવણીકારનું કાર્ય વધારે ઉપયોગી છે એવું મને પહેલેથી જ લાગતું હોવાથી પત્રકારને માટે જોઇતી યોગ્યતા કેળવાઇ જ નથી. પત્રકારને આવશ્યક એક ગુણ જ મને આ નિબંધ લખવા પ્રેરે છે. પત્રકાર એ મુખ્યત્વે વિચારપ્રચારક હોય છે. વિચારનો પ્રચાર કરવાની, વિચારો 'બ્રૉડકાસ્ટ' કરવાની વૃત્તિ કહો કે ચળ,—પત્રકારને જેટલી હોય છે તેટલી ભાગ્યે જ બીજાને હશે. ધર્મોપદેશક અને અધ્યાપક એ બંનેમાં પણ તે વૃત્તિ ઓછાવત્તા પ્રમાણમાં જરૂર હોય છે.

૧

ખરૂં જોતાં ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનું કાર્ય લગભગ સરખું જ છે. સૂતેલી પ્રજા જ્યારે જાગવા માગે છે તે વખતે તો પત્રકારનું સ્થાન અસાધારણ મહત્ત્વ અને જવાબદારી ભોગવે છે. પત્રકાર એટલે લોકશિક્ષણનો આચાર્ય, બ્રાહ્મણોનો બ્રાહ્મણ અને ચારણોનો ચારણ. પ્રજા જ્યારે યુયુત્સુ થઇ જાય છે ત્યારે ઘણીવાર પત્રકારને લડવૈયો અને સેનાપતિ પણ થવું પડે છે અને સારી પેઠે ક્ષાત્રધર્મ કેળવવો પડે છે. જ્યાં જ્યાં અન્યાય થતો હોય, જ્યાં જ્યાં દીનદુર્બળ અને મૂક વર્ગોપર જુલમ ચાલતો હોય ત્યાં ત્યાં 'क्षतात्किल त्रायते' પોતાના બિરદનું સ્મરણ કરી પત્રકાર ઝંપલાવે છે. એવા પ્રસંગો હોય ત્યારે વિચાર માહિતી, સંસ્કારો, અભિરુચિ અને આદર્શોની પરબ ચલાવી તે સમાજસેવક બની જાય છે. અજ્ઞાનને લીધે અથવા અદૂરદષ્ટિને લીધે લોકો જ્યાં લઢતા હોય ત્યાં **ज्ञानांजनशलाकया** લોકોની દષ્ટિ શુદ્ધ કરવાને તે મથે છે. સમાજ-ચક્રનાં પૈડાં જ્યારે એકરાગ ભૂલી જઈ ચીતકાર કરે છે ત્યારે તે યોગ્ય ઠેકાણે સ્નેહ રેડી ઘર્ષણ દૂર કરે છે. અને જ્યારે જ્યારે .સરકારદરબારના પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે પ્રજાનો

* અમદાવાદમાં મળેલી પત્રકાર પરિષદ સમક્ષ વંચાએલો નિબંધ.

પ્રતિનિધિ થઇ લોકમતને એકધારો બનાવી લોકશક્તિ ચેતવે છે. આવી રીતે લોકસેવક, લોકપ્રતિનિધિ, લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે.)

આજકાલના વૈશ્યયુગમાં પત્રકારનો એક જુદો જ આદર્શ બંધાતો જાય છે અને તે શિષ્ટસંમત થતો જાય છે. 'અમારી આગળ ધર્મની વાત ન કરતા, અમે એક વહેવારને ઓળખીએ; આદર્શોના તાર સ્વરમાં લોકોને ગાવાનું નહિ કહેતા, મધ્યમ કે મન્દ્ર સ્વરમાં જ જે ગવાતું હોય તે જગાવવાનું કહો; અમારી પાસેથી સાધુ કે વીરની અપેક્ષા ન રાખતા, પણ નફાતોટાના દાખલા ગણનાર કુટુંબીને રુચે અથવા પોસાય એવી જ વાતો અમને સૂચવો; દુનિયા અમારી છે, વીર અને સાધુ સમાજને શોભારૂપ તો છે, પણ તેઓ તો પાઘડીના છેડાના કસબ જેવા છે, પાઘડી નથી.' આ આદર્શ કબૂલ રાખનાર લોકો કહે છે, 'પત્રકારે પોતાના આદર્શનો આંક નાહક ઉંચો રાખવો નહિ. લોકો જે માગે છે તે પૂરૂં પાડવું એ જ પત્રકારનો આદર્શ હોવો જોઇએ. આપણે લોકોના વિદ્યાગુરુ નથી કે તેમને મારીમારીને ભણાવીએ. આપણે તો લોકોના ખિદમતગાર છીએ. ઘરાકને જોઇતો માલ પૂરો પાડી તેમને રાજી રાખવાં એજ દુકાનદારનો આદર્શ. રાજા ઇચ્છે તે રાગ ગાઈ તેનું રંજન કરવું એ જ ગાયકનો આદર્શ. લોકો કંઇ આપણા શિષ્ય નથી, શેઠ છે. શેઠને શીખામણ આપવા જાય તે નોકર કેવો? ઘરાકને ધર્મશાસ્ત્ર અથવા સંયમ શીખવવા જાય તે દુકાનદાર કેવો?'

અહીં સુધી આવ્યા એટલે પછી એવી દુકાનદારીનું જ જ્ઞાન આગળ ચાલે છે. દુકાનદાર ઘરાકને કયો માલ જોઇએ છે એનો વિચાર હમેશાં નથી કરતો, પણ પોતાની પાસે પડેલો માલ ઘરાકને જોઇતો કેમ કરવો એનું જ ધ્યાન ધરે છે. ઘરાકને શેઠ માનવાને બદલે શિકાર માને છે અને દુનિયાને નીચે ખેંચે છે. ઉત્તર હિંદુસ્તાનમાં આજે શું ચાલી રહ્યું છે? કેટલાક પત્રકારો કજિયાદલાલ બન્યા છે, તેમણે કુથલીનાં પીઠાં ઉઘાડયાં છે, રાષ્ટ્રીય આપત્તિ અને કોમી વહેમો ઉપર 'તિજારત' કરવા માગે છે. લોકવાર્તામાં ગામનો અદકપાંસળિયો જેમ એક પ્રધાન પાત્ર હોય છે તેમ આ પત્રકારો સમાજના મહાપિશુન બની ફરે છે. શેક્સપીઅરના ઓયાગોએ ઑથેલો અને ડેસ્ડિમોનાની જે દશા કરી મૂકી તે જ દશા તેઓ આ ભોળા રાષ્ટ્રની કરવા તૈયાર થાય છે. ફરક એટલો જ કે આયાગો પોતાના ધંધાનાં સ્વરૂપ અને પરિણામ બરાબર જાણતો હતો અને ઇરાદાપૂર્વક નીચતા આદરતો હતો; આ બધાની સ્થિતિ તેવી નથી. આ દુર્દૈવી જીવો પોતે જ વિકારમત્ત થએલા છે અને યાદવાસ્થળીના યાદવોનું અનુકરણ કરી રહ્યા છે.

પત્રકારની વૃત્તિ જે જાણ્યું તે પ્રગટ કર્યું એવી ચળવાળી નજ હોવી જોઇએ. ખાનદાન માણસના પેટમાં કેટલીયે વસ્તુઓ સમાએલી હોય છે, પણ કેટલીક બાબતોમાં તે હોઠ સરખો ફફડાવતો નથી. પત્રકારે કાર્યાનંદ શોધવો જોઇએ, વાદાનંદ નહિ; નહિ તો કલમની પટાબાજી એકવાર શરૂ કરી એટલે આખી દુનિયાનો સંહાર જ થઇ જવાનો. વિલાયતમાં તો જ્યારે હીલચાલોનો કે ચર્ચાવિષયોનો દુકાળ હોય છે ત્યારે પત્રકારો સામસામી અભદ્ર ટીકા કરી એકબીજા પરજ જીવે છે. **भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् गुर्गुरायते ।**

સદ્‌ભાગ્યે ગુજરાતમાં છાપાંઓ સજ્જનતાની મર્યાદા જવલ્લેજ ઓળંગે છે. ગુજરાતના પત્રકારો સૌમ્ય છે, ઝગડાળુ નથી હોતા; કજિયાથી કંઈક ભાગે છે એમ પણ કહી શકાય. તેથી સમાજ એક જાતની બદીમાંથી ઉગરી ગયો છે એમ કહી શકાય. પણ આ વાદવિમુખતા ગુણરૂપજ છે એમ કહેવું મુશ્કેલ છે. સામાજિક જવાબદારી ઓળખનારી પ્રખર સમાલોચનાને અભાવે રાષ્ટ્રીય હીલચાલમાં અને સાહિત્યોદ્યાનમાં કાંટાઝાંખરાંની જંખજાળ છૂટથી વધવા પામે છે. દરેક સુંદર આદર્શની નબળી નકલો સમાજમાં ફેલાય છે. રવિવર્માનાં ચિત્રો જેમ દીવાસળીની પેટી પર ચીતરાય છે તેમ હીન અને હીનતર નકલો ફેલાવા પામે છે અને મૂળને ગૂંગળાવી નાખે છે. 'તું મને કાલિદાસ કહે, હું તને ભવભૂતિ કહીશ' એવા **अहो रूपम् अहो ध्वनि** : ચાલે છે અને સમાજમાં આદર્શ ચઢવા પામનોજ નથી. જ્યાં જુઓ ત્યાં અલ્પસંતોષ. આને લીધે વિચારશુદ્ધિ; ભાષાશુદ્ધિ, કાર્યશુદ્ધિ. તો એક કોરેજ રહી, પણ જોડણીશુદ્ધિ પણ જળવાતી નથી. મતભેદને લીધે આવતી વિવિધતા ઝાઝી નથી હોતી અને તે બોધક પણ નથી હોતી. આજે તો બધે અનવસ્થા છે.

મને લાગે છે કે ટીકા કરવાનો મારો અધિકાર નથી એટલે આ વાત અહીં પડતી મૂકું, અને છાપાં ચલાવવામાં ઉપયોગી થાય એવી કેટલીક સૂચનાઓ જ રજૂ કરૂં.

૨

છાપું એ મુખ્યત્વે વર્તમાન–પત્ર હોય છે. પ્રજાના લાભનો વિચાર કરી આખી દુનિયાની ખબરો આપવી એ પત્રકારનું પ્રથમ કર્તવ્ય છે. પણ એ બાબતમાં—અને અત્યંત મહત્ત્વની બાબતોમાં આપણે પારકી આંખે જોવું પડે છે. આંકડા જેમ સરકાર પાસેથી જ મળી શકે છે તેમ માહિતી 'રોઇટર' કે 'એસોશીએટેડ' પ્રેસ પાસેથી જ મળી શકે છે. તેઓ પોતાની દૃષ્ટિએ મહત્ત્વની એવી જ ખબરો આપણને પૂરી પાડે છે, અને ધીમે ધીમે કઇ વસ્તુને કેટલું મહત્ત્વ આપવું, કયા સવાલને કઇ દૃષ્ટિએ જોવો એ વિષે પોતાની દૃષ્ટિ આપણા પર લાદે છે. જેમ કેળવણીમાં અને સાહિત્યમાં તેમ વૃત્તવિવેચન * (Journalism)માં આપણે પારકાના અનુયાયી થયા છીએ. તેથી આવેલી 'સ્લેવ મેન્ટેલિટી' (**परप्रत्ययनेय बुद्धिः**) હજી જતી નથી. આજે આપણે ત્યાં અનેક પક્ષો પડયા છે અને વિચાર પ્રગતિ થતી નથી એમાં આ પરપ્રત્યયના અવલંબનનો ઓછો હાથ નથી અને આશ્ચર્ય તો એ છે કે 'સ્લેવ મેન્ટેલિટી' સામે પોકાર તો બધાજ કરે છે! વૃતવિવેચનનો મૂળ આધાર જે સત્તાવાર ખબરો છે તેનું તન્ત્ર હજી આપણે ઉભું જ કર્યું નથી. પાયામાં જ પરાવલંબન.

---

* Journalismને માટે આપણે ત્યાં હજી એક શબ્દ રૂઢ થયો નથી એ આશ્ચર્ય છે, આને સારૂ દૈનિકથી માંડીને માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક સુધીનાં બધાં છાપાંઓ અને તેમા આવતી જૂજ ખબરથી માંડીને ગભીર ચર્ચા સુધી બધું જેમાં સમાય એવો શબ્દ જોઇએ છે. આપણે ત્યાં 'લોકવૃત્ત' એ એવો જૂનો અને વિપુલાર્થવાહી શબ્દ છે. આમાં પ્રાણજીવનનાં બધાં અંગો આવી જાય છે. એ ઉપરથી 'જર્નાલીઝમ'ને 'લોકવૃત્તવિવેચન' અથવા સંક્ષેપમાં 'વૃત્તવિવેચન' કહી શકાય. જ્યાં જ્યાં 'જર્નાલીઝમ' શબ્દ વપરાય છે તે દરેક જગાએ આ શબ્દ બંધબેસતો આવે છે.

જ્યારે હું અંગ્રેજી વાંચતાં શીખ્યો ત્યારે ચાર આનાવાળું 'ટાઈમ્સ ઑફ ઈંડિયા' વાંચવાનો પ્રયત્ન કરતો. હિંદુસ્તાનની બધી ખબરો વાંચ્યા પછી મને થતું, શું હિંદુસ્તાનમાં ફક્ત અંગ્રેજો જ રહેતા હશે? સરકારી અમલદારો અને ગોરાઓના જાહેર અને સામાજિક જીવનની ખબરો જ તેમાં આવતી. મારામારી કે અકસ્માતનાં વર્ણન આવે ત્યારે જ ખબર પડે કે ગોરા પડ નીચે નેટિવ લોકોનો કાળો સમુદ્ર છે. અંગ્રેજી છાપાં તેમની દૃષ્ટિએ જે વસ્તુ મહત્ત્વની તે જ આપે એમાં આશ્ચર્યકારક કે અયોગ્ય કશું નથી. આપણે આપણું પોતાનું જીવન ખીલવવા માગતા હોઇએ તો આપણી પોતાની દૃષ્ટિએ માહિતી આપવી જોઇએ. બંગાળી લોકો આ કળા કંઇક શીખ્યા લાગે છે.

આપણા વૃત્તવિવેચનમાં આપણે અંગ્રેજી શીખેલી દુનિયાનો જ વિચાર કરીએ છીએ. સરકાર અને તેનાં કૃત્યો, પરદેશ સાથેનો વેપાર, અંગ્રેજી કેળવણી, કોર્ટો, સાક્ષરોનું સાહિત્ય અને ભણેલા વર્ગનાં સુખદુઃખ, એ જ આપણા વૃત્તવિવેચનનો મુખ્ય વિષય હોય છે. હિંદુસ્તાનની જનતા, હિંદુસ્તાનના હુન્નરો અને કારીગરો, ખેડુતોનું જીવન, ગામડાંની સ્થિતિ, ધર્મપ્રચાર, ગરીબોનું ગૃહજીવન, પછાત કોમોની હાડમારીઓ વગેરે રાષ્ટ્રીય જીવનના પ્રધાન પ્રશ્નોને જોઇતું પ્રાધાન્ય આપણે આપતા જ નથી. સ્થાનિક છાપાંનો એક પણ સરસ નમુનો આપણી આગળ નથી. આપણા ખબરપત્રીઓ ગામડાંમાં જતા જ નથી. ખરી સ્થિતિ તો એ હોવી જોઇએ કે દરેક વર્તમાનપત્રે ગામડાંના રહીશોમાંથી સમભાववાળા કેટલાક ખબરપત્રીઓ શોધી કાઢવા જોઇએ, તેમને તે કળામાં ધીરજપૂર્વક કેળવવા જોઇએ, અને ગ્રામીણ જીવનની ચર્ચામાં દરેક છાપાએ રસ લેવો જોઇએ. આપણી સભાઓમાં જેમ શહેરવાસીઓ ઉચ્ચાસન પર બેસે છે અને બિચારા ગ્રામપ્રતિનિધિઓ પોતાનો સ્વાભાવિક વિનય અખત્યાર કરી દૂર ખૂણામાં ક્યાંક જગા લઇ લે છે, તેમ છાપામાં પણ લોકજીવનને એકાદ ખૂણો જ મળે છે, અને તે પણ હમેશાં નહિ. ગ્રામવાસીઓ જ્યારે આત્મનિંદા છોડી સ્વમાન અને આત્મપ્રત્યય કેળવશે ત્યારે જ આ સ્થિતિ સુધરવાની છે એ ખરૂં, તોપણ છાપાંઓ આ કામમાં શરૂઆત અને મદદ તો જરૂર કરી શકે છે. રેલવે કંપની ભલે ત્રીજા વર્ગની ઉપેક્ષા કરે; છાપાંવાળાઓએ પોતાની ૪૦ ટકા ઘરાકી જ્યાં છે તે ગ્રામજીવનની સાવ ઉપેક્ષા કરવી ન ઘટે. પ્રતિષ્ઠિત અને જવાબદાર છાપાં આ દિશામાં બેદરકારી રાખે તો તેમાં તેમની સલામતી પણ નથી. પ્રજામાં અસ્મિતા આવતી જાય છે એ જોઇ કેટલાક ત્વરિતદૃષ્ટિ પત્રકારો અભણ વર્ગોની ખુશામત કરી તેમને ગમે તે રસ્તે દોરી પોતાની પ્રતિષ્ઠા જમાવશે. અને સાચી પ્રજાકીય શક્તિના આવા બેજવાબદાર સરદારો દેશમાં કયો ઉત્પાત ન મચાવી શકે? પરિણામે પ્રતિષ્ઠિત આગેવાનોને આખરે એવાઓને પણ માન આપવું પડશે અને એમની જોડે માંડવાળ કરવી પડશે. અજ્ઞાન જનતા જો બેજવાબદાર લોકોની સરદારી હેઠળ જાય તો તે સરકારને આપણી ઢીલચાલ ભાંગી પડવાનું રામબાણ અસ્ત્ર જડયું કહેવાય. અંગ્રેજ સરકારને લોકમતથી વાકેફ કરવામાં અને વિલાયતની જનતામાં હિંદની હાલત વિષે લોકમત કેળવવામાં આપણે જે એક જમાનો ગુમાવ્યો તેટલો જ જો હિંદુસ્તાનની ગ્રામનિવાસી જનતાને કેળવવામાં ગાળ્યો હોત તો આજે આપણે સ્વરાજ્યમાં જૂના થયા હોત. સાચા કામની શરૂઆત કષ્ટદાયક

અને ધીમી ભલે હોય, શરૂઆતની મંદતા અસહ્ય ભલે હોય, પણ સરવાળે સાચા કામનાં જ ફળ વહેલાં પાકે છે. હજી પણ જાગ્યા ત્યાંથી સવાર ગણીને ખેડુતો, વણકરો, મજૂરો, સ્ત્રીઓ અને કારકુનોની સ્થિતિનું મહત્વ સમજી તેમની દુર્દશા દૂર કરવા માટે, તેમને કેળવવાની દૃષ્ટિએ, તેમના સવાલો તરફ ધ્યાન આપવાનું વ્રત પત્રકારોએ લેવું જોઇએ. અત્યાર સૂધી તો સંસારસુધારો અને ધર્મસંસ્કરણ જેવા મહત્વના વિષયનું પણ આપણે મધ્યમવર્ગ પૂરતું જ વિવેચન કર્યું છે.

પત્રકારો જેમ જેમ ગ્રામીણ જીવન વિષે વધુ ને વધુ લખતા જશે તેમ તેમ પ્રચારકો, ઉપદેશકો, આગેવાનો અને મુત્સદ્દીઓને ગામડાંની મુલાકાત લેવાની ફરજ પડશે, પણ તેમ થવા માટે પત્રકારોના લખાણો સ્થાનિક રંગથી રંગાએલાં હોવાં જોઇએ. સ્થાનિક અધ્યયન અને સ્થાનિક સમભાવ તેમાં પૂરેપૂરાં જોઇએ. 'તન્ત્રીસ્થાનેથી' ગોળ ગોળ લખેલા સામાન્ય સિદ્ધાંતોથી કામ સરશે નહિ.

બરાબર તૈયારીપૂર્વક જો આ દિશામાં પ્રયત્ન થાય તો તે ખોટનો વહેવાર ન જ નીવડે. લોકોને મજા પડે, બોધશૂન્ય મનોરંજન થાય એવાં લખાણો લખીને કેટલાક પત્રકારોએ વાચકવર્ગની અભિરુચિને બગાડી મૂકી છે. નહિ તો જેમાં પોતાનું હિત ચર્ચાએલું છે એવા વૃત્તવિવેચનને જનતા જોઇતું મહેનતાણું આપ્યા વિના રહે જ નહિ. અને છાપાં એ કાંઇ ગજવાં ભરવાનો ધંધો તો ન જ બનવો જોઇએ. ઇન્સાફની ખાતર, ધર્મની ખાતર, લોકકલ્યાણની ખાતર પત્રકારે લોકમતથી વિરૂદ્ધ પણ જવું ઘટે છે. પરાયા જુલમનું વર્ણન અને તેનો નિષેધ લોકપ્રિય થઇ શકે, પણ સામાજિક અન્યાય અને કુચાલો સામે થઇએ ત્યારે લોકો ચીડાય પણ ખરા. ખુસામતથી ટેવાયલા વાચકો અને લેખકો આવું વીરકર્મ શેના કરે? એકાદા મહા અન્યાય સામે અભિમન્યુ જેવો કોઇ વીર એકાકી અસહાય લઢતો હોય તો પત્રકારે તેની પડખે ઉભુ રહેવું જ જોઇએ. પ્રતિષ્ઠાની ન્યાત ઘણીવાર લાયકાતવાળા પણ પ્રતિષ્ઠાવિનાના માણસને દબાવી રાખવાનો ખૂબ પ્રયત્ન કરે છે. પત્રકાર જો હિમતવાન હોય તો પ્રતિષ્ઠાની ન્યાત તોડીને પણ લાયકાતનો પુરસ્કાર કરે.

જે વાત વ્યક્તિની તે જ સંસ્થાઓની. દેશમાં કામ કરતી, સાચી સેવા કરતી, સંસ્થાઓનું સ્વરૂપ સમજી લઇ તેનો પરિચય લોકોને કરાવવો અને સંસ્થાઓ એદી બની ન જાય એટલા માટે તેમના પર ચોકી કરવી એ પત્રકારનું ખાસ કર્તવ્ય છે. દેશમાં જેટલું સાર્વજનિક પ્રત્યક્ષ કાર્ય થતું હોય તેને મદદગાર થવું એમાં જ વૃત્તવિવેચનની બધી ફરજો સમાઈ જાય છે. વૃત્તવિવેચન આ ફરજ બરાબર અદા કરે તો તેની શક્તિ એટલી વધે છે કે જેમ સરકારો અને વિદ્યાપીઠો લાયકાતને માટે ઇલ્કાબો આપે છે તેમ છાપાં પણ કરી શકે અને પછી આવી લોકમાન્યતા આગળ રાજમાન્યતા તુચ્છ થઇ જાય છે.

કોઇ પણ વિશાળ અને નવો સવાલ હાથમાં લેવો હોય તો માસિકો પ્રથમ એનું વિવેચન કરે, ત્યાર પછી સાપ્તાહિકો તે હાથમાં લે, એ ક્રમ યોગ્ય છે. આમ કરવાથી વિષય આડે રસ્તે જતો નથી અને કામ બગડતું નથી. દૈનિક છાપાંઓ તો જે હીલચાલ ચાલતી હોય તેને વિષે જ લખે એટલી મર્યાદા જરૂરની છે. આપણે ત્યાં દૈનિક છાપાંનું તંત્રીમંડળ વિશાળ નથી હોતું, ઘણીવાર રાજા, પ્રધાન, સેનાપતિ બધા એક જ હોય છે; અને રોજ ને રોજ લેખો તો પ્રસવવા જ જોઇએ. આવી દશામાં સમાજને કાચું પીર-

સાથ તો હીલચાલમાં ચૂંક આવવાની જ. આપણે ત્યાં વિદ્યાવ્યાસંગી લોકોએ છાપાંઓને નિયમિત મદદ કરવાની પ્રથા હજી બરાબર પાડી નથી. એક છાપા પાછળ ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં વિશેષ યોગ્યતા ધરાવનાર લોકોનું એક મોટું મંડળ હોય અને તેની નિરપેક્ષ સેવા સતત મળતી રહે ત્યારે જ આપણું 'વૃત્તવિવેચન સમૃદ્ધ થાય. ભગિની નિવેદિતા અથવા દીનબંધુ એન્ડ્રુઝ જેમ અનેક છાપાનાં મદદગાર હતાં અને છે, તેમ આપણા કેટલાયે વિદ્વાનોનાં નામ લઈ શકાય જેઓ એવી મદદ કરી શકે એમ છે. લેખો દ્વારા કેટલાક મદદ કરતા હશે, પણ સૂચનાઓ કરવા જેટલો રસ બહુ જ ઓછા લે છે.

આ આક્ષેપ સામે લેખકો એવી દલીલ કરી શકે કે પત્રકારોમાં મુરબ્બીઓનાં વચનને માન આપવાની વૃત્તિ જ ક્યાં છે કે તેમને સલાહ આપીએ? ખરૂં જોતાં તો સલાહકારો આગ્રહી સાસુ બને એ પણ ન પાલવે, અને પત્રકારો પંડિતંમન્ય બને એ પણ ન ખમાય. આપણું સામાજિક જીવન જેમ બગડ્યું છે તેમ જાહેરજીવનનું પણ થયું છે. સંઘશક્તિથી કામ કરવાના નિયમો હજી ગળે ઉતર્યા જ નથી. નીતિનાં બંધનો શિથિલ કરવામાં, અભિરુચિના આદર્શો ઉતારી પાડવામાં, અને દરેક જાતનો સ્વચ્છંદ રૂઢ કરવામાં અત્યાર સુધી છાપાંઓએ કશી મણા રાખી નથી. જ્યાં જુઓ ત્યા નવાં છાપાં શરૂ થાય છે, થોડાક જીવનકલહ ચલાવે છે, અને ગ્રૅજ્યુએટના વિદ્યાવ્યાસંગની પેઠે થોડા જ દિવસમાં આથમી જાય છે. પછી બધો ઉત્સાહ પક્ષાપક્ષીમાં જ રહી જાય છે. સ્વતંત્ર મૌલિક કલ્પનાઓનો દુકાળ હોવા છતાં પ્રતિભાનો દાવો કરવાનો પ્રયત્ન કરનાર આડંબરી સાહિત્ય એવું તો વધી ગયું છે કે સાહિત્ય-રક્ષક મંડળ સ્થાપવાનો વખત આવી પહોંચ્યો છે.

## ૩

પત્રકાર બે જાતના હોય છે. કેટલાક પોતાના પત્રદ્વારા વાઙ્મયની જેટલી સેવા થાય છે, તેટલીથી સંતોષ માનીને બેસી જાય છે. મોતીલાલ ઘોષ, રામાનંદ ચેટરજી અને નટરાજન એ આ વર્ગના નમૂનારૂપ ગણાય. બીજા પ્રત્યક્ષ દેશકાર્ય કરતી વખતે પોતાના વિચારો જાહેર કરવાના સાધન તરીકે છાપું ચલાવે છે. ગાંધીજી, દેશબન્ધુ, લાલા લજપતરાય, લોકમાન્ય તિલક એ આ વર્ગના પ્રતિનિધિઓ છે. પ્રથમ વર્ગના પત્રકારો વિવિધતાના ઉપાસક હોય છે. દરેકનો કંઈ ને કંઈ મુખ્ય વિષય હોવા છતાં તેઓ સર્વાંગી વિચારપ્રચારના હિમાયતી હોય છે. બીજા વર્ગવાળા કાર્યપરાયણ હોઈ બનતા સુધી એકાગ્રતા લાવવા માગે છે. બંનેનો ઉપયોગ છે. પણ એ બે આદર્શને સેળભેળ કરવા ઉચિત નથી. પ્રથમ વર્ગના પત્રકારો જો ધારે તો પોતાના છાપાને સંસ્કૃતિનું કેન્દ્ર બનાવી એક સંપ્રદાય અથવા બન્ધુસમાજ તૈયાર કરી શકે છે. જૂના વખતમાં મંદિરો જે ભાગ ભજવતાં તેજ ભાગ ભજવવા સુધી પત્રકાર પોતાના પત્રને ચઢાવી શકે છે. બીજા વર્ગના પત્રકારો દેશસેવકોની અડગ સેના તૈયાર કરી શકે છે.

પત્રકારોનો ત્રીજો વર્ગ તો પગારને ખાતર ગમે તે મતનો પ્રચાર કરનારાનો. અમેરિકન નીગ્રોની એક શાળામાં માબાપોએ શિક્ષકને પૂછ્યું, 'પૃથ્વી ગોળ છે એમ તમે ભણાવો છો કે ચોરસ છે એમ?' એણે કહ્યું 'મારો મુદ્દલ આગ્રહ નથી. તમારી ટાઉન કાઉન્સિલ બહુમતિથી જે નક્કી કરે તે ભણાવવા હું તૈયાર છું.' આવા લોકોને હાથે સમાજસેવા શી થતી હશે તે એક બ્રહ્મા જ જાણે.

પત્રકાર ઉપરાંત એક નવો વર્ગ સમાજમાં પેદા થવાની જરૂર છે. પોતપોતાના વિષયમાં કે ક્ષેત્રમાં જે જે પ્રવૃત્તિ ચાલી હોય, જે સાહિત્ય પ્રગટ થયું હોય, નવી શોધો થઈ હોય, નિર્ણયો બંધાયા હોય, વાદો ઉદ્દ્ભવ્યા હોય, નવા નવા નમૂનાઓ જન્મ પામ્યા હોય તે બધાનો વાર્ષિક સંગ્રહ કરવાનું કામ કોઇએ માથે લેવું જોઈએ. સામાજિક જીવનના કેટલાંક ઉપાંગો જરૂર એવાં છે જેમને માટે સાપ્તાહિક શું પણ સ્વતંત્ર માસિક પત્ર પણ ન ચલાવી શકાય, છતાં જેને વિષેની માહિતી સામાન્ય છાપાંઓમાં યદૃચ્છયા આવે અને વેરાએલી પડી રહે એ ન પોસાય. 'વાર્ષિક' કાઢનાર કોઇ માણસ હોય તો કેટલાક લોકો જરૂર એવાની પાસે જ એ વિષયની સામગ્રી મોકલી દેશે.

સાહિત્યની ચર્ચા કરનાર નહિ પણ જૂનાનવા સર્વ પ્રકારના ગ્રંથોનો ટૂંકો પરિચય કરાવનાર એકાદ માસિકને માટે ગુજરાતીમાં જરૂર સ્થાન છે. આવું માસિક વિદ્યાર્થીઓને અને સામાન્ય પ્રજાને બહુજ કીમતી નીવડવાનું, અને સાહિત્યનો ઇતિહાસ લખવામાં તો એની સેવાનો આંક બાંધી જ ન શકાય. મેઝીનીની સાહિત્યસેવા આવા પ્રયત્નથી જ શરૂ થઇ હતી એ ઘણા જાણે છે. આવાં માસિકોમાં માત્ર ગુજરાતી સાહિત્યનો જ પરિચય આવે એવું નથી. ગુજરાતી સાહિત્યને મુખ્ય રાખી હિંદુસ્તાનનાં બીજાં સાહિત્યોને પણ યથાપ્રમાણ સ્થાન આપી શકાય.

લોકો અત્યારે વાચનમાં છાપાં અને માસિકો બહાર જાય છે તો તે નવલકથામાં ઉતરવા. આવી સ્થિતિ જ્યાં સુધી દેશમાં છે ત્યાં સુધી આખી દુનિયાની માહિતી તેના પૂર્વાપર સંબંધ સાથે આપવાની ગોઠવણ લોકશિક્ષણની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે. દુનિયાં ક્યાં ક્યાં પથરાએલી છે, ત્યાં શું શું ચાલે છે, દરેક દેશનું શું શું દર્દ છે, અને દુનિયા ક્યાં સુધી આવી પહોંચી છે, એનો ખ્યાલ આપણા લોકોને હોવો જ જોઇએ. આમાં પણ આપણે ઘણે અંશે પરાવલંબી રહેવાના એ અપરિહાર્ય છે, છતાં આપણી દૃષ્ટિએ દરેક વસ્તુનું પ્રમાણ અને મહત્ત્વ નક્કી કરી લોકશિક્ષણનું કામ શરૂ તો કરવું જ જોઇએ.

ત્રીસ કરોડ ગુલામોના રાષ્ટ્રમાં આપણું વૃત્તવિવેચન મોટે ભાગે અંગ્રેજીમાં જ ચાલે છે. સમર્થ લેખકો અંગ્રેજી તરફ જ દોડે છે. અને જેને માટે આ બધો પ્રયાસ ચાલે છે તેમને એ બધા પ્રયાસના ફળથી વંચિત રહેવું પડે છે, એ કેટલી શરમભરેલી સ્થિતિ છે. એ શરમ તરફ ધ્યાન જતું નથી; ધ્યાન ખેંચાય છે તો સાચી વાત ગળે ઉતરતી નથી. આના કરતાં વધારે દયાજનક સ્થિતિ કઈ?

દેશી ભાષામાં જે છાપાં ચાલે છે તેમની પાછળ તૈયારી બહુ જ ઓછી હોય છે. પત્રકારોને અત્યંત આવશ્યક માહિતી સમજાય એવા રૂપમાં જેમાં આપેલી હોય એવી ચોપડીઓ આપણી ભાષામાં નથી જ એમ કહીએ તો ચાલે. 'ઇન્ડિયન ઇયર બુક,' 'ઍન્યુઅલ રજિસ્ટર' 'હૂ ઇઝ હૂ,' 'પીઅર્સ સાઇક્લોપીડિયા,' 'કમર્શિયલ ઍટલાસ', 'હેન્ડબુક ઑફ કમર્શિયલ ઇન્ફર્મેશન,' વગેરે સર્વોપયોગી સાદી ચોપડીઓ પણ હજી દેશી ભાષામાં તૈયાર થઈ નથી. આને લીધે તેમજ યોગ્ય અભ્યાસને અભાવે દેશી છાપાં એટલે અંગ્રેજી છાપાનાં કેવળ શાહીચૂસ બની ગયાં છે!

આટલી પ્રાથમિક તૈયારી પણ જ્યાં નથી ત્યાં અમુક વિષય પર કે અમુક બીના પર સત્તાવાર હકીકત મેળવવા માટે ખાસ ખબરપત્રીઓ મોકલવાની, છાપાં તરફથી તપાસ સમિતિઓ નીમવાની, વગેરે વાત તો ક્યાં?

વૃત્તવિવેચન ઉપર જીવનાર અને વૃત્તવિવેચનનો પોષવાનો ડોળ કરનાર એક ભારે રોગ તે જાહેરખબરો. જાહેર નીતિ બગાડનાર અને કૌટુંબિક અર્થશાસ્ત્રને તોડી પાડનાર આ બદી એટલી તો ફેલાઈ છે કે 'નવજીવન' મારફતે ગાંધીજીએ જે તેનો આટલો સખત અને સક્રિય વિરોધ કર્યો છે તેની કશી જ અસર બીજાં છાપાં પર પડેલી દેખાતી નથી. છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેરખબરો જોઉં છું ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારૂ એકાદ ઉત્તમ દેવમંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના કમ્પાઉન્ડની ઓરડીઓ શરાબખાનાઓને અને વેશ્યાઓને ભાડે આપવા જેવું આ નથી ?

૪

પત્રકારનો ધંધો અથવા વૃત્તવિવેચન આપણે ત્યાં યુરોપથી આવેલું છે. બાળકો જેમ તેમનાં ચરિત્ર અને આદર્શ બંધાય ત્યાં સુધી માબાપનું અથવા ગુરુનું જ અનુકરણ કરે છે તેમ અત્યાર સુધી આપણે વિલાયતી 'જર્નાલિઝમ'નું અનુકરણ કર્યું. અમેરિકન ઢંગ દાખલ કરવાના પણ પ્રયત્ન શરૂ થયા છે. શું હજી અનુકરણનો જમાનો પૂરો થયો નથી ? શું સ્વતંત્ર વ્યક્તિત્વ કેળવવા જેવું આપણા રાષ્ટ્રમાં કશું છે જ નહિ ? જો આપણી પાસે સાંસ્કારિક વ્યક્તિત્વ હોય, જો અપણામાં અસ્મિતા જાગૃત થઈ હોય,-તો તે ઓળખવાનો, કેળવવાનો અને પ્રગટ કરવાનો સમય હવે નથી આવ્યો ? આપણો સવાલ એકલો રાજકીય નથી. એકલો રાજકીય હોત તો ક્યારનોયે તેનો ઉકેલ આવ્યો હોત. જેમ દુનિયાના બધા ધર્મો આ દેશમાં ભેગા થયા છે તેમ દુનિયાના લગભગ બધા જ સવાલો આ દેશમાં ભેગા થવા લાગ્યા છે, થઇ ગયા છે. હજી કંઈ રહ્યા હશે તો તે પણ ભેગા થવાના છે. બધી બાજુએથી પાણીની રેલ આવી હોય એટલે બેબાકળા થએલા લોકો જેમ ઉંચામાં ઉંચી જગા શોધે છે તેમ દુનિયાનાં બધા સવાલો, ધર્મ ધર્મ વચ્ચેના, જાતિ જાતિ વચ્ચેના, સામાજિક, આર્થિક, કેળવણી વિષયક,—બધા જ સવાલો આ દેશમાં ભેગા થવા લાગ્યા છે અને તેમની ચર્ચા કરવાનું કર્તવ્ય વર્તમાનપત્રકારોને ભાગે આવ્યું છે. પત્રકાર થયો એટલે તે વિચારક થયો જ એમ છતાં તેણે દરેક સવાલનું સ્વરૂપ અને ગાંભીર્ય બરાબર સમજી લેવું જોઇએ, અને શ્રેષ્ઠ શ્રેષ્ઠ વિચારકોએ તેમને માટે શા શા ઉપાયો સૂચવ્યા છે અથવા યોગ્ય છે તેનું સૂક્ષ્મતાથી અધ્યયન કરવું જોઇએ ને ત્યાર પછી યથાશક્તિ યથામતિ દેશ આગળ તે રજૂ કરવા જોઇએ. આપણા જીવનમાં અને ઇતિહાસમાં, આપણા ધર્મમાં અને આપણી સમાજરચનામાં એજ દિશામાં ઉપયોગી શું શું છે એ પણ તપાસી તેમણે તે દુનિયા આગળ ધરવું જોઇએ.

આ વાત સહેલી નથી. દીર્ઘ વાચનથી માણસમાં વિદ્વત્તા આવે, પણ શુદ્ધ અને ઉચ્ચ જીવન વગર દિવ્ય દષ્ટિ અને અડગ શ્રદ્ધા આવતી નથી. આજનો જમાનો જ એવો છે કે ચઢી શકાય તેટલું ચઢવાની આવશ્યકતા છે. સેતાન લગભગ ચઢી વાગ્યો છે. તેને મ્હાત કરવા દેવસેના સજ્જ થવાની જરૂર છે. આવે આ પ્રસંગે પત્રકરો કયો ભાગ ભજવશે એ જ તેમની આગળ આજે મોટો સવાલ છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

———०———

# પત્રકારોના કર્ત્તવ્યો અને જવાબદારીઓ. *

આપની પરિષદ્‌ના એક મંત્રી રા. હીરાલાલ પારેખની આજ્ઞા માથે ચઢાવી પત્રકારોના કર્ત્તવ્યો અને જવાબદારીઓ સંબંધે બે બોલ આપની સમક્ષ બોલવા હું ઉભો થયો છું. મેં કોઇ દિવસ પત્રકારનો ધંધો કર્યો નથી, તેમ તે ધંધાની મુસ્કેલીઓનો મને બિલકુલ ખ્યાલ નથી, છતાં આપની સમક્ષ હું આપના કર્ત્તવ્યો અને જવાબદારીઓ સંબંધે બોલવા ઉભો થયો છું, એ એક જાતની ધૃષ્ટતા કહેવાય તે હું જાણું છું. પરંતુ ઘણીવાર ખેલાડીઓ કરતાં પ્રેક્ષકો અને ખાસ કરીને રમતમાં રસ લેનારા પ્રેક્ષકો રમતની બાબતોમાં સારા અભિપ્રાયો આપી શકે છે. પત્રકારના ધંધામાં હું અત્યંત રસ લઉં છું. પત્રકારો પ્રત્યે મને અત્યંત માન અને પ્રેમ છે. માટેજ આજના વિષય પરત્વે આપની સમક્ષ બોલવાની મેં હિમ્મત ધરી છે. તેમાં કંઈ અજુગતુ લાગે તો ક્ષમા કરશો.

બ્રિટિશ રાજ્ય બંધારણમાં રાજસત્તા આમવર્ગના પ્રતિનિધિઓ, ઉમરાવોના પ્રતિનિધિઓ અને રાજા એમ ત્રણ વચ્ચે વહેંચાયેલી છે. પરંતુ એમ કહેવાય છે કે ત્યાં આ ત્રણેના કરતાં વધારે સત્તા પત્રકારોની છે. તેથી ઘણીવાર પત્રકારોને બ્રીટીશ રાજસત્તાનું ચોથું અંગ કહેવામાં આવે છે. ત્યાં પત્રકારો પ્રધાનોને ઉત્પન્ન કરે છે, અને ધારે તો ઘડીના છઠ્ઠા ભાગમાં તેમને પદભ્રષ્ટ કરે છે. પરરાજ્યો સાથેના વ્યવહારમાં પણ ત્યાંના પત્રકારો જેવો તેવો ભાગ ભજવતા નથી. સામાન્ય માન્યતા એવી છે કે છેલ્લા મહાન્ યુરોપિયન વિગ્રહને માટે માજી કૈસરનો સત્તા લોભ જેટલો જવાબદાર છે તેના કરતાં પણ વધારે જવાબદાર લૉર્ડ નોર્થકલીફના તંત્ર નીચે ચાલતાં ઇંગ્લાંડના વર્ત્તમાનપત્રો છે.

આપણા દેશમાં હાલનો સમય સંક્રાન્તિનો છે. રાજસત્તા ધીમે ધીમે અમલદાર વર્ગ પાસેથી પ્રજાના પ્રતિનિધિઓ પાસે આવતી જાય છે. નાતના પટેલીઆનું સામાજિક બાબતમાં પહેલાના જેવું જોર હવે રહ્યું નથી. ધર્મગુરૂઓની સત્તા પણ ધીમે ધીમે જતી રહેતી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

સત્તાધારી વ્યક્તિઓ અને સંકુચિત અધિકારી મંડળો પાસેથી સત્તા જ્યારે લોક સમુહ પાસે આવવા માંડે છે ત્યારે પત્રકારોની સત્ત અને તેમનો વગવસીલો વધે એ નિઃસંશય છે. પરંતુ સત્તા અને વગવસીલાના વધારા સાથે પત્રકારોની જવાબદારીઓ પણ વધે છે, એ વાત તેમણે ભૂલવી જોઇએ નહિં. લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલેટિઓ જેવા સ્થાનિક મંડળોમાં તેમ પ્રાંતિક અને વડી ધારાસભાઓમાં પ્રજાના પ્રતિનિધિઓનું પ્રમાણ હવે વધ્યું છે. પ્રજાને આડકતરી ચુંટણીને બદલે સીધી ચુંટણીનો હક મળેલો છે. તેથી મતદારોની સંખ્યા પહેલાના કરતાં વધી પડી છે. આથી અસંખ્ય મતદારોને કેળવવાનું કર્ત્તવ્ય પત્રકારોને માથે આવી પડયું છે. બહાર પડેલા ઉમેદવારો ખરી દેશદાઝથી

* અમદાવાદમાં ભરાયેલી પહેલી ગુજરાતી પત્રકારોની પરિષદમાં વંચાયેલો નિબંધ.

પ્રેરાઈ લોક સેવાના ઉદ્દેશથીજ બહાર પડે છે કે તેઓ માત્ર સ્વાર્થ સાધવાને કીર્તિના લોભથી બહાર પડે છે, તે મતાદારોને બરાબર સમજાવી તેમને સીધે રસ્તે દોરવાનું કામ પત્રકારોનું છે. વળી ઉમેદવારો બધા મતાદારોને સીધી રીતે પોતાના સંદેશા પહોંચાડી શક્તા નથી તેથી તેમને કેટલીક બાબતોમાં પત્રકારોની મદદ લેવી પડે છે. આથી ખાસ કરીને ચુંટણીના સમયમાં પત્રકારોના માન વધે છે અને તેની સાથે તેમની જોખમદારીઓ પણ વધે છે. ખરૂં પુછાવો તો ચુંટણીના સમયમાં પત્રકારોજ ઉમેદવારોની તરફેણમાં કે ઉમેદવારોની વિરૂદ્ધ લોકમત ઉત્પન્ન કરે છે. આ કથનની સાબીતીમાં આપની સમક્ષ એક આબાદ દૃષ્ટાંત રજુ કરૂં તો તે અસ્થાને નહિં ગણાય. મુંબાઇ ઈલાકાની ધારાસભામાં યુનિવર્સિટિ તરફના પ્રતિનિધિની ચુંટણીમાં કેળવણી ખાતાના માજી પ્રધાન ડૉ. પ્રાંજપેની વિરૂદ્ધ ગુજરાતનો લોકમત ઉત્પન્ન કરવામાં તે વખતે આપણા પ્રમુખ સાહેબના તંત્રીપણા નીચે ચાલતાં "પ્રજામિત્ર" અને આપણા સ્વાગત મંડળના પ્રમુખ સાહેબના તંત્ર નીચે ચાલતાં "પ્રજાબંધુ" પત્રોએ જેવો તેવો ફાળો આપ્યો નથી. "પ્રજામિત્ર" અને "પ્રજાબંધુ" આ બે પત્રોએ જ ડૉ. પ્રાંજપેને કાઉન્સીલમાંથી વિદાય કરી દીધા અને પ્રધાનના સ્થાન પરથી તેમને પદભ્રષ્ટ કરી નાંખ્યા એમ કહેવામાં આવે છે તેમાં કાંઈ અતિશયોક્તિ જેવું નથી.

અત્યારનો જમાનો ચળવળનો છે. માત્ર રાજકીય ક્ષેત્રમાં ચળવળ જોવામાં આવે છે એમ નથી. સાહિત્ય, સામાજિક સુધારા અને ધાર્મિક સુધારાના ક્ષેત્રોમાં પણ ચળવળ વધતા ઓછા પ્રમાણમાં દૃષ્ટિએ પડે છે. ચળવળને માટે જાહેરપત્રો જેવું ઉપયોગી સાધન બીજું એક પણ નથી. આપણા દેશમાં અત્યારે ચાલી રહેલી રાજકીય ચળવળો મોટે ભાગે જાહેરપત્રોનેજ આભારી છે. આધુનિક રાજકીય ચળવળને પ્રતાપે પ્રજાના લાંબા સમયના આચાર વિચાર, અભિપ્રાયો, માન્યતાઓ તથા દૃષ્ટિકોણોમાં અગત્યના ફેરફારો થઈ ગયા છે. દાદાભાઈ તથા રાનડે જેવા રાજદ્વારી નેતાઓના શિક્ષણથી આપણા કેળવાએલા વર્ગોમાં એવી માન્યતા સાધારણ થઇ પડી હતી કે આપણા દેશમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થઈ તેમાં પરમાત્માનો ગુહ્ય સંકેત રહેલો છે. The finger of God is working therein. અને અંગ્રેજ પ્રજાનું હિંદુસ્તાનમાં આગમન થયું છે તે હિંદુસ્તાનના લાભાર્થેજ છે. મહાત્મા ગાંધીના તંત્રીપણા નીચે ચાલતા "નવજીવન અને "યંગ ઇન્ડિયા" આ બે પત્રોએ બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટિશ પ્રજા પ્રત્યેન સમસ્ત હિંદી પ્રજાના અભિપ્રાયો અને દૃષ્ટિકોણો બદલી નાખ્યા; અને રાનડે જેવાઓના શિક્ષણથી ઉત્પન્ન થએલી બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટિશ પ્રજાના પારમાર્થિક હેતુઓની આખી માન્યતા ફેરવી નાખી. રૉલેટ ઍક્ટના પસાર થયા પછી તુર્તજ આપણા દેશમાં પૂર્વે કદી જોવામાં નહિ આવેલી એવી રાજકીય ચળવળ ફાટી નીકળી. આ ચળવળ મોટે ભાગે મુંબઈના "ક્રોનીકલ" પત્રને આભારી હતી. બૉમ્બે ક્રોનીકલના માજી અધિપતિ મી. હૉર્નિમેનને દેશનિકાલ કરવાના અને તેમને હજી સુધી હિંદમાં નહિ પેસવા દેવાના બીજા કારણો હશે પણ એક પત્રકાર તરીકે તેમની અદ્ભુત શક્તિ એ પણ એક અગત્યનું કારણ હોવું જોઇએ એવી મારી માન્યતા છે. મી. હૉર્નિમન એક કુશળ પત્રકાર હતા. ચળવળ ફેલાવવાની કળામાં તેમનાથી ચઢતો કે તેમનો સમોવડીઓ

બીજો કોઈપણ પત્રકાર અત્યારે હિંદુસ્તાનમાં ભાગ્યેજ હશે. તેમની આ અદ્દ્ભુત શક્તિઓનો ઉપયોગ તેઓ હિંદુસ્તાનના અંગ્રેજી અમલદારો વિરૂદ્ધ કરતા હોવાથી, હિંદમાં તેમની હાજરી અંગ્રેજ અમલદારોને રુચતી ન આવે એ સ્વાભાવિકછે. મિસિસ બિસાંટ પણ એક બાહોશ પત્રકાર છે અને જાહેર પત્રોની માર્ફત ચળવળ ચલાવી તેમણે દેશના ધાર્મિક, સામાજિક અને રાજકીય વિચારોમાં કેટલું બધું પરિવર્તન કર્યું છે તે જાણીતી વાત છે.

આ રીતે આપણે જોઇ ગયા કે હિંદુસ્તાન જેવા વર્ત્તમાનપત્રોની બાબતમાં પછાત દેશમાં પણ પત્રકારોની સત્તા ધીમે ધીમે સારી રીતે જામતી જાય છે. દેશમાં અત્યારે ખરેખરો સંક્રાન્તિનો સમય છે. જુના કિલ્લાઓ ધીમે ધીમે તૂટતા જાય છે. અમલદારો, ધર્મગુરુઓ, અને નાતના પટેલીઆઓ પાસેથી સત્તા ધીમે ધીમે જવા માંડે છે. આ સત્તા જનસમુહે સ્વીકારેલા પ્રતિનિધિઓ પાસે આવતી જાય છે. આ પ્રતિનિધિઓ અને જન સમુહને એક બીજા સાથે જોડનારી સાંકળોનું કામ પત્રકારોએ કરવાનું છે. દેશમાં લોકશાસનના જમાનાની શરૂઆત થાય છે તેવે સમયે પત્રકારોએ પોતાનાં કર્ત્તવ્યો અને જવાબદારીઓ સારી રીતે સમજી જનસમુહના વિચારોના પ્રવાહને યોગ્ય દિશાએ વાળવાનો છે. પત્રકારોએ માત્ર જનસમુહના વિચારો તથા આદર્શોનો પડઘો પાડી બેસી રહેવાનું નથી; પરંતુ જનસમુહને માટે બદલાયલી પરિસ્થિતિને બંધબેસ્તા નવીન વિચારો, નવીન આદર્શો ઘડી તેમની સમક્ષ મૂકવાના છે. પત્રકારોનું કર્તવ્ય માત્ર લોકમત રજુ કરવાનું નથી; પરંતુ લોકમત ઉત્પન્ન કરવાનું અને કેળવવાનું પણ છે. સુપ્રસિદ્ધ મહારાજ લાઈબલ કેસના તેમના ચુકાદામાં જસ્ટીસ જોસેફ આર્નોલ્ડે પત્રકારોનાં કર્ત્તવ્યો વિષે જે ઉલ્લેખ કર્યો છે તે અત્રે નોંધવાનું મને મન થાય છે.

"A Public journalist is a public teacher; the true function of the press–that by virtue of which it has rightly grown to be one of the great powers of the modern world–is the function of teaching, elevating and enlightening those who fall within the range of its influence.

To expose and denounce evil and barbarous practices; to attack usages and customs, inconsistent with moral purity and social progress is one of its highest, its most imperative duties.

(" જાહેર પત્રકાર એ એક જન સમુહનો શિક્ષક અને પ્રચારક છે. જેઓ તેના પત્રની અસર નીચે આવે છે તેમને શિક્ષણ આપવું, તેમને ઉચ્ચ બનાવવા, તેમનામાં નવો પ્રકાશ પાડવો; એ પત્રકારના ખરાં કર્ત્તવ્યો છે. આધુનિક દુનિયામાં જાહેરપત્રો એક મોટી સત્તા થઇ પડી છે, તે એમના આ મહાન કર્ત્તવ્યને લીધેજ છે. અનિષ્ટ અને જંગલી રીવાજોને ઉઘાડા પાડવા, તેમનો જાહેર તિરસ્કાર કરવો, નૈતિક પવિત્રતા અને સામાજીક પ્રગતિને જે રીતરીવાજો બંધબેસતા નથી, તેમના પર સખત પ્રહારો કરવા એ પત્રકારોના મોટામાં મોટા અને આવશ્યક કર્ત્તવ્યો છે.

કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જન સમુહના વિચારો અને આદર્શોનો માત્ર પડ-ઘોજ પાડી બેસી રહેવામાં પત્રકારોનું કર્તવ્ય સમાપ્ત થતું નથી. પોતાના વાચક વર્ગને રૂચતીજ વાતો કહી તેમને ખુશ રાખનારા, તેમની નીચ વૃત્તિઓને પોષનારા, તેમના મિથ્યા-ભિમાનને ઉત્તેજન આપનારા અને તેમના દોષોથી તેમને અજ્ઞાન રાખનારા પત્રકારો પોતાનું કર્તવ્ય બરાબર બજાવતા નથી; અને પોતાની જોખમદારીઓ બરાબર સમજતા નથી. પોતાના વાચકોને રૂચે કે ન રૂચે પરંતુ તેમની સમક્ષ ઉચ્ચ વિચારો અને નવિન આદર્શો રજુ કરી વાચકોને પ્રગતિને માર્ગે લઇ જવા, જનસમુહના દોષો તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચી એ દોષો સુધારવાનું તેમને શિક્ષણ આપવું; અને તેમને દેશભક્તિ, નીતિ, સભ્યતા અને સુરૂચિના પાઠો શીખવવાનું કર્તવ્ય પણ પત્રકારોને માથે રહેલું છે. મહાન ઐતિહાસિક પ્રસંગોએ વાચક વર્ગની લાગણીઓને ઉશ્કેરી તેમને "યા હોમ કરી પડો ફતેહ છે આગે"નો બોધ આપવો જરૂરનો છે એ ખરૂં છે; પરંતુ જનસમુહની મનોદશાને નિરંતર ઉશ્કેરાએલી સ્થિતિમાં રાખ્યાજ કરવી એ બીલકુલ ઇષ્ટ નથી. કેટ-લાક પ્રસંગો એવા હોય છે કે જ્યારે જનસમુહની લાગણીઓનો પ્રવાહ જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં આગળ ધસે છે અને હાનિકારક દિશાઓ તરફ વહે જાય છે. આવા સમયોએ આ પ્રવાહના વેગને અટકાવી તેને મર્યાદામાં રાખી પ્રવાહને યોગ્ય દિશા-માં વાળવાનું કર્તવ્ય પત્રકારોનું હોવું જોઇએ. પોતાના ખબરપત્રીઓ અને અન્ય સંસ્થાઓ દ્વારા મળેલી લોક લાગણીને ઉશ્કેરે એવી ખબરો છાપી મારવાની ઉતા-વળ કરવી નહિ; આ ખબરો સંબંધી પુરતી ચોકસાઈ કરી લોક લાગણી જેમ ઓછી ઉશ્કેરાય તેવી રીતે તેમને પ્રસિદ્ધ કરવી જોઇએ. પ્રજામાં ઉશ્કેરણી ફેલાય તેવી બાબતો પર અગ્ર લેખો લખતાં પહેલાં એ લેખોની જન સમુહપર કેવી અસર થશે તેનો પણ વિચાર કરવો આવશ્યક છે. અન્ય સ્થળો કરતાં આપણા દેશમાં આવી જાતની ચોક-સાઈની વધારે જરૂર છે. આપણા દેશમાં જેટલી ધર્માંધતા, મતાંધતા, અક્ષમ્યતા, ઈર્ષા, અંગત્ દ્વેષભાવ અને અવિશ્વાસ જોવામાં આવે છે તેટલો દુનિયાના બીજા કોઈ સ્થળે ભાગ્યે જ જોવામાં આવતો હશે. આપણા દુર્ભાગ્યે આ દેશમાં વિધવિધ ધર્મના, વિધવિધ નાતજાતના, અને વિધવિધ સંસ્કૃતિના લોકો વસે છે. જાણે કે ધર્મના, નાત જાતના, કોમ કોમના, પ્રાંત પ્રાંતના ભેદો ઓછા હોય તેમ હમણાં વધારા ખાતે રાજકીય અભિપ્રાયોને લીધે નવા ભેદો ઉત્પન્ન થવા લાગ્યા છે. નાફેરવાદીઓ, સ્વરાજીસ્ટો, હોમરૂલર્સો, સ્વતંત્ર પક્ષવાદીઓ, લીબરલો અને સંપૂર્ણ વફાદારીવાળા રાજભક્તો વગેરે વગેરે રાજકીય, ધાર્મિક અને સામા-જિક અભિપ્રાયોના મતભેદોને લીધે પક્ષો પડે એ સ્વાભાવિક છે; પરંતુ આ પક્ષાપક્ષીએ આપણા દેશમાં તો ભયંકર સ્વરૂપ ધારણ કયુ છે. તેને લીધે એક બીજા તરફ અવિશ્વાસ અને દ્વેષ વધી પડયા છે. ઐક્યના સર્વ પ્રયાસો નિષ્ફળ થાય છે. કોમ કોમ વચ્ચે અથ-ડામણ અને કોઇ કોઈવાર તો ભયંકર હુલ્લડો એટલાં બધાં વધી પડયાં છે કે મોટા મોટા આશાવાદીઓ પણ દેશના ભવિષ્ય માટે નિરાશ થઈ ગયા છે. આવી જાતના અંગત દ્વેષો પક્ષાપક્ષી અને અવિશ્વાસ ઓછા કરવા અને દેશમાં એક પ્રજાત્વની ભાવના ઉત્પન્ન કરવી એ આપણા દેશની અત્યારની પરિસ્થિતિમાં દરેક પત્રકારનું લક્ષ્યબિંદુ હોવું જોઇએ. અરસપરસ અવિશ્વાસ, દ્વેષ અને વિગ્રહોનો વધારો કરવો એ તો સહેલું છે. પરંતુ વિશ્વાસ,

પ્રેમ અને શાન્તિ ફેલાવવા એ મુશ્કેલ છે. પરંતુ અત્યારે આપણે એવી ભયંકર સ્થિતિમાં છીએ કે આ મુશ્કેલમાં મુશ્કેલ કાર્ય સફળ રીતે પાર પાડયા વિના આપણો ઉદ્ધાર નથી.

હિંદુ દેશભકતોને એવું કહેવું પડે કે હુલ્લડખોર મુસલમાનોના હુમલાની સામે અમારા જાનમાલના રક્ષણને માટે અંગ્રેજ પોલિસ અને અંગ્રેજ લશ્કરની જરૂર છે. મુસલમાન રાજદ્વારી નેતાઓને એમ કહેવું પડે કે અમે કેળવણીમાં પછાત છીએ અને હિંદુઓ કરતાં અમારી સંખ્યા ઓછી છે માટે દેશને જો સ્વરાજ્ય મળે તો અમારૂં હિત બરાબર સચવાશે નહિ માટે હાલમાં દેશને સ્વરાજ્ય ન આપવું. અબ્રાહ્મણ તથા બીજી પછાત કોમોને એવું કહેવું પડે કે દેશને સ્વરાજ્ય મળે તો બ્રાહ્મણો તથા બીજી ઉંચી કોમોના લોકો તરફથી અમને અન્યાય થશે અને અમારી પ્રગતિ થતી અટકશે માટે હાલમાં દેશને સ્વરાજ્ય આપવાનું મોકુફ રાખવું જોઇએ. અત્યંજ વર્ગોને એવું કહેવું પડે કે દેશને સ્વરાજ્ય આપવામાં આવે તો ઉંચી જાતના લોકો તરફથી અમારા પર જુલમ કરવામાં આવશે અને અમારી પ્રગતિ અટકશે. માટે અમારી ઉન્નતિને માટે સર્વોપરિ સત્તા તો અંગ્રેજ અમલદારો પાસેજ રહેવી જોઇએ. આના કરતાં આપણી રાજકીય અને સામાજિક અધોગતિની બીજી સબળ સાબીતી શી હોઇ શકે? એક બીજા તરફ આવી જાતના અવિશ્વાસને માટે શું પત્રકારો કેટલેક અંશે જવાબદાર નથી? પત્રકારોએ આ અવિશ્વાસનો ફેલાવો અટકાવાને પુરતો પ્રયાસ નથી કર્યો એટલુંજ નહિ પણ કોઇ કોઇ સ્થળોએ પત્રકારોએ પોતાના પત્રોદ્વારા દેશમાં પુષ્કળ ઝેર ફેલાવ્યું છે. કોમ કોમ વચ્ચે હલકી સ્પર્ધા ઉત્પન્ન કરી છે, અથડામણ ઉભી કરી છે, અને ભયંકર બખેડાઓ પણ જગાડયા છે. દેશમાં એક પ્રજાત્વની ભાવના ઉત્પન્ન કરવાને બદલે, ઐકય, સંપ અને પ્રેમ વધારવાને બદલે પત્રકારોએ સ્વાર્થી અને સાંકડી નીતિ ગ્રહણ કરી માંહોમાંહે લડાઇઓ જગાડી છે. અસહકારની નિષ્ફળતાને માટે અંગ્રેજ અમલદારો અને ઍંગ્લો ઇન્ડિયન પત્રો કરતાં ભિન્ન ભિન્ન રાજકીય પક્ષોના આપણા પોતાનાજ પત્રકારોએજ વધારે આનંદ પ્રદર્શિત કર્યો છે. કામ કરનારા દેશ નેતાઓની નજીવી ભૂલો કે નબળાઇઓને મોટું સ્વરૂપ આપી કેટલાક પત્રકારો જાણે કે અજાણે અંગ્રેજ અમલદારોના સાગરીતો બન્યા છે. માંહોમાંહેના કલહમાં દેશનું એકંદર હિત ભૂલી જઈ પત્રકારોએ એક બીજાને વગોવવામાં, એક બીજાને મેણાં મારવામાં તથા એક બીજાની રાજ નીતિની નિષ્ફળતામાં આનંદ માન્યો છે. આપણા દેશમાં અત્યારે વર્તમાન પત્રોદ્વારા જેટલું ઝેર ફેલાય છે તેટલું ઝેર બીજે કોઈ રસ્તે ફેલાતું નહિ હોય. સમશેરના ઘા તો કાળે રૂઝાઈ જાય છે, અને ભૂલી પણ પણ જવાય છે. પરંતુ કલમદ્વારા આપણા વર્તમાનપત્રો જે ઝેરી ઘા મારે છે, તે રૂઝાવા બહુજ મુશ્કેલ છે. માટે અત્યારે તો પત્રકારો માટે ખાસ અગત્યની અને આવશ્યક ફરજ એ છે કે તેમના લખાણોદ્વારા તેમણે દેશમાં ઐકય, પ્રેમ અને એક પ્રજાત્વની ભાવના ફેલાવવા પ્રયત્ન કરવો જોઈએ; માત્ર ઈર્ષાથી, રાગદ્વેષ ફેલાવવાના ઉદ્દેશથી લખાએલા લેખો અને ચર્ચાપત્રોને તેમના પત્રોમાં બીલકુલ સ્થાન આપવું નહિ જોઇએ. જે લેખો અને ચર્ચાપત્રો એક પ્રજાત્વની ભાવનાને સીધી કે આડકતરી રીતે નુકસાન કરનારા હોય, જેનાથી કોમ કોમ વચ્ચે અથડામણ જાગવાનો સંભવ હોય તેવા લેખો તથા ચર્ચાપત્રોને પોતાના પત્રોમાં બીલકુલ પ્રગટ કરવા નહિ. આપણા દેશ નેતાઓની નબળાઈ અને

તેમની નિષ્ફળતામાં આનંદ માનવાનું, તેમને વગોવવાનું, તેમજ મેણાં મારવાનું કામ છોડી દેવું જોઇએ. આ કામ કંઈ આપણા પત્રકારોનું નથી. તે કામ કરવાને એંગ્લો ઇંડિયન પત્રકારો તૈયાર છે. તેઓ તે કામ કરવાને સમર્થ છે. અને તે કામ તેઓ બહુજ સારી રીતે કરે જાય છે. આપણે મધ્યમ વિચારના, ડાહ્યા, શાણા પત્રકારોમાં ખપીએ, અધિકારીઓની આપણાપર મીઠી દૃષ્ટિ રહે, એવી લાલસાથી આપણા પત્રકારો આપણા દેશનેતાઓની મુસ્કેલીઓ બીલકુલ સમજ્યા વગર તેમની નબળાઇ અને નિષ્ફળતાની મશ્કરી કરે, તેમને મેણાં મારી વગોવે, તેમને જાહેરમાં હલકા પાડવાને નીચ પ્રયાસો કરે એ ખરેખર આપણા પત્રકારોની અધમતાનું ચિહ્ન છે.

વર્તમાનપત્રોની આખી સંસ્થા એ એક પાશ્ચાત્ય સંસ્થા છે. આપણે તે ઇંગ્લાંડ પાસેથી લીધી છે, તેથી ઘણી બાબતોમાં આપણા પત્રકારો અંગ્રેજ પત્રકારોનું અનુકરણ કરે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિએ આપણને અનહદ લાભ કર્યો છે. આપણા દેશમાં જાગૃતિ અને ચેતન આણ્યાં છે; પરંતુ તેની સાથે તેણે આપણને કેટલુંક નુકસાન પણ કર્યું છે. આપણામાંથી વિનય અને વિવેકનો વિનાશ થયો છે, તે પાશ્ચાત્ય સંસ્કૃતિને લીધે. આપણે શૂદ્રોની માફક તોછડું અને બીભત્સ બોલતાં શીખ્યા, અને આપણે પોતાની ગમ્મત તથા આનંદના ખાતર આપણી વાણી તથા વર્તનથી બીજાઓની લાગણીઓ દુભાવતાં શીખ્યા. સ્વતંત્રતા અને નિડરતાથી પોતાના અભિપ્રાયોનું પ્રતિપાદન કરવું એ એક વાત છે અને પ્રતિસ્પર્ધી પ્રત્યે ગમે તેવા કઠોર વચનો વાપરી તેની લાગણી દુભાવવી એ તદ્દન જુદી વાત છે. હલકી જાતની મશ્કરી અને ગાળાગાળીના સદ્‌ગુણો પાશ્ચાત્ય વર્તમાનપત્રોને મુબારક હો; પરંતુ આપણા પત્રોએ તો તેનાથી તદ્દન વિમુખ રહેવું જોઈએ. વિનય અને વિવેક આપણી-હિંદુ, મુસલમાન અને પારસી-સંસ્કૃતિનાં અગત્યનાં અંગો છે. વાચકોને ઘડીવાર આનંદ આપવાને માટે આપણા પત્રોમાં ગમે તેવા બીભત્સ લેખ લખવા અથવા તો આપણાથી વિરૂદ્ધ વિચારો ધરાવનારાઓની હલકી મશ્કરી કરવી, તેમને ગાળો દેવી એમાં બીલકુલ સુજનતા નથી. વર્તમાનપત્રોનું સાહિત્ય હજી આપણા દેશમાં અને ખાસ કરીને આપણી ગુજરાતી ભાષામાં તો ઉગતું સાહિત્ય છે. માટે આપણે શરૂઆતથી ચેતી આ ઉગતા સાહિત્યની આમ અધોગતિ અટકાવવી એ ઇષ્ટ છે.

પત્રકાર બંધુઓ, આ લોકશાસનના તથા પ્રજાસત્તાના સમયમાં આપ એક સમર્થ શક્તિ છો, આપ પ્રજાના નેતા છો, જનસમુહના વિચારો અને આદર્શોને આપ જેમ દોરશો તેમ તેઓ દોરાશે. હજારો વાચકો નવિન વિચારો, અને નવિન આદર્શોની આશાઓએ દરરોજ તમારૂં સેવન કરે છે. આપ તેમનું તથા સમસ્ત દેશનું હિત કરે અને તેમને ઉન્નતિને માર્ગે લઇ જાય એવા આદર્શો અને એવા વિચારો આપશો કે તેમની હલકી વૃત્તિઓને પોષે એવા વિચારો ને આદર્શો આપશો? આપ આ જમાનાના ગુરૂઓ છો, નવિન વિચારો, નવિન આદર્શોના પ્રચારક છો એ વાત કદી ભૂલશો નહિ. તમારી સમક્ષ અત્યારે બે પસંદગીઓ આવીને ઉભી છે. (૧) દેશને તારવાની, (૨) દેશને ડુબાડવાની. તમારા અંગત સ્વાર્થનો બીલકુલ પણ વિચાર કર્યા વિના દેશને તારશો કે પછી માત્ર તમારા અંગત સ્વાર્થની ખાતર દેશને ડુબાડશો?

પ્રાણલાલ કરપારામ દેસાઇ.

# ગુજરાતી માસિકો.

છેલ્લાં આઠદશ વર્ષોથી દેશમાં જે જાગૃતિ આવી છે, પ્રજામાં જે નવજીવન વ્યાપી રહ્યું છે, તેની અસર આપણા સાહિત્ય પર પણ ખૂબ થઈ છે. રાજકીય સાહિત્ય જે અગાઉ જૂજ, નહિ જેવું હતું, તે નવું તૈયાર થવા માંડયું છે; પુસ્તકોમાં નવીનતા અને વિવિધતા આવી છે; પુસ્તકોની પ્રસિદ્ધિ પણ વધી છે; વર્તમાનપત્રોનો પ્રચાર હાલ તો પુષ્કળ જામ્યો છે; તેના વાચકની સંખ્યા મોટી માલુમ પડે છે; વર્તમાનપત્રો તો હજી બહાર પડે જાય છે. એજ સ્થિતિ ગુજરાતી માસિકોમાં નજરે પડે છે; લડાઇ પૂર્વે આશરે ૪૦–૫૦ માસિકો પ્રસિદ્ધ થતાં હતાં. આજે તેની સંખ્યા ૧૫૦ સુધી પહોંચી છે. પણ આશ્ચર્યકારક એ છે કે તેમાં ૬૫ થી વધુ માસિકો નાતજાતનાં કોમી માસિકો છે. તે પરથી એટલું સ્પષ્ટ થાય છે કે આપણી નાત–જાતોમાં કંઇક જાગૃતિ–ચેતન આવ્યું છે અને જે તે કોમ નાતજાત સ્વસુધારણાનો પ્રશ્ન હાથ ધરી બેઠી છે. તે પ્રવૃતિ નવીનજ છે, એટલે તેના પરિણામ માટે આપણે કેટલોક સમય થોભવું જોઈશે.

આ બધાં માસિકોનું વર્ગીકરણ કરતાં માલુમ પડશે કે સામાજિક અને ચાલુ પ્રશ્નોની ચર્ચા કરતાં માસિકોમાં 'યુગધર્મ' અત્યારે અગ્રસ્થાને છે. તે પ્રસિદ્ધ થયે હજી હમણાં બે વર્ષ પૂરાં થાય છે. તે દરમિયાન તેણે એક નવું લેખક મંડળ જમાવ્યું છે એટલુંજ નહિ, પણ વાંચનાર આલમપર તેના વ્યક્તિત્વની સબળ છાપ બેસાડી છે. વળી તેની ઉપયોગિતાનો વિસ્તાર પણ વધતો જાય છે.

'વસન્ત' માસિક ઋતુના ફેરફારની જેમ, પૂજ્યશ્રી આનંદશંકરભાઈ બનારસ હિન્દુ યુનિવરસિટિમાં જોડાયા અને ત્યાં અન્ય પ્રવૃત્તિમાં ગૂંથાયલા રહેવાથી સહેજ મંદ પડયું છે, છતાં વાચકવર્ગની મમતા તેના પ્રત્યે કાયમ જ છે.

'સમાલોચક,' પૂર્વે એક ત્રિમાસિકરૂપે, સાહિત્ય, ઇતિહાસ, અને તત્ત્વજ્ઞાન વગેરે વિષયોપર વિચારપૂર્ણ અને મહત્વના લેખો છાપી એક પ્રકારની વિશિષ્ટતા પ્રાપ્ત કરી હતી પણ એક માસિકમાં તે ફેરવાઈ જતાં આગળની તેની મહત્તા કમી થઈ છે; જો કે આપણે એટલું સ્વીકારવું પડશે કે તે એક ઉંચી પ્રતિનું અને આગળ પડતું માસિક છે અને તેને આકર્ષક કરવામાં તેના બાહોશ સંપાદક રા. રમણિકરામ ઓછો શ્રમ લેતા નથી.

'બુદ્ધિપ્રકાશ' તો બહુ જૂનું માસિક છે. તે નામ સાથે કવિ દલપતરામનાં સ્મરણો જોડાયલાં છે: સોસાઇટી જેવી સાધનસંપન્ન સંસ્થા તરફથી તે પ્રસિદ્ધ થાય છે. તેમાં સામાન્ય રીતે સાહિત્ય, ઇતિહાસ, સમાજ સુધારો, અને કેળવણી વગેરે જ્ઞાનના, નીતિપોષક અને ઉપયોગી માહિતી આપતા લેખો આવે છે, પણ તેનું વ્યક્તિત્વ જુદું માલુમ પડી આવતું નથી એ તેની કમીના છે.

'ગુજરાત' વીસમીસદીની રાખમાંથી ઉદ્‌ભવ્યું છે અને તેણે 'વીસમીસદી'ની પરંપરા સારી રીતે સંભાળી લીધી છે એટલુંજ નહિ પણ તેમાં યોગ્ય અને મહત્વના ફેરફાર અને સુધારા કર્યા છે એ ખુશી થવા જેવું છે. તેનો ફેલાવો પ્રતિદિન વધતો જાય છે, એજ તેની લોકપ્રિયતાનો પૂરતો પૂરાવો છે.

સ્વ. હાજીમહમદ અલ્લારખીઆ શિવજીએ, "વીસમીસદી" સુંદર રીતે ચલાવીને ગુજરાતી માસિક આલમપર સ્થાયી અસર કરેલી છે અને તેનું પરિણામ આપણાં સચિત્ર માસિકોમાં જોવામાં આવે છે.

કલકત્તાથી પ્રગટ થતું 'નવચેતન' એ 'વીસમીસદી'ની નવી આવૃત્તિ જ લેખી શકાય. બૃહદ્ ગુજરાતના સાહસ તરીકે તે માસિક આપણું ગૌરવ વધારે એવી આકર્ષક રીતે એડિટ થાય છે. તેમજ રા. ચાંપશીની સેવા પણ અપ્રતિમ છે. તે અને નવું નિકળતું 'શારદા' માસિક, ઈંગ્રેજી પ્રસિદ્ધ માસિકો, 'પીઅરસન' અને 'સ્ટ્રાન્ડ'ની જેમ જનસમૂહને રૂચિકર અને પ્રિય થાય એવું ઉપયોગી અને મનોરંજક વાચનસાહિત્ય આપી રહ્યાં છે

'પુરૂષાર્થ' નામનું એક નવું માસિક રાણપુરથી પ્રસિદ્ધ થાય છે. તેમાં ચાલુ બનાવોની ચર્ચા અને વિવેચન આપણું ખાસ ધ્યાન ખેંચે છે. 'સમાજજીવન' પણ સમાજસેવાનું કાર્ય યથાશક્તિ આદરી રહ્યું છે. 'જ્ઞાનપ્રચાર' ચરોતર કેળવણી મંડળ તરફથી બહાર પડે છે. તેમાં બંધ પડેલા 'ગદ્યપદ્ય સંગ્રહ'ની પેઠે, વાંચવા, વિચારવા અને સંગ્રહ કરી રાખવા જેવા લેખો, કાવ્યો, પુસ્તકોમાંના ઉતારા વગેરે આપવામાં આવે છે. એ દૃષ્ટિએ તે પ્રસિદ્ધિ ઉપયોગી છે. 'ચિત્રમય જગત' એ નામના મરાઠી માસિકની ગુજરાતી નકલ છે. એક સચિત્ર માસિક તરીકે તેની કિંમત છે.

સાહિત્ય વિષયક નિબંધો, લેખો, વિવેચન, ચર્ચા, વાર્તા વગેરે જેમાં પ્રધાનપણે આવતા હોય એવું માસિક માત્ર 'સાહિત્ય' છે. તેની નિયમિતતા તો ખરેખર અનુકરણીય છે. શરૂઆતથી તે નિર્ણીત કરેલા ચોક્કસ ધોરણે એકસરખું સાહિત્યસેવાનું કાર્ય કરી રહ્યું છે; માસિક સાહિત્યની સમાલોચના અને પ્રાચીન અપ્રસિદ્ધ કાવ્યોની પ્રસિદ્ધિ એ તેનાં વિશિષ્ટ અંગો છે. ખાસ કરીને તંત્રીસ્થાનેથી લખાતા અભિપ્રાય અને વિચાર એવી સ્પષ્ટતાથી, નિડરતાથી અને દૃઢતાથી દર્શાવાય છે કે તેના વ્યક્તિત્વની સજ્જડ છાપ પડે છે અને તેની અસર ઓછી માલુમ પડતી નથી. ખરૂં કહીએ તો 'સાહિત્યે' તેના નામની સાર્થકતા સિદ્ધ કરી છે.

'કૌમુદી' ત્રિમાસિક તો આ વિજયાદશમીએ જન્મ્યું છે. તેનાં પનોતાં પગલાંનો પહેલો અંક જોતાં, આપણને આશા પડે છે કે તે ચિરંજીવી અને માર્ગદર્શક થશે. તેના તંત્રી રા. વિજયરાયે 'ચેતન' અને 'ગુજરાત' જેવા જાણીતા માસિકોમાં સારો અનુભવ મેળવ્યો છે. તેમનું વાચન અને અભ્યાસ પણ માન ઉત્પન્ન કરે એવાં છે. સાહિત્યને જીવન સમર્પણ કરી તેમણે આ સાહિત્ય સેવા માત્ર સેવાભાવનાથી ઉપાડી લીધી છે. સેવાભોગ અને સેવાબુદ્ધિ આપણે અહિં વિરલ છે, પરંતુ સ્વાર્પણ વિના કાર્યસિદ્ધિ થતી નથી.

પારસી માસિકોનો મને ઝાઝો પરિચય નથી એટલે તેને હું પૂરતો ન્યાય નહિ આપી શકું. 'જ્ઞાનવર્ધક' એ જાણીતું અને જૂનું માસિક છે. 'હિન્દી ગ્રાફિક' સ્વ. સોરાબ પાલમકોટે ઉચ્ચ ભાવનાથી પ્રેરાઇને એક નમુનેદાર માસિક તરીકે કાઢ્યું હતું પણ તેમના મનોરથ ફળીભૂત થાય તે પૂર્વે ટુંક મુદતમાં તેમનું અકાળે મૃત્યુ થયું. તે પછી તેમનાં બ્હેન તેને સરસ રીતે ચલાવી રહ્યાં છે અને એક સ્ત્રી અધિપતિ તરીકે, તેમના કાર્યની આપણે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. 'નવરાસ', 'ફુરસદ', 'ગપસપ,' 'નવરંગ', એ માસિકો, વાર્તાના શોખીનોનાં માનીતાં માસિકો છે. તેની જૂની ફાઇલો મેં માગ્યા દામ આપીને મેળવવામાં આવે છે. નિર્દોષ, રમુજી અને દિલપઝીર નવલકથાના અને હાસ્યરસના વાચન માટે આપણે પારસી માસિકો અને પારસી લેખકોને આભારી છીએ.

સ્ત્રી ઉપયોગી માસિકોમાં "ગુણસુંદરી"નું પહેલું વર્ષ આગષ્ટમાંજ પૂરૂં થયું છે. તેનો દેખાવ, છાપ, ચિત્રો વગેરે આકર્ષક છે. તેમાં આવતા લેખોની પસંદગીનું ધોરણ પણ ઉંચું છે. સાડાત્રણ રૂપિયાના પ્રમાણમાં તે સંગીન બદલો આપે છે. પરંતુ સામાન્ય સ્ત્રીવાચકોમાં તે હજી પૂરેપૂરૂં સ્થાપિત થયું નથી. તેનું કારણ મારા સમજવા પ્રમાણે એ આપી શકાય કે તેમાંનું કેટલુંક લખાણ તો તેમની–સામાન્ય સ્ત્રીની શક્તિ બહારનું અને તદ્દન અપરિચિત હોય છે. તેથી શરૂઆતમાં મુસ્કેલી નડે, એ સ્વાભાવિક છે.

હિન્દુ સ્ત્રી–સમાજમાં જાણીતું અને લોકપ્રિય નિવડયું હોય એવું માસિક તો "સુંદરી-સુબોધ"જ છે. એક સમયે તે ઘેરેઘેર, અને ગામેગામ જતું અને વંચાતું. તે અનિયમિત થઈ પડતાં તેનો ફેલાવો ઘટયો છે,છતાં વાચકવર્ગમાં તે માટેનો પક્ષપાત ઓછો થયો નથી, કારણ કે આર્ય–સંસારનું યથાસ્થિત પ્રતિબિંબ તેમાં પડતું રહે છે.

'સ્ત્રીબોધ' મરહુમ કાબરાજીએ સ્થાપ્યું હતું. તેમાં છપાતી વાર્તાઓ પુષ્કળ વંચાતી. તેમાં બીજું વાચન પણ સારૂં આવતું. થોડાક સમયથી તે માસિક પુતળીબાઇએ સ્ત્રી કેળવણીમાં અને સ્ત્રી ઉન્નતિના પ્રશ્નમાં અત્યંત રસ લેતા જાણીતા લેખક રા. કેશવપ્રસાદ દેસાઇને, સહતંત્રી નીમી, બધી વ્યવસ્થા તેમને સોંપી છે અને તે કાર્યનો બોજો 'જ્ઞાનવર્ધક ગ્રંથમાળા'ના અનુભવી અને કાર્યકુશળ સંપાદક રા. જીવણલાલ અમરશી મહેતાએ ઉમંગભેર ઉપાડી લીધો છે. દર માસે પ્રસિદ્ધ થતા અંકો પરથી આપણે જોઈ શકીએ છીએ કે તેમાં નવીન ચેતન આવ્યું છે. વળી તેની ઉપયોગિતા વધે એ હેતુથી તેમાં બાળ વિભાગ દાખલ કરવામાં આવ્યો છે અને ચિત્રો વગેરે આપીને તેને આકર્ષક કરવામાં પુરતી કાળજી લેવામાં આવે છે.

'વનિતા વિજ્ઞાન', ગં. સ્વ. ન્હાની બ્હેન ગજ્જર અને 'મહિલા ભૂષણ', એક જૈન બ્હેન સુરતથી ચલાવે છે અને 'સ્ત્રીસુખદર્પણ' ભાવનગરથી પ્રસિદ્ધ થાય છે. તેમનું કાર્ય પણ અવગણવા જેવું નથીજ.

* સન. ૧૯૨૦ સુધી બાળકો માટે નહિ જેવું વાચન સાહિત્ય પ્રકટ થયું હતું. આવી વિષમ પરિસ્થિતિ, જેમનું જીવન કેળવણીના અને જ્ઞાનપ્રચારના કાર્યમાં ગયું છે, બલ્કે તે કાર્યને અર્પણ થયું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી,–તેમનાથી સહન થઈ

શકી નહિ અને એક શ્રીમંત સખી ગૃહસ્થની સહાયતા મેળવી તેમણે "બાળમિત્ર" શરૂ કર્યું અને તેનું તંત્રીપદ એક કસાયલા અને જાણીતા લેખક રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલને સોંપ્યું. તે પછી મુંબાઈથી 'બાળજીવને' દેખાવ દીધો. વળી ગોધરાથી 'બાળક' નામનું ત્રિમાસિક નિકળવા માંડયું છે. સ્ત્રીબોધના બાળક વિભાગ માટે ઉપર ઉલ્લેખ કર્યો છે જ. આમ બાળ સાહિત્ય માટે ઠીક કાર્ય થઈ રહ્યું છે. આગળ "બાળશિક્ષક" નામનું એક માસિક વડોદરાથી નિકળતું હતું પણ તેનાં ચિત્રો જોઈએ તેવાં આકર્ષક આવતાં નહોતાં અને બીજી પણ તેમાં કેટલીક ઉણપો જણાતી હતી. બાળ સાહિત્ય માટે જે ખોટ હતી તે રા. મોતીભાઈ અમીને 'બાળમિત્ર' કાઢ્યા પછી કેટલેક અંશે ઘટી છે. તે દિશામાં જાણીતા ચિત્રકાર રા. રવિશંકર રાવળનો પ્રયાસ પણ આદરણીય અને ઉત્તેજનને પાત્ર છે. નવો યુગ બાળકોનો છે. તેમની લાગણી અને રસવૃત્તિ કેળવાય, તેમનાપર કાયમના સંસ્કાર પડે, તેમનું જીવન સુખી અને ઉન્નત નિવડે, એ રીતે યોગ્ય આદર્શ અને ભાવના, મનોરંજક અને સંસ્કારી લેખો અને ચિત્રોદ્વારા તેમની સમક્ષ રજુ કરી, તેમનું ચારિત્ર ઘડવા પ્રયત્ન થવો જોઇએ અને એજ આદર્શ 'કુમાર' માસિકનો છે. કોઈ ઉચ્ચ ભાવનાથી પ્રેરાઇને તેમણે આ કાર્ય હાથમાં લીધું છે. તે પાછળ તેમનું સ્વાર્પણ જે બોધ આડકતરી રીતે આપી રહ્યું છે તેની કિંમત આંકી જાય એમ નથી. ખરેખર આપણા ભાવિ માટે આવી પ્રવૃત્તિ આશાજનક નથી એમ કોણ કહી શકશે ?

કેળવણી વિષયક પત્રોમાં "ગુજરાત શાળાપત્ર" મુખ્ય છે. તે સરકારી કેળવણી ખાતા તરફથી નિકળે છે. ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં તેની પાછલી સેવા વિસરાય એવી નથી. આપણા સાહિત્યની પદ્ધતિસર સમાલોચના કરવાની પ્રથા સ્વ. નવલરામે તે પત્રમાં પ્રથમ દાખલ કરી હતી. રા. સા. મહીપતરામે પણ આપણી શિક્ષણ પદ્ધતિ ઘડવામાં તે દ્વારા ઓછી સેવા કરેલી નથી. ત્યારબાદ માધવલાલ દિવાને નવા ધોરણોની યોજના તૈયાર કરી પ્રાથમિક શિક્ષણમાં મહત્વના સુધારા દાખલ કર્યા હતા. તેમજ વિદ્વાનોનું અપભ્રંશના અભ્યાસ અને પ્રાચીન ગુજરાતીના વ્યાકરણ પ્રતિ લક્ષ દોર્યું હતું. રા. બ. કમળાશંકરે પણ તેના પાનામાં ભાષાશુદ્ધિ, જોડણી, વ્યાકરણ અને શિક્ષણના વિષયોની ચર્ચા કરી તેનું મહત્વ વધાર્યું હતું. હાલમાં તેનું તંત્રીપદ રા. કૃષ્ણલાલ એસ. વકીલના હાથમાં છે. તેમણે ઈંગ્લાંડ જઈ કેળવણીના વિષયમાં ઉંચી પદવી પ્રાપ્ત કરેલી છે એટલુંજ નહિ પણ કેળવણીની સંસ્થાઓનો જાતિ પરિચય અને અનુભવ મેળવ્યાં છે. આપણે આશા રાખીશું કે તેમના એ જ્ઞાનનો લાભ તેઓ 'શાળાપત્ર'માં વખતોવખત આપતા રહે.

સુરત જીલ્લાના મહેતાજીઓ તરફથી "સમાજશિક્ષક"નામનું એક માસિક નિકળે છે.તેમાં શિક્ષકના હિતના અને શિક્ષણને ઉપકારક થાય એવા લેખ આવે છે. પણ તે માસિકનો ઝાઝો પ્રચાર હોય એમ જાણવામાં નથી. ચાલુ વર્ષમાં ગુજરાત વિદ્યાપીઠે 'નવજીવન' સાથે પ્રતિમાસે કેળવણી અંક આપવાનો પ્રબંધ કર્યો છે, તે યોગ્ય થયું છે, પરંતુ કેળવણીના ક્ષેત્રમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવને, નવીન અખતરો અજમાવી, આપણી શિક્ષણ પ્રણાલિકામાં નવીન માર્ગ બતાવ્યો છે તેમ તેમના તરફથી બહાર પડતું 'દક્ષિણામૂર્તિ' નામનું નવું ત્રિમાસિક શિક્ષણ સંબંધી જાણવા જેવા અને મહત્વના મુદ્દાઓ રજુ કરશે અને એ રીતે

આપણી કેળવણી પદ્ધતિ પર વિશેષ પ્રકાશ પાડી તેમના અનુભવનો અને જ્ઞાનનો સંગીન લાભ આપણને આપશે એવી આશા પડે છે.

પ્રાચીન સંશોધન, ઇતિહાસ અને સાહિત્યના વિષયમાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થતું ત્રિમાસિક "પૂરાતત્ત્વ" અગત્યનું અને સંગીન કાર્ય કરી રહ્યું છે. ખેદની વાત છે કે આપણો સમાજ આવા ઉપયોગી કાર્ય પ્રતિ અદ્યાપિ ઉદાસીન રહે છે અને તેને યોગ્ય સહાયતા આપતો નથી. "જૈન સંશોધક" ત્રિમાસિક પણ એટલુંજ કીંમતી છે. તેના સંપાદક તરીકે એક જૈન મુનિ–શ્રી જિનવિજયજી કાર્ય કરી રહ્યા છે એ ખચીત ખુશી થવા જેવું છે. કપડવંજથી "સંશોધક" નામનું એક ઐતિહાસિક માસિક નિકળ્યા મેં સાંભળ્યું છે પણ તેની નકલ હું મેળવી શકયો નથી.

વૈદક અને આરોગ્યના વિષયમાં 'વૈદ્યકલ્પતરૂ'ની સેવા કિમતી છે અને તેનો પુષ્કળ લાભ લેવાય છે. 'ધન્વંતરી'નું કાર્ય પણ ઉપયોગી અને તેમાં આવતાં જાતિ અનુભવનાં લખાણો સારૂં ધ્યાન ખેંચે છે. હાલમાં તેનું તંત્રીપદ રા. મહાદેવપ્રસાદ હસ્તક આવ્યું છે. તેમણે "નેચરોપથી" નો સારો અભ્યાસ કર્યો છે અને અમેરિકા જઈ તે વિષયમાં વિશેષ અનુભવ પ્રાપ્ત કર્યો છે. તેનો લાભ તે આપણને મળતો રહેશે એવી આશા રાખવી વ્યર્થ નહિ જાય. "આરોગ્યસિંધુ" કરાંચીથી હમણાં નિકળવા માંડયું છે; અને 'આયુર્વેદ વિજ્ઞાન' રા. દુર્ગાશંકર શાસ્ત્રી સારી રીતે એડિટ કરતા હતા, તે પુરતા આશ્રયને અભાવે થોડા સમયથી બંધ પડયું છે, તે ખરેખર દિલગીર થવા જેવું છે.

ધાર્મિક વિષયનાં માસિકોમાં "ભારતજીવન" રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદનું વિચાર સાહિત્ય પ્રજામાં ફેલાવી રહ્યું છે. 'વૈષ્ણવધર્મ પતાકા' અને 'પુષ્ટિ ભક્તિ સુધા' વૈષ્ણવ સંપ્રદાયનો ઉપદેશ કરે છે; "આત્માનંદ પ્રકાશ" અને "જૈનધર્મ પ્રકાશ" જૈનધર્મ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને સાહિત્યના વિષયો ચર્ચે છે; 'જ્યોતિ' અને 'ચેરાગ' માસિકમાં થીઓસોફીના વિચારો પ્રગટ થાય છે; 'રાહેજરતુશ્ત્ર' પારસીઓને લગતું પત્ર છે; સ્વામી-નારાયણ માસિકમાં, સ્વામીનારાણ સંપ્રદાયનું સાહિત્ય પ્રસિદ્ધ થાય છે; પ્રાતઃકાલમાં જિજ્ઞાસુઓ માટે મનનને યોગ્ય લેખો આવે છે અને તે 'મહાકાળ'ની પરંપરા સાચવી રહ્યું છે. 'ભાગ્યોદય', 'વિશ્વજ્યોતિ' 'દૈવી જીવન' 'સ્વધર્મ જાગૃતિ' વગેરેમાં ભક્તિ અને નીતિપોષક તથા ધર્મ જ્ઞાનના લેખો લેવાય છે પણ આપણા ધાર્મિક જીવનપર પ્રબળ અસર કરે એવા એક સારા માસિકની ઉણપ હજી રહે છેજ.

જુદી જુદી નાતજાતનાં કોમી માસિકો લગભગ ૬૫ બહાર પડે છે. તેમાંનાં કેટલાંક ત્રિમાસિક અને દ્વિમાસિક છે. પરંતુ કોમપર અસર કરતાં હોય અગર જેનો કાણુ હોય એવાં માસિકો તો જૂજ, ગણ્યાંગાંઠયાં છે. જ્ઞાતિ સુધારણાનો પ્રશ્ન અત્યંત વિકટ અને કંટક ભરેલો છે. તેમાં જલદી સુધારો થવો બહુ મુસ્કેલ છે, તેથી તે માટે જે કાંઇ પ્રયત્ન વત્તાઓછા થાય તે પ્રતિ આપણે સમભાવથી જોવું જોઇએ ને તે કાર્યને ઉત્તેજન આપવું જોઇએ. કુંભાર, લુહાર, સુતાર, નાઇ, દરજી, કાછીઆ, દેશી ખ્રિસ્તીઓ, વગેરે પછાત રહેલી કોમો સ્વ–સુધારણા માટે જુદાં માસિકપત્રો પ્રકટ કરે એ ચાલુ હિલચાલનું

શુભ ફળ છે; આપણી પ્રગતિની સૂચક નિશાની છે. સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતું એકજ માસિક છે. એ નામ 'વર્ણુક્ષમ' છે અને ગયે વર્ષે તે રાજકોટથી નિકળ્યું છે.

પરચુરણ માસિકોમાં 'નવલપુષ્પ', 'ખીલતું પ્રભાત,' 'બ્રહ્મચારી,' 'નવપ્રભા' વગેરેનો સમાવેશ કરીશું. તે હમણાં નવાંજ બહાર પડયાં છે. દેશમાં પ્રગટી રહેલા નવજીવનની એક રીતે તેઓ સાક્ષી પૂરે છે.

ધંધા રોજગાર અને કળાહુન્નરને લગતાં માસિકોમાં 'ખેતીવાડી વિજ્ઞાન' અને 'દેશી વહેપારી ચેમ્બર ત્રિમાસિક,' એ જોવા જેવાં અને પ્રજાને ઉપકારક થાય એવાં છે. 'સહકાર પત્રિકા' અને 'ખેતીવાડી અને સહકાર' એ બે પત્રો, સહકારના તત્ત્વોનું જ્ઞાન ફેલાવે છે. એ હિલચાલ સમાજને ઉપકારક છે અને તેનો જીવનમાં બહોળો ઉપયોગ થાય તે હિતકારક છે. 'વ્યાયામ' વિષે એક જુદું માસિક માણેકરાવ વ્યાયામશાળા તરફથી પ્રસિદ્ધ થાય છે. મી. પુરાણીના અખાડાની હિલચાલથી ગુજરાતમાં શારીરિક કસરત સંબંધી સારી પ્રગતિ થઈ છે અને તે આગળ ખિલવવામાં આવું માસિક બહુ મદદગાર થઇ પડે.

ગાયો વિષે, 'કામધેનુ' નામથી એક માસિક ચલાવવામાં આવે છે; તેમાં ખાસ નોંધવા જેવું અને આશ્ચર્યકારક એ છે કે તે એક મુસલમાનભાઇ એડિટ કરે છે. વળી 'જ્યોતિષ' વિષે એક માસિક નિકળે છે અને પાંચેક માસથી 'મોટરકાર અને વિજળીક બળ' એ નામથી એક નવું સચિત્ર માસિક બહાર પડયું છે. પરંતુ પ્રજાને માર્ગદર્શક કે મદદરૂપ થાય એવી ઉપયોગી માહિતી કે જ્ઞાન આપતાં માસિકો આપણે અહિં નથીજ એમ સખેદ સ્વીકારવું પડશે.

પ્રાચીન હિંદી ચિત્રકળાને લગતું માત્ર એકજ ત્રિમાસિક 'સુવર્ણમાળા' શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી ચલાવે છે. તે કાર્ય એટલું સુંદર અને નમુનેદાર છે કે તે જોઈ કોઈપણ ધન્યવાદ આપે અને તે માટે આપણે મગરૂરી લઈ શકીએ.

ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં ઘણાંખરાં માસિકોની આપણે ઉપર ઉપલક રીતે નોંધ કરી પણ જે સ્થિતિમાં તેમના ચાલકો એ માસિકો ચલાવી રહ્યા છે તેનો બરોબર વિચાર કરીએ તો તેમની સેવાબુદ્ધિ માટે આપણને માનજ ઉત્પન્ન થાય. એવાં થોડાંકજ માસિકો મળી આવશે કે જેનો બધો ખર્ચ બાદ જતાં કાંઇપણ નફો રહેતો હોય. ઘણાખરા માસિકો તો ચાલુ ખર્ચને માંડમાંડ પહોંચી વળે છે; જ્યારે કેટલાંક પત્રો ખોટમાં કાર્ય કરી રહ્યાં હોય છે. તેમાં તંત્રીની સેવા ઑનરરી હોય છે અને તે કેટલીએ વાર કલાર્કનું અને સિપાઈનું કામ જાતે કરી લે છે. આવા સંજોગોમાં તે સેવાકાર્યને ઉતારી પાડવું અથવા તો તેમાં દોષ જ જોયા કરવા એ તદ્દન અનુચિત છે. સૌ કોઇ પરિસ્થિતિને અનકૂળ થઈ યથાશક્તિ જે કાંઇ કાર્ય કરી રહ્યું છે તેનો આપણે બની શકે તેટલો લાભ લેવો જોઇએ.

આ પરથી મારા કહેવાનો આશય એમ સમજવાનો નથી કે આપણાં માસિકોને ચાલુ સ્થિતિમાં પડી રહેવા દેવાં; ઉલટું મારા આ લેખનો ઉદ્દેશ તો એ છે આપણાં માસિકો વધારે ઉપયોગી, વધારે સંગીન અને વધારે ફાયદાકારક કેવી રીતે થઇ શકે તેનોજ આપણે વિચાર કરતા થઇએ; તે માટે કાંઇક ઉપાય યોજીએ,

શરૂઆતમાં આપણાં માસિકોમાં જુદા જુદા વિષયો પર સામાન્ય જ્ઞાનના અને વિધવિધ પ્રકારની માહિતી આપતા લેખો, સ્થળવર્ણનો, પ્રવાસ નોંધ, જીવનવૃત્તાંત, વગેરે મુખ્યત્વે છપાતાં અને તે લેખો ઉત્સાહપૂર્વક વંચાતા પણ ખરા. એ જાતનું વાચન અત્યારે આપણા વર્ત્તમાનપત્રો:-દૈનિક અને અઠવાડિક-પૂરતી રીતે આપી રહ્યાં છે. તાજી અને મહત્વની માહિતી પૂરી પાડવા ઉપરાંત નવી થતી શોધો અને વિજ્ઞાનને લગતી તેમજ એવી બીજી જાણવા જેવી બાબતો તેઓ જલદી આપે છે. એક રીતે જનસમૂહમા જ્ઞાન પ્રચારનું અને કેળવણીનું તેઓ સુંદર કાર્ય કરી રહ્યાં છે અને તે વળી આવશ્યક અને ઉપયોગી છે.

પરંતુ પરિસ્થિતિ બદલાતાં આપણા માસિકોમાં સમયાનુસાર ઘટતા સુધારા અને ફેરફાર થાય એમ આપણે સ્વભાવિક રીતે ઇચ્છીએજ. માત્ર સામાન્ય પ્રતિના અને પરિચિત વિષયોપર, ઉપલક માહિતી અને વિવેચનના લેખો, જે કે નવા સ્વરૂપમાં અને આકર્ષક રીતે, આપણાં માસિકો પ્રસિદ્ધ કર્યા કરે, તે ઉછરતા અને નવા વાચક વર્ગનીઃ જિજ્ઞાસા તેથી તૃપ્ત થાય નહિ અને તે વધુ જ્ઞાન અને પ્રકાશ માટે તલસ્યા કરે એ નિઃસંદેહ છે.

વાસ્તે જેને ઇંગ્રેજીમાં Knowledge of information, જ્ઞાન સમૃદ્ધિ કહે છે. એવી જાતના લેખો વિશેષ પ્રમાણમાં પ્રસિદ્ધ થાય અને તેમાં કોઇ પ્રકારની વિશિષ્ટતા, નવીનતા અને ઉપયોગિતા હોય એ જરૂરનું છે એટલુંજ નહિ પણ એવા લેખો શ્રમપૂર્વક તૈયાર કરેલા, અભ્યાસના પરિણામરૂપ હોવા જોઇએ.

કેળવણીનો પ્રચાર દિનપ્રતિ દિન વધતો જાય છે; તેનું ધોરણ પણ ઉંચું થયું છે. એટલે જનતાની-સામાન્ય વાચકની રૂચિમાં ફરક પડી ગયો છે. પ્રજા વર્ગ જ્ઞાન મેળવવા સાથે કંઇક વધારે સંગીન, સંસ્કારી, લાગણી અને રસવૃત્તિને કેળવે એવી જાતના વાચન સાહિત્ય માટે વધારે ઉત્સુક બન્યો છે અને તે માટે માગણી પણ કરે છે. તેને પહોંચી વળવાને માસિકોના તંત્રીઓએ અને પ્રચાલકોએ યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ. તેમાં તેમના કાર્યનો ઉપયોગ, કિંમત અને સાર્થકતા રહેલાં છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વર્ત્તમાનપત્રો જ્ઞાન પ્રચારનું જે કાંઈ કાર્ય કરી રહ્યાં છે તે ઉપકારક છે પણ તે એટલું વ્યવસ્થિત અને ધોરણસર થયું નથી કે જે આપણા જ્ઞાનના વિકાસ અને ઉપયોગ માટે પરિપૂર્ણ કહેવાય.

વાસ્તવિક રીતે તો તે વર્ત્તમાનપત્રના ઉદ્દેશોમાં આવતું પણ નથી. તેનું મુખ્ય કાર્ય જનતાને જે તે માહિતી, તેના સત્ય સ્વરૂપમાં અને સત્વર પૂરી પાડવા સાથે, લોકમતને વ્યક્ત કરવાનું, તેને જાગ્રત કરવાનું અને કેળવવાનું છે. વળી રોજ બનતા બનાવોપર અને નવા ઉપસ્થિત થતા પ્રશ્નો પર માર્ગદર્શક કે અભિપ્રાય સૂચક એવી નોંધ કે વિવેચન લખવા માટે તેને વિચાર કરવા જેટલો વખત પણ મળતો નથી; એ સ્થિતિમાં આપણે તેની પાસે વધારે સંગીન મદદની આશા નજ રાખી શકીએ.

ચાલુ પ્રશ્નો-જેવા કે, રાજકીય, આર્થિક, ઔદ્યોગિક, સામાજિક, સાહિત્ય, ઇતિહાસ, કેળવણી અને તત્ત્વજ્ઞાન વિષયક-નો પદ્ધતિસર અભ્યાસ, પરીક્ષા, પૃથક્કરણ, સમા-

લોચના અને તુલનાનું કાર્ય, માસિકો જ સારી રીતે અને શાસ્ત્રીય રીતે કરી શકે. તે માટે તેમને એટલો અવકાશ છે અને તે તેમનો કાર્ય–પ્રદેશ પણ છે. જે કોઇ બનાવ કે વસ્તુ બની હોય તેની પાછળ કાર્ય કરતા જુદા જુદા બળોનું નિરીક્ષણ કરવાને કેટલોક સમય વિતવો જોઈએ; તેમજ કોઇ પ્રસંગ કે વિચારથી લાગણી તીવ્ર અને ઉશ્કેરાયલી હોય ત્યારે પણ તે વિષે તટસ્થ રીતે વિચાર કરવાનું અને અભિપ્રાય બાંધવાનું સુગમ થઇ ન પડે.

આ સંજોગોમાં વસ્તુસ્થિતિને પૂરી રીતે સમજવાનું, તેનું હાર્દ બતાવવાનું, તેનો ઉકેલ અને નિર્ણય કરવાનું કાર્ય એક માસિકનો લેખકજ વ્યવસ્થિત રીતે અને પદ્ધતિસર કરી શકે એ સ્પષ્ટ છે. આપણાં માસિકોએ જ, ખરૂં કહીએ તો આપણા સમાજના ને સંસ્કૃતિના સાચા પરીક્ષક, વિવેચક, ચિંતક અને ન્યાયાધિશનું ઉંચું સ્થાન લેવું જોઈએ. અને જેટલા પ્રમાણમાં તેઓ એ હેતુ પાર પાડવાને શક્તિમાન થશે તેટલા પ્રમાણમાં તેમનું કાર્ય, યશસ્વી, ફળદાયી અને અસરકારક નિવડશે. ત્યારેજ જ્ઞાનની સમૃદ્ધિ વધશે અને તેનો બહોળો વિકાસ થશે.

ઈંગ્લાંડમાં પ્રસિદ્ધ થતાં જાણીતાં માસિકો, ફોર્ટનાઈટલી રીવ્યુ, નાઇન્ટીંથ સેન્ચુરી એન્ડ ઑફ્ટર, રાઉન્ડ ટેબલ અને કવાટરલી રીવ્યુ વગેરે માસિકોમાં આવા જ્ઞાનના અને વિદ્વત્તાના લેખો ઘણાખરા આવે છે. ત્યાં સમાજજીવન અને સંસ્કૃતિને લગતા દરેક પ્રશ્નની વિધવિધ રીતે પરીક્ષા, વિવેચન અને તુલના થાય છે એટલુંજ નહિ પણ જે તે વિષયપર એક સ્વતંત્ર માસિક પણ બહાર પડતું મળી આવે છે.

તે સાથે આપણી સ્થિતિ સરખાવો! આપણા કાર્યનો વિચાર કરો. આપણે હજી બાલ્યાવસ્થામાં છીએ; ચાલતાં શીખીએ છીએ; એ દિશામાં આપણે જાપાનનું અનુકરણ કરવું જોઈએ છીએ. એવા ભગીરથ પ્રયત્ન વિના અને સતત ઉદ્યોગ અને અભ્યાસ વિના આપણી કાર્યસિદ્ધિ થવાની નથી એ ચોક્કસ છે.

પણ આટલા કાર્યથી માસિકનો હેતુ ફલીભૂત થઇ જતો નથી. તેણે તો એક આચાર્યનું સ્થાન લેવાનું છે; વ્યવહારૂં દુનિયાનું જ્ઞાન આપી અને યોગ્ય રસ્તે દોરી આપણને માર્ગદર્શક થવું એ તેનું કાર્ય છે, વળી આપણું જીવન સુખી અને ઉન્નત થાય તે માટે આપણી સમક્ષ પ્રેરણાત્મક, સુંદર ભાવના કે ઉચ્ચ આદર્શ રજુ કરતા, નૈસર્ગિક અને ચમત્કૃતિ દાખવતા નિબંધ, કાવ્ય, નાટક વગેરે લેખોને માસિકોમાં સ્થાન મળવું જોઇએ; જે આપણા આત્મિક વિકાસમાં સહાયભૂત નિવડે. એવા ઉપયુક્ત સાહિત્ય વિના આપણા જીવનમાં ઉણપજ રહ્યા કરે; આપણું જીવન નીરસ અને સત્વહીન થઇ પડે; અને આપણે આગળ વધી પણ ન શકીએ. સામાયિક સાહિત્યની મહત્તા વિશેષ અને તેની અસર ઉંડી અને જબરજસ્ત ફેરફાર કરનારી છે એમ સૌ કોઇ ત્યારેજ સ્વીકારશે.

વળી આપણાં જુદાં જુદાં માસિકો સુંદર સરિતાઓની જેમ વહી, આપણા સાહિત્ય ક્ષેત્રને સમૃદ્ધ કરે છે. આપણા લેખકો અને વિચારકો, શરૂઆતની તૈયારી માટે, તેમના વિચાર અને અભ્યાસના પરિણામને યથાયોગ્ય રૂપમાં રજુ કરવા તે માસિકોનો ઉપયોગ કરે છે અને તે યોગ્ય છે. માસિકરૂપી ભૂમિકામાં વિચારનાં બીજ વવાય છે, જેમાં આગળ

જતાં ઉત્તમ છોડ અને વૃક્ષો ખીલી ફાલી તેમાંથી સાહિત્યરૂપી ઉત્તમ પુસ્તકો ફળ પુષ્પ રૂપે આપણુને પ્રાપ્ત થાય છે; જેની સુવાસ અને મીઠાશ કંઇક જુદોજ આનંદ બક્ષે છે.

એટલે કે માસિકોનું કાર્યક્ષેત્ર આપણા જીવનની પેઠે વ્યાપક અને સર્વદેશી થવું જોઇએ. પણ આટલું જવાબદારીનું કાર્ય એક માસિકથી નજ બની શકે. તેને યોગ્ય અને પૂરતો ન્યાય આપવાને સંખ્યાબંધ માસિકો જોઇએ; બની શકે તો વિષયવાર માસિકો નિકળવાં જોઇએ; નહિ તો જે માસિકો પ્રસિદ્ધ થતાં હોય તેઓ માંહોમાંહે સ્પર્ધામાં નહિ ઉતરતાં, જે તે અમુક વિષયોને પ્રાધાન્ય આપી, પોતાનું વ્યક્તિત્વ ખીલવે, એ પણ હિતાવહ છે.

કોઇ સવાલ પૂછશે કે આવા અને આટલા બધા વિષયોને ન્યાય આપી શકે અને સારા લેખો લખી શકે એવા અભ્યાસીઓ અને વિચારકો આપણે ત્યાં છે ખરા? તેના જવાબમાં આપણે બેશક કહી શકીએ કે યુનિવરસિટિનું શિક્ષણ લીધેલો કેળવાયલો વર્ગ આપણા માસિકોમાં અને સાહિત્યમાં–તેના વ્યાપક અર્થમાં–રસ લેતો અને સક્રિય ભાગ લેતો થાય તો જરૂર આપણી ઘણીખરી અડચણો અને ખામીઓ દૂર થાય એટલુંજ નહિ પણ તે આપણા સાહિત્યને તેના જુદા જુદા અંગોમાં ખંતપૂર્વક કાર્ય કરી, ખીલવે અને સમૃદ્ધ કરે.

મુંબાઇ યુનિવરસિટિની સ્થાપના કરતી વખતે અને ઇંગ્રેજી શિક્ષણને પ્રાધાન્ય આપતી વખતે એમ માની લેવાયું હતું કે ઇંગ્રેજી કેળવણી પામેલો શિક્ષિત વર્ગ તેમના એ જ્ઞાનનો લાભ અન્યને આપશે. એ રીતે સમાજમાં જ્ઞાનનો પ્રચાર વધશે, પણ હાલ તો ઇંગ્રેજી શિખેલાઓનો ઘણોખરો વ્યવહાર ઇંગ્રેજીમાં થયે જાય છે અને રાતદિવસ તેઓ તે સાહિત્યનું સેવન કરે છે; તેમાં કંઈ ખોટું નથી પણ તેમના એ અભ્યાસનો અને જ્ઞાનનો લાભ, પ્રજાને એક વા અન્ય રીતે અવશ્ય મળવો જોઇએ, એમ સૌ કોઈ ઇચ્છે!

આપણી કૅાલેજોમાં શિખવતા અધ્યાપકોની સંખ્યા ન્હાની નથી; પણ તેમાંના બહુ થોડાજ આપણાં માસિકોમાં લેખ લખે છે અગર તો સાહિત્યનું એકાદ પુસ્તક રચે છે. તેમનાં જ્ઞાન અને શક્તિ માટે પ્રજા મગરૂરી લઇ શકે પણ તેમની પાસેથી સેવા કે લાભ મેળવવાના પ્રસંગો, તેને વિરલ જ પ્રાપ્ત થાય છે. એ દૃષ્ટિએ જોઇએ તો દક્ષિણી અધ્યાપકો મરાઠી સાહિત્યની કિમતી સેવા કરે છે, એટલુંજ નહિ પણ તેમાં કિમતી ફાળો આપે છે એ વિસરવા જેવું નથી.

આપણા ન્યાયાધિશો, વકીલો અને બારિસ્ટર પણ લક્ષમાં લે તો વિધવિધ પ્રશ્નો પર નવો પ્રકાશ પાડી શકે અને તેમની સેવા પ્રજાને માર્ગસૂચક થઈ પડે. પણ તેમની એ વિદ્વતા અને અનુભવનો લાભ આપણુને પ્રમાણમાં નહિ જેવોજ મળે છે, એમ આપણે વિના સંકોચે કહી શકીએ.

સરકારી અમલદારોની સ્થિતિ પણ એવી છે. છેલ્લી ઘડી સુધી વફાદારીભરી સેવામાં તેમનું જીવન વ્યતિત થાય છે. પણ તેમણે જે જ્ઞાન, સાધન અને અનુભવ મેળવ્યાં હોય

છે, તે તો તેમની સાથે નાશ પામે છે; એ જ્ઞાન અને તે પાછળ લીધેલો શ્રમ વ્યર્થ જાય છે. તેના મુકાબલે ઇંગ્રેજ ઑથરો જે સેવા-લાભ આપે છે તેની કદર અને નકલ આપણે કરતાં શિખવું જોઇએ.

આપણો આચાર્ય અને ઉપદેશક વર્ગ તો તદ્દન ગતિહીન, જડવત્ થઇ પડ્યો છે; તેમાં કાંઇ ચેતનજ જણાતું નથી. એ નુકશાન આપણને ઓછું અને જેવું તેવું નથી. ઇંગ્લાંડમાં ખ્રિસ્તિ પાદરીઓ ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં કેવું સંગીન કાર્ય કરે છે અને જનતામાં ધાર્મિકતાનાં બીજ ઉંડા વાવવા કેવા પ્રયત્ન કરે છે; એ ઇંગ્રેજી સાહિત્યના વાચકોને સુવિદિત છે. આપણે ત્યાં રેવ. ઇંજ-ડિન ઓફ સેંટ પૉલ્સ કે બિશપ ગોર જેવા પ્રતિભાશાળી અને સમર્થ વિવેચકો અને મીમાંસકો ક્યારે ઉદ્‌ભવશે ? આપણા ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના સાહિત્ય માટે તેઓ-પાશ્ચાત્યો જેટલો શ્રમ ઉઠાવી રહ્યા છે તેમાંનો દશાંશ પણ આપણે ત્યાં માલુમ પડતો નથી. એ સ્થિતિ ખરેખર શોચનીય છે.

આપણા આરોગ્ય અને જનસુખકારીના પ્રશ્નો વિષે ડૉકટરો ઇચ્છે તો ઘણું કહી શકે તેમજ કરી શકે. સ્વ. દી. બા. અંબાલાલભાઈ ઘણીવાર કહેતા કે ડૉકટરોનું કર્તવ્ય માત્ર દવા આપેથી પૂરૂં થતું નથી પણ પણ તે દરદ કેમ થયું અને આરોગ્ય સાચવવાને દરદીએ શું શું કરવું તેની પણ તેણે સલાહ અને સૂચના આપવી જોઇએ. વળી વૈદ્ય જટાશંકરે 'વૈદ્ય કલ્પતરૂ' અને અન્ય આરોગ્ય વિષયક પુસ્તકો રચી, જે ઉપયોગી વાચન પૂરૂં પાડ્યું છે તે સેવા વિસરાય એવી નથી. એ ધોરણે વૈદ્યો અને ડૉકટરો જનતામાં આરોગ્ય અને રોગ નિવારણ જ્ઞાનનો પ્રચાર કરવા થોડોક પણ પ્રયત્ન કરે તો કેટલો સંગીન લાભ થાય !

આપણે ત્યાંના મોટા ધંધાદારીઓ અને બેન્કરો પણ ગુજરાતી સાહિત્ય પ્રતિ દુર્લક્ષ ધરાવે છે. સર પરસોત્તમદાસ, રા. મનમોહનદાસ રામજી અને રા. જયસુખલાલ મહેતા જેવા નિષ્ણાત આગેવાનો, તેમના જ્ઞાનનો લાભ વખતોવખત ગુજરાતીમાં આપતા રહે તો વેપારી આલમને તે માહિતી-જ્ઞાન કેટલું બધું લાભદાયી નિવડે !

'આપણા પત્રકારો તો તેમના ધંધામાં એટલા બધા રોકાયલા રહે છે કે તેમને માસિકોમાં લખવાને અગર અન્ય કોઇ સાહિત્ય વિષયક પ્રવૃત્તિ ઉપાડી લેવાને પુરતો વખત હોતો નથી. છતાં તેમના અનુભવનો લાભ આપણને કોઇ રીતે મળતો રહેવો જોઇએ; જે કાયમ ઉપયોગનો થઈ પડે.

ઇંગ્લાંડની જેમ અહિં લેખકોનો સ્વતંત્ર વર્ગ ઉભો થયો નથી, જે લેખો લખી અગર પુસ્તકો રચી પોતાનો નિર્વાહ કરતો હોય; આવો વર્ગ આપણે અહિં પગભર થાય એ ઇચ્છવા યોગ્ય છે, પણ તેમને એટલો જૂજ બદલો મળે છે કે બહુ થોડાજ તે એકલી પ્રવૃત્તિપર આધાર રાખી શકે.

બાકી તો શીખાઉ અને ઉછરતા પદવીધરો, લેખકો અને કવિઓના લખાણુથી આપણા માસિકોનાં પાનાં ભરાય છે; એક રીતે તે ઇચ્છવા યોગ્ય અને અનુભવ માટે જરૂરનું છે. પણ ગુજરાતી સાહિત્યના વિકાસ અને સમૃદ્ધિ માટે આપણો કેળવાયલો વર્ગ ઉપર બતાવ્યું તેમ, લક્ષ આપે તોજ વધારે સંગીન અને કાયમ ઉપયોગનો લાભ મળે.

પરંતુ ઘણાખરાને એક મુશ્કેલી એ નડે છે કે જાત નિર્વાહ માટે તેમને કોઇ ને કોઇ પ્રકારના કાર્યમાં ચાલુ રોકાયલા રહેવું પડે છે અને તે કાર્ય પૂરૂં થયા પછી જે કેટલોક સમય ફાજલ રહે છે તે બહુધા વાર્તાવિનોદ અને આરામમાં પસાર થાય છે.

છતાં આપણા માસિકોમાં, લેખ બદલ યથાશક્તિ સહેજસાજ બદલો આપવાનું, આર્થિક સહાયતાનું ધોરણ સ્વીકારવામાં આવે તો મારૂં માનવું છે કે અત્યારની ચાલુ સ્થિતિમાં કેટલોક સુધારો માલુમ પડે. એ નિમિત્ત આપણે ત્યાં નવો લેખકવર્ગ ઉભો થાય.

પણ આપણે આગળ જોઇ ગયા કે આપણા માસિકોની નાણાં સ્થિતિ તદ્દન તંગ હોય છે; તેઓ ચાલુ ખર્ચને પહોંચી વળતા નથી તો પછી લેખકોને બદલો આપવાનું તેમને કેમ પરવડે ?

ખચિત એ બહુ વિકટ અને મુશ્કેલ પ્રશ્ન છે; પણ તેનો ઉકેલ સેન્ટ્રલ લાઇબ્રેરી જેવી સંસ્થા અને આપણે અહિંની ઘણીખરી લાઇબ્રેરીઓ આપણા માસિકોની મોટી સંખ્યામાં ખરીદી કરી ઉદાર આશ્રય આપે, તેમજ આપણો શ્રીમંત વર્ગ કેટલોક સમય, એવા સાહસોને નાણાંની સહાયતા આપે તોજ લેખક વર્ગને માસિકના ચાલકો તરફથી નાણાંની સહાયતા આપવાનું બની શકે. કેમકે આપણા માસિકોનો પ્રચાર એટલો ઓછો છે કે તેને સારી રીતે ચલાવતાં ભાગ્યેજ નફો રહે. વળી તે માટે જાહેર ખબર આપનારી કંપનીઓ પણ સારી મદદ આપી શકે; અને આપણા શિક્ષિત વર્ગે પણ આ કાર્યને યોગ્ય ઉત્તેજન આપવું જોઇએ છીએ. તો કંઇક મુશ્કેલી ઓછી થાય. છતાં તે એક સાહસ જ રહેવાનું; અને એવા ખર્ચાળ સાહસ માટે સામાન્ય વ્યક્તિનું ગજું પણ નહિ.

આપણે ત્યાં જ્ઞાનનું કાર્ય પવિત્ર લેખાયું છે. સર જગદીશ ચંદ્ર બોઝ જેવા મહાન પુરૂષે પોતાની મોટી શોધો માટે, લાખો રૂપિયા મળવાની ખાત્રી છતાં, પેટંટ મેળવવાની ઇચ્છા કે પરવા રાખી નથી. આપણે, પશ્ચિમની જેમ તદ્દન જડવાદી-પૈસાના પૂજક નહિ બની જઇએ. આપણે ઇચ્છીશું કે સૌ કોઇ, તેની શક્તિ અને પ્રતિભા પ્રમાણે તેના જ્ઞાનનો, વિદ્વત્તાનો અને અનુભવનો લાભ જનતાને, માત્ર કર્ત્તવ્ય અને સેવાબુદ્ધિથી આપણાં માસિકો દ્વારા અને સાહિત્ય દ્વારા આપશે. એજ આપણા કલ્યાણનો માર્ગ છે.*

તા. ૨૫-૧૦-૧૯૨૪. **હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.**

---

* ૧ લી ગુજરાતી પત્રકાર પરિષદ્‌માં રજુ થયેલો.

# કોમી પત્રો.

---

હિંદુસ્તાનમાં કોઇ પણ પશ્નનો વિચાર કરતી વખતે કોમ અને જ્ઞાતિઓને અવગણી શકાય તેમ નથી.

ગુજરાત અને ગુજરાતીઓમાં મૂખ્ય કોમો, હિંદુ, પારસી, મુસલમાન, અને દેશી ખ્રિસ્તિ છે. આમાંથી ખાસ કોમી પત્રો તો હિંદુઓમાંજ છે, એમ કહીએ તો ચાલે.

જ્ઞાતિ સંસ્થા તે હિંદુઓની એક ખાસ સંસ્થા છે. અને ગુજરાતી હિંદુઓમાં તો જ્ઞાતિઓ ઘણીજ છે. કદાચ હિંદના બીજા કોઇ ભાગમાં ગુજરાત જેટલી જ્ઞાતિઓ હશે નહિ. આ કારણથી ગુજરાતમાં તો જ્ઞાતિઓ અને તેમની પ્રવૃત્તિઓ સંબંધી ખાસ વિચાર થવાજ જોઇયે.

કેળવણીનો પ્રચાર થતો ગયો, તેમ તેમ, કેળવાયલા સજ્જનોએ જ્ઞાતિઓ સંબંધી તેમજ જ્ઞાતિઓને સુધારવા સંબંધી વિચાર કર્યા. થોડા એક ગુજરાતીઓએ જ્ઞાતિને અવગણી. પરંતુ મોટે ભાગે તો પ્રખર સુધારકો પણ જ્ઞાતિઓમાંજ રહ્યા છે. હાલની જ્ઞાતિ વ્યવસ્થા સમાજને નુકશાનકારક છે એવા સિદ્ધાંતો તો ચારે તરફથી પ્રતિપાદન થાય છે. પરંતુ હજી આ પ્રશ્નનો નિવેડો આવ્યો નથી. સંસાર સુધારા પરિષદમાં છેક શરૂઆતથી જ્ઞાતિઓના પ્રશ્નને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. પરંતુ જુના હેવાલો જોતાં જણાય છે કે તે વખતના સુધારકોને પણ એમ લાગેલું કે જ્ઞાતિઓ મારફતે સમાજ સુધારો થઈ શકે. અને શરૂઆતની પરિષદોમાં જ્ઞાતિ પ્રગતિના હેવાલો મંગાવવામાં આવતા હતા.

જુદી જુદી જ્ઞાતિઓમાં સમાજસુધારાની હીલચાલો થઈ છે, અને થાય છે, એ તો કોઇથીએ ના કહી શકાય તેમ નથી. આ હીલચાલોનું પ્રતિબિંબ જ્ઞાતિ પત્રો,–જ્ઞાતિમંડળો અને જ્ઞાતિ પરિષદોમાં જોવામાં આવે છે.

પરંતુ હાલની જ્ઞાતિ વ્યવસ્થા સમાજને હિતકર નથી, અને હાલની જ્ઞાતિઓનો અંત આણવો જોઇયે, એવો મત જે વખતે કેળવાયલા સમાજના મોટા ભાગનો છે, તે વખતે આ જ્ઞાતિઓની હીલચાલો, અને કોમી પત્રો, ઇષ્ટ છે કે કેમ? તે પ્રશ્ન કેટલાંએકનાં મનમાં આવતોજ હશે અને તે વિચારવા યોગ્ય પણ છેજ.

અત્યારે જ્ઞાતિઓના વિભાગો જે રીતે પડેલા છે, તેનો તો બચાવ કોઇ જ કરી શકે તેમ નથી. ચાર વર્ણનો કાંઈ પડછાયો પણ રહ્યો નથી. ભાણાવ્યવહાર તેમજ કન્યા વ્યવહારના ક્ષેત્રો મનસ્વી અને સંકુચિત થઇ ગયાં છે. જ્ઞાતિઓની અંદર હજી પણ મોટે ભાગે કહેવાતા કુળવાનોનું ચલણ છે, અને કેળવાયેલા પુરૂષોમાં પણ કુળનો મોહ જોવામાં આવે છે. આ જ્ઞાતિ વિભાગોને ગાલ દીધા શીવાય અથવાતો ચાર વર્ણોનાજ વિભાગો ધ્યાનમાં રાખી, પેટાજ્ઞાતિઓ દૂર થવી જોઇયે, એવા ડાહ્યા ડાહ્યા ફક્ત ઠરાવોજ કર્યા

શીવાય કોઈ પણ જાતનું વ્યવહારૂ પગલાં આ પ્રશ્ન પરત્વે લેવાયા જાણવામાં નથી. આવે વખતે જ્ઞાતિ પત્રોની હીલચાલને ટેકો આપવો જોઇએ ખરો કે?

સુધારાની હીલચાલોમાં જ્ઞાતિ સંસ્થાનો લાભ લેવામાં હું તો કાંઇ હરકત જોતો નથી. જ્ઞાતિના કુંડાળા તે અત્યારે સ્વાભાવિક ગણાતાં સમાજ વિભાગ છે. જ્ઞાતિના જ્ઞાતિજનોમાં ઘણી ચીજો સામાન્ય હોય છે. તેમની કુળદેવી, જ્ઞાતિની વાડી, વાસણો, યા કાંઇ કાંઇ મિલકતો હોય છે. દરેક જ્ઞાતિજનો ઉપર જ્ઞાતિનું સાજનું અથવા પંચ કાંઇ કાંઈ હકુમત ભોગવે છે. જ્ઞાતિનો ગોર હોય છે અને પંચના ઠરાવો આદિની જાણ તેની મારફતે જ્ઞાતિજનોમાં પ્રસરતી હોય છે. આ રીતે એક સામાન્ય મંડળ છે, તેનો લાભ શા માટે સારા કામમાં ન લેવો?

અલબત્ત, દરેક વિચારક કબુલ કરશે કે અત્યારે એકે એક જ્ઞાતિ કુંડાળું વિશાળ થવાની અગત્ય તો છેજ. ત્યારે કેટલીએક બિનતકરારી બાબતોમાં જ્ઞાતિનો લાભ લેવા જતાં આ કુંડાળું સખ્ત નહિ થઈ જાય? આ શંકા ગેરવ્યાજબી નથી. પરંતુ ખરી વસ્તુસ્થિતિનો વિચાર કરો. લગભગ નવાણું ટકા સુધારકો અત્યારે એક યા બીજી જ્ઞાતિમાં છે જ. જ્ઞાતિ બંધારણની વિરૂદ્ધ વર્તન કરવાના છુટાછવાયા દાખલા બને છે. પણ એકંદર તો આ સમાજ સુધારકો જ્ઞાતિમાં હોય છે. તેઓ જ્ઞાતિની હીલચાલોમાં ભાગ લેતાં અચકાય છે. તેમાં ભાગ લેવામાં કદાચ સિદ્ધાંત ભંગનો દોષ પણ તેઓ જોતાં હશે. છતાંયે તેઓ–તેમનાં કુટુંબો–જ્ઞાતિમાંજ હોય છે. તેઓ પંચમાં ભાગ નથી લેતાં તો કાંઈ પંચ ભરાતું અટકતું નથી. વળી તેમનાં છોકરા છોકરીઓ પરણાવતી વખતે તેઓ જ્ઞાતિમાંજ નજર ફેરવે છે અને અણીનાં પ્રસંગે તો ઘણાએ સુધારકો જ્ઞાતિને નમતું આપી દેતાં જોવામાં આવે છે. આ રીતે વ્યક્તિગત તટસ્થતા રાખવામાં તેઓ જ્ઞાતિનાં બંધનો ઢીલાં કરવામાં શું ફાળો આપે છે તે સમજવું મુશ્કેલ છે.

આવી તટસ્થતા જાળવવા કરતાં જો તેઓ જ્ઞાતિની હીલચાલોમાં–પંચમાં–સંરક્ષક મતનું પ્રાબલ્ય હોય, તો પણ જો જ્ઞાતિના ઠરેલ સુધારકો, કેવળ કોલેજના છોકરાઓ નહિ, પણ મધ્યમ વયના, જોખમદાર, પ્રગતિ પૂજકો જો આ પંચમાં ભાગ લે તો ઘણીયે બાબતોમાં જ્ઞાતિમાં સુવિચારો ફેલાવવામાં સફળ થાય. તટસ્થતા જાળવવામાં તેમને જોખમ નથી કે મહેનત નથી. જ્ઞાતિની હીલચાલોમાં ભાગ લેવામાં–સિદ્ધાંતોનો ભોગ આપ્યા વિના ભાગ લેવામાં તો ખરેખરી મહેનત છે. શત્રુઓ પણ ઉભા કરવાનો સંભવ છે. પરંતુ તેથી ડરી નહિ જતાં સુધારકોએ જ્ઞાતિમાત્રનો બહિષ્કાર, સિદ્ધાંત ખાતર કર્યો છે, અને પ્રત્યક્ષ કે પરોક્ષ કોઇ પણ રીતે જ્ઞાતિ સાથે સંબંધ ધરાવતા નથી તેઓને તો આપણાથી આ વિષયમાં કાંઇ કહી શકાય નહિ.

જ્ઞાતિ પત્રો અને જ્ઞાતિમંડળો જે હાલમાં બહુભાગે અસ્તિત્ત્વમાં આવ્યા છે તે પણ આ હેતુથીજ કાર્ય કરે છે. આ સંબંધમાં બે બનાવો મને યાદ આવે છે. તે પણ વિચારવા જેવા છે. સુરતમાં સાહિત્ય પરિષદ્ મળી હતી, તે પ્રસંગે "જ્ઞાતિ પત્ર તંત્રી પરિષદ" પણ મળી હતી. આ કાંઇ મોટી પરિષદ્ નહોતી. જ્ઞાતિપત્રોના તંત્રીઓ વિચારની આપ લે કરવા મળ્યા હતા. અને તે પ્રસંગે પ્રૉ. બ. ક. ઠાકોર, જેઓ બ્રહ્મક્ષત્રિય ત્રિમા-

સિદ્ધમાં બહુ રસભર્યો ભાગ એક સમયે લેતા હતા, તેમણે પ્રમુખ તરીકે વિદ્વત્તાપૂર્ણ લેખ વાંચ્યો હતો. તેમણે જ્ઞાતિપત્રો મારફતે જ્ઞાતિઓના ઇતિહાસની તપાસ કરવાની સૂચના કરી હતી. જ્ઞાતિઓના જુના કુટુંબોની વંશાવળીઓનું સંશોધન કરીને, તથા તેના મૂળ પુરૂષો કયે સમયે અને કયા પ્રાંતમાંથી આવ્યા હતા તેની તપાસ કરીને જો હકીકતો જાહેર મૂકવામાં આવે, તો ગુજરાતના ઇતિહાસ ઉપર પણ પ્રકાશ પડે એમ તેમનું કહેવું હતું.

આ નાનકડી પરિષદને પરિણામે "જ્ઞાતિપત્ર વાર્ષિક" એ નામના એક વાર્ષિકનો જન્મ થયો હતો. જુદી જુદી નાતો વચ્ચે સહકાર વધે એવી કેટલાએક જ્ઞાતિપત્ર તંત્રીઓની તિવ્ર ઇચ્છા હતી. તેથી દર વર્ષે એક સામાન્ય અંક પ્રસિદ્ધ કરીને જ્ઞાતિપત્રોના વધારા રૂપે આપવો એવી યોજના કરી હતી. આ યોજનાને તે વખતના "ભાર્ગવ ત્રૈમાસિક" ના તંત્રી અને હાલ 'ગુજરાત" ના તંત્રી રા. કનૈયાલાલ મુનશીનો સંપૂર્ણ ટેકો હતો. પરિણામે રા. કનૈયાલાલ તથા આ લેખના સહતંત્રીપણા નીચે 'જ્ઞાતિ પત્ર વાર્ષિક' પ્રસિદ્ધ થયું. આ વાર્ષિકની પાંચ હઝાર નકલો નિકળી હતી અને તે દસેક નાતોમાં આપવામાં આવ્યું હતું. આ પ્રવૃત્તિ ફક્ત બે વર્ષજ ચાલી હતી. પછી તો લઢાઇને લીધે કાગળના ભાવ બહુજ વધી ગયા એટલે તે પ્રવૃત્તિ બંધ પડી. મારૂં તો માનવું છે કે આ પ્રવૃત્તિ બહુજ ઇષ્ટ હતી અને તેનો પુનરૂદ્ધાર થવાની જરૂર છે. આવા વાર્ષિકમાં જ્ઞાતિઓના સામાન્ય પ્રશ્નો ચર્ચાય. કોમી પત્રોથી જે એકલસુરાપણું દાખલ થવાનો સંભવ હોય, તે પણ દૂર થાય. અને જ્ઞાતિઓની અંદરથી સમાજસુધારાની હીલચાલો થઈ શકે તેમ હોય તેની ચર્ચા પણ થઈ શકે. આશા છે કે પત્રકાર પરિષદમાં પધારેલા જ્ઞાતિપત્ર તંત્રીઓ આ બાબતનો વિચાર કરશે.

આ અરસામાંજ એક બીજી પણ પ્રવૃત્તિ થઇ હતી. અમદાવાદમાં જ્ઞાતિમંડળ પરિષદની યોજના થઇ હતી. તે માટે જુદી જુદી નાતોનાં મંડળો ઉપર જ્ઞાતિની સામાન્ય માહિતી જાણવા માટે પ્રશ્નાવળીઓ મોકલી હતી. તેના ઉત્તરોમાંથી બહુ જાણવા જેવું અને વિચારવા જેવું મળ્યું હતું. પરિષદ્‌ના પ્રમુખ તરીકે સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનું ભાષણ પણ બહુજ મનનીય હતું. તેમજ પરિષદ્‌માં મહાત્મા ગાંધીજીએ પણ એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. આ પરિષદ્ વિષે લેખ તથા તેની પ્રશ્નાવળીના ઉત્તરોની તારવણી "જ્ઞાતિપત્ર વાર્ષિક"ના બીજા અંકમાં પ્રસિદ્ધ થઇ હતી.આ પરિષદ્‌નો હેતુ પણ જ્ઞાતિઓ વચ્ચે સહકાર સાધવાનો તથા જ્ઞાતિઓ મારફતે બની શકતા સુધારાઓ અમલમાં મૂકવાનો હતો. તેમાં ચાર વર્ણોની હિમાયત કરીને, તરતના સુધારા તરીકે પેટા નાતો દૂર કરી લગ્ન અને ભોજન વ્યવહારના કુંડાળાં મોટાં કરવાનો એક મુખ્ય ઠરાવ થયો હતો.

જેઓએ જ્ઞાતિનો સદંતર બહિષ્કાર આચરણમાં મૂક્યો નથી, તેઓ પોતાની માન્યતાઓ જ્ઞાતિના અસ્તિત્વની વિરૂદ્ધ હોય તોપણ, જ્ઞાતિની હિલચાલોમાં ભાગ લે તેમાં કાંઈ ખોટું નથી; એટલુંજ નહિ પણ તેમણે આવો ભાગ લેવો તે ઇષ્ટ છે, એતો આપણે જોયું. અત્યારે આશરે ત્રીસેક જ્ઞાતિપત્રો નિકળે છે. એકંદરે આ બધાનું તંત્ર યોગ્ય

હાથોમાં છે. અને દરેકે દરેક જ્ઞાતિપત્ર જોતાં, તેઓ સુધારાના યોગ્ય માર્ગનો નિર્દેશ કરે છે એમ તો આપણુને લાગેજ છે પરંતુ લગભગ દરેક પત્રમાં ફરિયાદ જોવામાં આવે છે કે જ્ઞાતિ તરફથી પત્રને જોઇએ તેટલો ટેકો નથી. યોગ્ય દિશામાં કામ કરતાં હોય તેવાં પત્રોને જ્ઞાતિજનોએ ટેકો આપવોજ જોઇએ. અમુક કોમના પત્રો મારફતે તો આપણે બહુ સારા કામની આશા રાખી શકીએ.

કેટલીએક કામો તો ઘણી મોટી છે અને તેમાં પ્રસરેલા કોમી પત્રોદ્વારા તો સમાજ સુધારાનું ઘણું કામ થઇ શકે, તેવી આશા રાખી શકાય. દાખલા તરીકે "પટેલબંધુ" પત્ર છે. આ પત્ર પાટીદાર જેવી મોટી કોમમાં વંચાયાથી ઘણી બાબતોમાં ઉકેલ કરવામાં મદદરૂપ થઇ પડે તેમ છે.

કોઈ એમ પ્રશ્ન કરે કે જો સામાન્ય પત્રોનો ફેલાવો વિશેષ પ્રકારે થાય તો કોમી પત્રોની જરૂર ના રહે. અને કોમી પત્રોથી જે કોમી તત્ત્વ મજબુતી પકડવાનો ભય રહે છે તે દૂર થાય. પરંતુ આ સૂચના યોગ્ય નથી. અસંબદ્ધ કોમી તત્ત્વ અથવા કોમનું ખોટું અભિમાન તો કદી પણ વધવા દેવું જોઇએ નહિ. અને દરેક કોમી પત્રના તંત્રીએ આ વિષયમાં બહુ સાવચેત રહેવાની જરૂર છે. પણ આટલી સાવચેતી લીધા બાદ કોમી પત્રોની એક રીતે ખાસ અગત્ય છે. આપણા કોમી પત્રોમાં "નાગરનેત્રમણિ"થી માંડીને "કોળી સુબોધ" સુધીનાં પત્રો છે. આ દરેક કોમોમાં જુદા જુદા પ્રશ્નો ઉકેલવાના છે અને સામાન્ય પત્રો તે કાર્ય કરી ન શકે. કોળી લોકોમાં જે સુધારા કરવાના હોય તે સંબંધી લેખો સામાન્ય પત્રોમાં આવે તો, તેમની મશ્કરી થાય. જે જ્ઞાતિમાં સોળ વર્ષ કરતાં નાની કન્યાનું લગ્ન ભાગ્યેજ થતું હોય, તેમના પ્રશ્નો, કડવા કણબીની નાત જેમાં દેવી બોલતાં એક સપાટે ત્રણ, ચાર, અને પાંચ વર્ષની વયની બાળાઓ પણ પરણી જાય છે, તેમના પ્રશ્નો કરતાં ઘણાંજ જુદા હોય તે સમજી શકાશે. સામાન્ય પત્રોમાં વર્ણાંતર લગ્નના ખરડાની ચર્ચા ચાલતી હોય, ત્યારે પાટીદાર કોમમાં જાન બે દિવસ રાખવી જોઇએ કે એક દિવસ, તે પ્રશ્ન ચર્ચાતો હોય છે. ટુંકામાં કોમી પત્રો પોતપોતાની સ્થિતિનો વિચાર કરીને, પોતાની કોમને એક ડગલું આગળ લઇ જવાનો પ્રયત્ન કરે અને તેટલે દરજ્જે તેમનું અસ્તિત્વ હિતકર છે.

જ્ઞાતિના સ્ત્રી પુરૂષો અને મોટેરાંઓ પણ કોમી પત્ર જે રસથી વાંચે છે, તે રસથી સામાન્ય પત્રો વાંચતા નથી. વળી પત્રોથી જ્ઞાતિના યુવક યુવતીમાં સાહિત્યનો શોખ પણ ઉત્પન્ન થઇ શકે છે. અને તેમની લેખન–વૃત્તિને પણ ઉત્તેજન મળે છે

વળી જ્ઞાતિપત્રો જ્ઞાતિમાં જૂના લેખો–અક્ષિસનામાં–વગેરે હોય તે પ્રસિદ્ધિમાં આણીને, તેમજ જુનાં કુટુંબોની વંશાવળીઓ છાપીને, તથા તેમાં શોધખોળ કરીને, આ સર્વ હકીકતથી સમાજના ઈતિહાસ ઉપર પ્રકાશ નાંખી શકે. તે ઉપરાંત પોતપોતાની જ્ઞાતિના જીવન પ્રશ્નો ચર્ચીને તથા સમયે સમયે વસ્તિપત્રકો કરીને, જ્ઞાતિ આગળ વધે છે કે નહિ તે તપાસી શકે. જ્ઞાતિપત્રના તંત્રીઓએ એકજ મૂખ્ય વાત ધ્યાનમાં રાખવાની છે, અને તે એકે કોમની અંદર તેમજ જુદી જુદી કોમો વચ્ચે વિખવાદ વધે તેવું કાંઇ કાર્ય કરવા પહેલા બહુજ સાવધાન રહેવું. પોતાના હાલના વિભાગોની આસપાસ લોખંડી

દિવાલો ના ચણાઇ જાય તે પણ તેમણે જોતાં રહેવાનું છે. પોતાની જ્ઞાતિમાં એકલપેટાપણું આવવા દેવું નહિ તેમજ ખોટાં કોમી અભિમાનને ઉત્તેજન આપવું નહિ.

જ્ઞાતિપત્રના તંત્રીઓ! તમારી જવાબદારી મોટી છે. જે અજ્ઞાત બળો સમાજના હીર રૂપ છે, તેમને દોરવાનું તમારે હાથ આવેલું છે. ગુર્જર સમાજ જ્ઞાતિઓમાં વહેંચાયલો છે. આ જ્ઞાતિઓને, એક હારોળમાં આણી સમાજની એકતા સાધવાનું મહાભારત કાર્ય તમારે માથે પડેલું છે. આ જવાબદારી પૂરેપૂરી સમજજો. જેમ જ્ઞાતિ વધારે પાછળ તેમ તમારે કરવાની મહેનત એવડી છે. પછાત જ્ઞાતિઓની રાહ જોઇને કાંઇ મોખરાની જ્ઞાતિઓ પોતાની પ્રગતિ અટકાવશે નહિ. તે પ્રગતિને પકડી પાડવાનું કામ, પછાત કોમના પત્રોના તંત્રીઓની શિર છે. તમે સૌ અગ્નિ સાથે રમત કરો છો. જ્ઞાતિ પ્રવાહો ભેગા કરીને સમાજનો મોટો સાગર આપણે નિપજાવવો છે. આ પ્રવાહોને શુદ્ધ અને વિશાળ કરવાનું કાર્ય તમારૂં છે. તે કાર્ય ભૂલીને–અંગત દોષોમાં તણાઇને તમારા પ્રવાહો અશુદ્ધ થવા દેશો નહિ. અથવા તો ક્ષણિક ઉત્સાહના આવેશમાં, ઉન્માદને વશ થઇ, પ્રવાહને બંધમાં બાંધી દેશો નહિ. દેશ અને સમાજની પ્રગતિના ધ્યેય હંમેશાં તમારી દૃષ્ટિ સમક્ષ રાખજો. આ ધ્યેયને ખંડિત થવા દેશો નહિ. સાચો જ્ઞાતિસેવક તો સાચો સમાજ સેવક રહેશેજ. પણ જો મન સંકુચિત થવા દેશો, તો તમે સમાજ દ્રોહી થશો. માટે સતત્ સાવધાન રહેજો.

કેશવપ્રસાદ દેસાઇ.



# પત્રકારના ધંધાની જવાબદારીઓ અને ફરજો.

(પત્રો બે ઉદ્દેશથી પ્રકટ કરવામાં આવે છે. ૧. ધંધા તરીકે, કમાણી કરવા; ૨. ખાસ ઉદ્દેશથી. બીજો મુદ્દો વળી બે પેટા વિભાગમાં વ્હેંચી શકાય; ૧. સામાન્ય જન સમાજને સુધારવા, અમુક દિશા—સાહિત્યનું કોઇ ખાસ અંગ, ધર્મ વગેરે તરફ પ્રગતિ કરવા; ૨. ખાસ કોમી પત્રો, માત્ર કોમનેજ સુધારવા; ઉદ્ધારવાના લક્ષ્યબિન્દુથી.)

માત્ર ધંધા તરીકેજ પ્રકટ થતાં પત્રો સિવાયનાં બીજાં બધાં પત્રોના ઉદ્દેશ અભિનંદનીય અને અભિવંદનીય હોય છે, પરંતુ એક શરત, કે તેઓ વિનયનું ઉલ્લંઘન કર્યા વિના પ્રતિ પક્ષને મ્હાત કરવા પ્રયત્ન કરે તોજ. શોચનીય છે કે કેટલાક પત્રો ચર્ચામાં મર્યાદા વિસારી સમાજમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે, અને પરિણામે આત્મઘાત રૂપે પોતાનોજ ઉદ્દેશ વિફળ કરે છે.

અન્ય ધંધાઓમાં જેમ ધંધાના શિક્ષણની જરૂર છે, તેમ આ ધંધામાં પણ છે. તેમ છતાં આ બાબતની આવશ્યકતા સામાન્યતઃ પત્રકારો સ્વીકારતા લાગતા નથી: વિશેષતઃ ધંધા અર્થે નીકળતાં પત્રો—ખાસ કરીને વર્તમાનપત્રો તો આ વિશે તદ્દન અવગણના કરે છે.

કદાચ એમ પણ હોય કે પત્રકારના ધંધા કાજે આપણી વિદ્યાલયોમાં વ્યવસ્થિત શિક્ષણ તો શું, પણ ઉલ્લેખ સરખો યે થતો નથી! વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં યે આ વિષયને સ્થાન મળ્યું હોય એમ જાણવામાં નથી.

અર્થાત્—પત્રકારનો ધંધો ધંધા તરીકે—સામાન્ય રીતે આપણા દેશમાં સ્વીકારાગો નથી. અન્ય પ્રવૃત્તિઓમાંથી મળતા અવકાશમાં પત્રના તંત્રી યા લેખકનું કામ થાય છે; તેને પરિણામે આશાજનક માસિકો અનિયમિત થઇ ઘણી વાર મૃત્યુ પામે છે; વા પ્રકટ થતા લેખોનું વસ્તુ ઉતરતી પંક્તિનું બની જઈ, સમાજનો મોહ ગુમાવી, આર્થિક સ્થિતિ નબળી પડતાં, એ પ્રસારના ક્ષયને લીધે, મૃતપ્રાય જીવન ગાળી, બીજા પત્ર સાથે ભળી જાય છે, અથવા મૃત્યુ શરણ થાય છે. કદાપિ, ઉત્સાહી તંત્રી પોતાની જાત મિલ્કત ગુમાવી, પોતે જ પાયમાલ થતા હશે. કંઇ નહિં તો પત્રોના જીવનની નિરાશા પત્રકારોને નિરૂત્સાહી કરી, તેમના પોતાના જીવનમાં નિરાશા પ્રસરાવી, તેમનું જીવન પણ નિરાશાવાદી બનાવતી હોય. વ્યક્તિગત્ તંત્રીઓનાં અનેક પત્રોને સ્થાને, તે પત્રોના તંત્રીઓ—લેખકો મળી 'સાહિત્ય સંસદ' માફક સંસ્થાઓ સ્થાપી પત્રો ચલાવે તો ઉપર કહેલી ઘણી અગવડો દૂર થઈ જાય.

પત્રોમાં અનેક જાહેર ખબરો પ્રકટ થાય છે; પત્રકારોની કમાણી અર્થે આ કોલમો ભરાય છે. પરંતુ તે જાહેર ખબરોની સત્યાસત્યતા માટે પત્રો પ્રમાણપત્ર આપતાં નથી. તેમ છતાં વાચકો તે પર મોંઘી વસ્તુઓ મંગાવે છે, અને ઠગાય છે. દવાઓ બાબતની કેટલીક જાહેરખબરો બીભત્સની મર્યાદા સુધી પહોંચી જાય છે.

પત્રકારો વિશેષ કમાણી અર્થે આવી જાહેરખબરો ઘણી વખત પત્રના રસમય લેખમાં વચ્ચે જ ગોઠવી દે છે. રસની ક્ષતિ થવા ઉપરાંત આવી જાહેરખબરોને એક પ્રકારનું સ્થાયી જીવન મળી જાય છે. માસિકોને વર્ષ આખરે પુસ્તક રૂપે બંધાવતાં આવી જાહેરખબરોને કહાડી શકતા નથી.

આજકાલ દરેક પત્રમાં—વર્તમાન પત્રોમાં યે ચાલુ વાર્તા આપવાનો પ્રચાર પડી ગયો છે; અને તે યે એક વર્ષમાં જ પૂરી ન થતાં અનિયમિત રીતે બીજા, ત્રીજા વર્ષ સુધી લંબાઇ મનસ્વી રીતે પૂરી થઇ, તેને સ્થાને બીજી શરૂ થઇ જાય છે. પરિણામે, નવા ગ્રાહકોને નિપજતી અગવડ વર્ણવા કરતાં વધારે સારી રીતે કલ્પી શકાય તેમ છે. વાર્તા એકજ વર્ષમાં સંપૂર્ણ થઇ શકે, અથવા નવી વાર્તા નવા વર્ષના આરંભથી શરૂ થાય તેવી યોજના થાય તે ઇચ્છવાયોગ્ય છે.

ચાલુ વાર્તા ઉપરાંત, ખાસ કરીને માસિ ામાં, અનેક વાર્તાઓ આવે છે. માસિકના ઉદ્દેશ સાથે આ વાર્તાઓને સંબંધ હોનો જણાતો નથી. વાર્તાઓ, એથી સારા લખાણને અભાવે, અપાય છે. તેથી સમાજની ક્ષુલ્લક રસવૃત્તિ પોષવા ઉપરાંત બીજો કંઇ અર્થ સરતો નથી, કદાચ સમાજને નફા કરતાં નુકશાન વધારે થતું હોય એ સંભવે છે.

કેટલાંક માસિકોમાં માત્ર પ્રતિષ્ઠિત લેખકોનેજ સ્થાન મળે છે. બેશક, એ તો ઇચ્છવા યોગ્ય છે, પરંતુ પ્રતિષ્ઠિત લેખક હમેશાંજ પ્રતિષ્ઠિત લેખ લખી શકે એ બનતું નથી, પ્રત્યેક ઋતુ પોતાનો ભાવ ભજવે છે, તે ન્યાયે સાક્ષરના જીવનમાંયે સાહિત્યની વસંત ચિરસ્થાયી હોતી નથી. મનુષ્ય જીવનમાં યે બને છે. તેથી પત્રકારોએ માત્ર નામનો મોહ ત્યાગી વસ્તુ વિચારવાની જરૂર છે; અને એ કશોટીમાં નવીન, યુવાન લેખકો આવી શક્તા હોય તો તેમને સ્થાન અપાય એ આવકારદાયક છે. બલ્કે, ઉત્તેજન અર્થે, વયોવૃદ્ધ વા નામાંક્તિ સાક્ષરો કરતાં ઉછરતા લેખકોનાં જરા ઉતરતી પંક્તિનાં લખાણોને સ્થાન અપાય તો કંઇ ખોટું નથી. કારણ, આજના યુવાનો આવતી કાલના નાગરિકો છે.

કેટલાક પત્રકારો લેખકોને તોછડા જવાબ આપી પોતાના અધિકારનું પ્રદર્શન કરે છે. તેમણે જરા તે લેખકો સાથે પોતાની સ્થિતિની અદલાબદલી કરી, પછી પોતાની લાગણીઓનો વિચાર કરી જોવાની આવશ્યકતા છે.

આપણા પત્રકારો સાધારણ રીતે છેક જ વેપારી વૃત્તિ સ્વીકારી લે છે. લેખનો સ્વીકાર કરવા, જવાબ માટે, લેખક પાસે અગાઉથી પોસ્ટેજ માગે છે. પત્રકારો લેખકના લેખની કીમત પોસ્ટેજના અડધા આના જેટલી પણ આંકતા નહિં હોય ! અથવા, પત્રકાર બનતાં ગૃહસ્થ મટી જતા હશે !!

સારા લેખો જોઇતા હોય તો પૈસા પણ ખર્ચવા પડે. પાશ્ચાત્ય દેશોમાં, અને એ પદ્ધતિએ આપણા દેશમાં ચાલતા થોડાં અંગ્રેજી માસિકોમાં, એ પ્રથા ચાલે છે. અલબત્ત તે માટે પત્રની આર્થિક સ્થિતિ સારી હોવી જોઇએ. પરંતુ, આ તો પરસ્પર છે. સારા લેખ પ્રકટ થાય તો તરત નહિં તો થોડા વખતમાં સ્થિતિ સુધરી જાય. દરેક ધંધામાં મૂડી તો રોકવી જ પડે છે. નફો થશે તેમ વેપાર વધારીશું એ ન્યાયે વેપાર વધતો નથી.

આપણા ઊછરતા લેખકોને આ તરફ આકર્ષી, તેમને જીવનભરનો શોખ લગાડવા, આ રિવાજ દાખલ થવાની જરૂર છે. કેળવણી ખાતામાં તાજા દાખલા થયેલા ગ્રેજ્યુએટો ટ્યુશનની કડાકુટમાં કૉલેજના ઉચ્ચ આદર્શો વિસારી દે છે તેમને, અથવા તાજા પાસ થયેલા વકીલોને, તેમનાં લખાણોનું પારિતોષિક આપી, તેમને સાહિત્યમાં ખેંચી, સાહિત્યની અભિવૃદ્ધિ કરવામાં સહાયરૂપ બનાવવા માટે આ વ્યવહારિક અને અકસીર ઈલાજ છે.

માસિકો આજકાલ સચિત્ર બની ગયાં છે. એને લીધે સમાજની કળા વૃત્તિ પોષાતી હશે, પરંતુ એજ કારણથી માસિકો મોંઘાં થવાથી, વાચન સામાન્ય જન સમુહમાં પ્રસરતું અટકે છે. તેથી માસિકો બે પ્રકારની આવૃત્તિઓ—સચિત્ર, અને ચિત્ર રહિત, પ્રકટ કરે તો બેઉ અર્થ સરી શકે.

ચિત્રોના પૈસા બચાવી ઉપર સૂચવ્યા પ્રમાણે લખાણોનું વસ્તુ સંગીન કરવા પ્રયત્ન થાય તો એકંદરે વિશેષ લાભ થાય એમ છે.

વર્તમાનપત્રોના ખબરપત્રીઓ મોભાદાર ગૃહસ્થો હોવાની જરૂર છે. કોઇપણ નવરો જુવાનીઓ ચાલે નહિ. બહારગામની ખબરો વિશ્વાસપાત્ર, નિષ્પક્ષપાત અને વિચારશીલ હોય તો જ ઉપયોગી છે. તેટલા સારૂ તંત્રી મંડળે અથવા ઑફીસના ભરોંસાપાત્ર માણસોએ વખતોવખત ખબરપત્રીના ગામમાં જાતે જઈ, અથવા લેખક વા ખબરપત્રીને પત્રની ઑફીસમાં બોલાવી, પત્રની પોલીસી તથા સામાન્ય કામકાજથી માહિત કરવા યત્ન થવા જોઈએ. એકંદરે, પત્રકારો અને લેખકો વા ખબરપત્રીઓ વચ્ચે સહકાર વધી બંધુભાવ જાગે તો જ પત્રકારનો ધંધો દીપી નીકળે. અસ્તુ !

નડીઆદ.
૨૪–૧૦–૨૪

કરીમ મહમદ માસ્તર.



# આધુનિક સમયમાં જાહેરપત્રોનું સ્થાન.

વર્તમાન પત્રની સંસ્થા એ એક પાશ્ચાત્ય સંસ્થા છે. પ્રજામતવાદનો પવન પ્રથમ પશ્ચિમમાં ફુંકાયો હોવાથી અને લોકમતાનુસાર રાજ્યતંત્ર ચાલી શકે એવું રાજ્ય-બંધારણ ઘડવાનો પ્રથમ અખતરો યુરોપાદિ મુલકોમાં થએલો હોવાથી વર્તમાન પત્રની સંસ્થા પ્રથમ પશ્ચિમમાં ઉભી થાય એ કંઇ નવાઇ જેવું નથી. ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતો પ્રમાણે જ્યારે કોઇ પણ વસ્તુની ખોટ જણાય ત્યારે તે પુરી પાડવા મનુષ્ય તલસે છે અને તેને પરિણામે તેને અસ્તિત્વમાં આવવા માટે યોગ્ય વાતાવરણ ઉભું થાય છે. અને કાળે કરી મનુષ્ય પ્રયત્ન તેને અસ્તિત્વમાં આણવા સફળ પણ થાય છે. વર્તમાન પત્રની સંસ્થાના સંબંધમાં કંઇક આવુંજ બન્યું હોય તો બીલકુલ નવાઇ જેવું નથી. જો રાજ્ય-તંત્ર લોકમતાનુસાર ચલાવવું હોય તો લોકમત જાણવાનું કંઇક સાધન તો જરૂર જોઇએ અને આ સાધન શું હોઇ શકે તેનો નિર્ણય કરવા માટે આ દિશામાં પ્રયત્ન કરનાર ઇંગ્લંડાદિ મુલકોના શહેરીઓનું મન ઘણો વખત ધોળાયું હશે. આ મનોધોપ-ણાને પરિણામે લોકમત જાણવાના ચોક્કસ સાધન તરીકે કોઈ એક અમુક સંસ્થા ઉભી થવા માટેનું વાતાવરણ ઉભું થયા પછી કદાચ અકસ્માતથીજ પ્રથમ જાહેર પત્ર પ્રગટ કર-વાનું કોઇને સુઝી આવ્યું હશે. પરંતુ અનુકૂળ વાતાવરણને લઇને અકસ્માત વાવેલું આ બીજ ફુલી ફાલી મ્હોટું ઝાડ થયું અને તેમાંથી વર્તમાનપત્રની મહાન સંસ્થા ઉદ્દભવી.

વર્તમાન પત્રની સંસ્થા પ્રથમ શી રીતે ઉદ્દભવી હોવી જોઇએ તે વિષે મ્હારૂં આ અનુમાન–અભિપ્રાય છે. પરંતુ આ અનુમાન ખરૂં હોય કે ખોટું તે પણ એટલું તો ચોક્કસ છે કે વર્તમાનપત્રની સંસ્થા ઉભી થવાનું મૂળ કારણ લોકમત પ્રગટ કરવાની જરૂર હોવી જોઇએ અને તેથી ખરો લોકમત પ્રમાણિકપણે પ્રગટ કરવો એ દરેક વર્તમાન પત્રની પહેલી ફરજ છે. જ્યારે રાજયતંત્ર બહુમતીના મત પ્રમાણે ચાલતું હોય ત્યારે લોકનો-મ્હોટો ભાગ હંમેશના રાજકીય પ્રશ્નો વિષે શું ધારે છે તેના જેટલી અગત્યની વસ્તુ બીજી કશી ન હોઈ શકે. તેથીજ પ્રજામતવાદના સિદ્ધાંતો સ્વીકારતા અથવા સ્વી-કારવા ઇચ્છા કરતા મુલકોમાં વર્તમાનપત્રની સંસ્થાને આટલું મ્હોટું રૂપ આપવામાં આવે છે. જેમ એકહથ્થુ રાજ્યતંત્રમાં રાજ્યના અસ્તિત્વનો સઘળો આધાર રાજ્યના લશ્કરી સરંજામ ઉપર આધાર રાખે છે તેમ પ્રજામતવાદમાં રાજ્યના અસ્તિત્વનો સઘળો આધાર લોકમત ઉપર રહે છે. જ્યાંસુધી લોકમત અનુકૂળ હોય ત્યાંસુધી જ કાઇપણ રાજ્યનીતિ અમલમાં મુકી શકાય છે અને જ્યારે તે પ્રતિકુળ થાય છે ત્યારે તેને તીલાંજલી આપવી પડે છે. જો તેમ કરવા જેટલું ડહાપણ રાજ્યાધિકારીઓમાં નથી હોતું તો તેમને બરતરફથી માંડીને દેહાંત દંડની શિક્ષા સુદ્ધાં થાય છે. ઇંગ્લાંડના ઇતિહાસમાં આવા અનેક દાખલાઓ નોંધાયા છે અને તેને અંગે વર્તમાનપત્રોનું સ્થાન વધતે વધતે આજે એટલી હદ સુધી પહોંચ્યું છે કે બાહોશ પત્રકાર વસ્તુતઃ King-maker થવા સુધી પોતાની સત્તા વધારી શકે છે. મહૂંમ લોર્ડ

નોર્થકલીફ આનો જ્વલંત દાખલો છે અને તે આધુનિક સમાજમાં વર્તમાનપત્રનું સ્થાન કેટલું મહત્વનું છે તેની સાક્ષી પુરે છે.

પરંતુ લોકમત પ્રગટ કરવાના સાધન તરીકે યોજાયાં છતાં વર્તમાનપત્રની સંસ્થા લોકમત પ્રગટ કરવામાં જ પોતાનું ઇતિ કર્તવ્ય સ્હમજી બેસી નથી રહી પરંતુ તેથી આગળ વધી લોકમત કેળવવાના સાધન તરીકે તેનો આજે ઉપયોગ થાય છે એ વાત પણ આ સંબંધમાં નોંધવા જેવી છે. અલબત્ ઉત્ક્રાંતિના દ્રષ્ટિએ જોતાં એમાં કાંઇ નવાઈ પામવા જેવું નથી; કેમકે કોઇ પણ વસ્તુ અમુક જરૂરીઆતને પહોંચી વળવા માટે જ અસ્તિત્વમાં આવ્યા છતાં તે જરૂર પુરી પાડી અટકતી નથી એટલું જ નહિ પણ તેના અવનવા ઉપયોગ હરહંમેશ શોધતા જ રહે છે અને વર્તમાનપત્રની સંસ્થાના સંબંધમાં પણ તેમ બને તેમાં નવાઈ નથી એટલું જ નહિ પણ ઉત્ક્રાંતિવાદના આ લક્ષણનો તે એક સબળ પુરાવો છે. ગમે તેમ પણ આજે વતર્તમાનપત્રની સંસ્થાનો ઉપયોગ અને મહત્વ લોકમત પ્રગટ કરવા કરતાં લોકમત કેળવવામાં વધારે સમાયેલો છે. તેથી કરીને વર્તમાનપત્રની બે બાજુ થઈ છે. દરેક પત્રકાર આજે જેમ એક બા એલોકમત પ્રગટ કરવાની પોતાની ફરજ સ્હમજે છે તેમ બીજી બાજુએ પ્રચલિત લોકમતના પ્રવાહમાં ઘસડવાને બદલે તે ખરો છે કે ખોટો તેની બારીક તપાસ કરી કોઇ પણ વિષય ઉપર ચોક્કસ પણ સ્વતંત્ર અભિપ્રાય બાંધી લોકને માર્ગદર્શક થવા અને પ્રચલિત લોકમત ફેરવવા પ્રયાસ કરવો એ પણ એટલીજ પવિત્ર ફરજ છે એમ માને છે. અને વર્તમાનપત્રની સંસ્થા જે આટલી હદ સુંધી ખીલી છે તેનું મુખ્ય કારણ પણ આ છે. જેમ કોઇ પણ બે માણસ એક સરખા હોતા નથી તેમ કોઈ પણ વિષય ઉપર બધા એક વિચારના પણ હોતા નથી અને તેથી પોતાના મત માટે ઝનુન ધરાવનાર માણસ સમાજનાં સઘળાં મનુષ્યો તેના મતને અનુસરતા થાય તો જ સમાજનું હિત થાય એમ માની પોતાનો મત સમાજના મત ઉપર ઠસાવવા ઇચ્છા રાખે છે એટલું જ નહિ પણ પ્રયત્ન પણ કરે છે. આ દિશામાં પ્રયત્ન કરવા માટે વર્તમાનપત્રની સંસ્થા એક અચ્છું સાધન પુરૂં પાડતી હોવાથી તેનો તે માટે ઉપયોગ થાય એ સ્વાભાવિક જ છે, પરંતુ તેમ થવાનું એક બાજુ પણ કારણ છે. પ્રજામતવાદમાં બહુમતીનો આગેવાન ખરો રાજ્ય કર્તા હોવાથી દરેક મહત્વાકાંક્ષી તે પ્રચલિત રાજ્યનીતિ સંબંધી ચોક્કસ અભિપ્રાય બાંધી લોકમત પોતાની બાજુએ ખેંચવા સતત પ્રયાસ કરે છે અને તેમ કરવામાં વર્તમાનપત્રની સંસ્થા તેને બહુજ મદદરૂપ થઇ પડે છે. ખાસ કરીને આ બે કારણોને લઇને વર્તમાનપત્રની સંસ્થા લોકમત પ્રગટ કરવાના સાધન તરીકે મૂળ યોજાયા છતાં લોકમત કેળવવાના સાધન તરીકે પણ એટલીજ વધવા લાગી છે અને તેથી દરેક જાહેર પત્રોનું કર્તવ્ય ખાસ કરીને આ બે દિશામાં હોય છે. એક બાજુથી પ્રચલિત લોકમત પ્રમાણિકપણે પ્રગટ કરવો અને બીજી બાજુથી તે અવળી દિશામાં જતો લાગે તો લોકમત કેળવી પ્રજાને સાચે માર્ગે જવા આગ્રહ કરવો. આ બે દરેક જાહેર પત્રનાં મુખ્ય કર્તવ્ય છે અને તેને અંગે દરેક પત્રકાર લોક શિક્ષકની મહાન પદવીને પામે છે. આ પદવીને યોગ્ય થવા દરેક પત્રકારે વધુ અને વધુ લાયકાત મેળવવા નમ્ર ભાવે સતત પ્રયત્ન કરવો એ તેની મ્હોટામાં મ્હોટી ફરજ છે અને સમાજની માનસિક તંદુરસ્તીનો ઘણો આધાર આ પ્રયત્ન તે કેટલી હદ

સુધી કરે છે તેના ઉપર રહેલો હોવાથી જે પત્રકાર તેમ કરતાં અટકે છે તે સમાજના હિતની દૃષ્ટિએ મ્હોટામાં મ્હોટો ગુન્હેગાર છે.

આર્ય સંસ્કૃતિમાં લોક શિક્ષણના કામ માટે યોગ્ય લાયકાત પ્રાપ્ત કરવા તરફ જેટલું લક્ષ આપવામાં આવતું તેનો જો આપણે વિચાર કરીએ તો લોક શિક્ષણની મહત્તા અને જવાબદારી કેટલી છે તેનો કંઈક ખ્યાલ આપણને આવશે. સમાજને ચાર ભાગમાં વ્હેંચી નાંખી પ્રજાની માનસિક પ્રગતિ અસ્ખલિત પરંતુ યોગ્ય દિશામાં થતી રહે તે માટે બ્રાહ્મણ વર્ગને જ યોજવામાં આવેલો અને દરેક બ્રાહ્મણને ગરીબાઇનો મહામંત્ર આપી તેના નિર્વાહ માટે સાધનો આપોઆપ પ્રાપ્ત થાય એવી ગોઠવણ કરી તેને તેની આખી જીંદગી વિદ્યા ઉપાસના પાછળ ગાળવાનો તેનો ધર્મ છે એમ સ્હમજાવ્યું. અને તેમ કરવાનું મ્હોટામાં મ્હોટું કારણ તો એજ કે લોક શિક્ષક થવા ઇચ્છનારે દુનિયામાંની ન્હાની મ્હોટી જંજાળમાંથી મુક્ત રહી તેણે પોતાની બધી શક્તિનો ઉપયોગ કોઈ પણ વિષયનું મૂળ રહસ્ય શોધી તે લોક સમક્ષ રજુ કરવામાં કરવો જોઇએ. આજે વર્ણાશ્રમની સંસ્થા લગભગ પડી ભાંગી છે પરંતુ તેની જગ્યાએ બ્રાહ્મણોનું સ્થાન સમાજના કોઈ પણ ભાગને પ્રાપ્ત થાય એવી કંઈ ગોઠવણ થઇ નથી અને તેથી લોક શિક્ષણનું કામ હાથ ધરવા લાલસા રાખનાર માણસને પણ સાધારણ રીતે જીવન કલહમાં તેની શક્તિ અને સમયનો ચોક્કસ ભાગ ગાળવો પડે છે. લોક શિક્ષણના કામને આથી કેટલે દરજ્જે હાનિ પહોંચે છે તે નક્કી કરવાનું આ સ્થળ નથી પરંતુ એટલું તો ચોક્કસ છે કે જો લોક શિક્ષણનું કામ બરોબર હાથ ધરવું હોય તો તે માથે લેનાર કાંતો જીવન કલહમાંથી મુક્ત હોવાં જોઇએ અથવા તો તેણે એવી મનોવૃતિ ખીલવવી જોઈએ કે જેને અંગે તે સાદા જીવનમાં સંતોષ માની પોતાની શક્તિ અને સમયનો મ્હોટો ભાગ લોક શિક્ષણના કામ માટે વાપરી શકે. જો વર્તમાન પત્રની સંસ્થાનું એક અંગ લોક શિક્ષણનું હોય તો દરેક પત્રકારે ભોગવિલાસનાં સાધનો પ્રાપ્ત કરવા તરફ ઝાઝું લક્ષ આપવાને બદલે સાદા જીવનમાં સંતોષ માની પોતાના કામ માટે વધુ અને વધુ લાયકાત મેળવવામાં જ પોતાનું ચિત્ત પરોવવું જોઇએ. જો વર્તમાનપત્રની સંસ્થાને એક પણ યોગ્ય ઉપમા આર્ય સંસ્કૃતિમાંથી મળી આવતી હોય તો તે ઋષિમુનિના આશ્રમોની છે. જો કે આજના પત્રકારને અગાઉના ઋષિમુનિઓ જે સંજોગોમાં ઉછરતા અને પોતાનું જીવન વ્યતીત કરતા તેના કરતાં તદ્દન જુદાજ સંજોગોમાં પોતાનું સમસ્ત જીવન વ્યતીત કરવું પડે છે તોપણ ખરા પત્રકારમાં આપણા ઋષિમુનિઓના જેટલું જ સ્વાત્માર્પણ અને ઉચ્ચ અભિલાષા હોવાં જોઇએ. કેમકે સમાજમાં બન્નેનું સ્થાન એક છે. અને ચારે દિશાથી જે એમ કહેવામાં આવે છે કે પત્રકારમાં અને ખાસ કરીને હિંદુસ્થાનના પત્રકારમાં સ્વાત્માર્પણનો પણ જુસ્સો હોવો જોઇએ તેનું કારણ પણ આજ છે. જીંદગીમાં કાંઈ પણ મહાન પદ પ્રાપ્ત કરવા માટે જીવનનો મ્હોટો ભાગ તેની ઝંખનામાં અને તે પ્રાપ્ત કરવાના શ્રમમાં ગાળવો પડે અને તેને ભોગવિલાસ ભોગવવાનાં કે તેમ કરવા માટે જોઈતાં સાધનો પ્રાપ્ત કરવાની ફુરસદ જ મળે નહિ. જે પત્રકાર લોક શિક્ષકના મહાન પદને લાયક થવા ઇચ્છા ધરાવતો હોય તેણે શાંત અને સાદા જીવનમાં સંતોષ માનવો જ પડે. પરંતુ જેમ એક બાજુથી શાંત અને સાદા જીવન માટે તૈયાર થવું એ દરેક પત્રકારની ફરજ છે તેમ તેને જીવન

નિર્વાહનાં જરૂરી સાધનો માટે નિશ્ચિંત કરવો એ સમાજની પણ ફરજ છે અને તે માટે તેનાં આજીવિકાનાં સાધન યોગ્ય હોવાં જોઇએ એટલુંજ નહિ પણ તે ચોક્કસ પણ હોવાં જોઇએ. જે સંજોગમાં આજના પત્રકારને કામ કરવું પડે છે તેમાં આ ચોક્કસાઇ અમુક હદમાં જ આવે એ વાત સ્હમજી શકાય છે પરંતુ આ ચોક્કસાઇ જેમ વધારે પ્રમાણમાં થાય તેમ વધારે સારૂં અને તેમ કરવું એ માત્ર પત્રકારની અને પત્રકાર પરિષદની ફરજ છે એટલું જ નહિ પણ સમસ્ત સમાજની પણ એટલી જ ફરજ છે. આધુનિક સમાજમાં લોક શિક્ષણનું જો કોઇ એક સર્વ શક્તિમાન સાધન હોય તો તે વર્તમાનપત્રની સંસ્થા છે અને તેથી પોતાના લોક શિક્ષકો તેમનું કાર્ય યોગ્ય રીત બજાવવા જેટલી શાંતિ અને લાયકાત મેળવી શકે એ માટે કાળજી રાખવી એ પોતાનું હિત વિચારતા સમાજની સીધી ફરજ છે અને પત્રકારને પોતાની ફરજોનું ભાન કરાવવા સાથે સમાજને પણ તેની ફરજોનું ભાન કરાવવા આ પરિષદ્ તત્પર થાય એમ હું ઇચ્છું છું.

શંકરપ્રસાદ સમર્થપ્રસાદ નાણાવટી.

---

# કોમીપત્રો.

અગાઉ આટલાં બધાં કોમીપત્રો ન્હોતાં; આટલી બધી કોમો પણ કયાં હતી? હવે તો પંચ વર્ણપર કેટલાંય મીડાં ચડી ચૂકયાં છે. ગૂજરાતમાં છે, એટલી નાતો દેશના એકકેય પ્રાંતમાં નથી. કોઇ મહાવડની ફાલતી વડવાઇઓ પેઠે નાતોમાંથી નવા નવા ફણગા ફૂટતાજ જાય છે; "બાર ભૈયા ને તેર ચોકા" ની કહેવત ગૂજરાતની નાતોને લાગુ પાડી શકાય.

સૌ સૌના નોખા વાડા તરીકે વહેંચાયલી ન્હાની ન્હાની નરી નાતો હોય, તે સમાજોન્નતિને બાધક નિવડયા સિવાય ન રહે. તેને સાંધવા ને સાંકડાં નાતક્ષેત્રોને વિશાળ કરવા સારૂં થતાં મન્થન શુદ્ધ માખણ મન્થન જેવાં નથી નિવડયાં; હજુ તો કેટલાક કહેવાતા નાત નેતાઓ દલીલ કરતા હોય છે કે "ઝાઝા હાથ રળિયામણા" "ઝાઝી કીડીઓ સાપને તાણે."

પણ એ દલીલ લંગડી છે. ઉપરની બંને કહેવતોમાં કર્તવ્ય ને ઐકયનો ધ્વનિ રહેલો છે. નાતોમાં તો કર્તવ્યને સ્થાને 'કરમ' થઈ રહ્યાં છે ને સંપનું સ્થાન કુસંપે લીધું છે. ભાગમાંથી ભાગલા પડે છે ને તેની સાથેજ ઝેરવેર અને દ્વેશકલેશ જન્મતા હોય છે; પછી શી રીતે કહેવાય, કે ઝાઝા હાથ રળિયામણા?

નાતનેતાઓ આ સત્ય નહિ સમજતા હોય એમ નહિ; છતાંય દલીલ કરતા હોય છે; કેમકે તેમને ભય છે, કે રખેને પટલાઇ કરવાની સત્તા જતી રહે. તેમને સત્તા છોડવી ગમતી નથી, પરિણામે ભોળાં દિલનાં ભાંડુઓનાં મનમનામણાં કરીને નાતિલાઓને પોતે કબજે રાખી રહે છે.

સંસ્કૃતિને વરેલાઓ સમજ્યા છે, કે એ સ્થિતિ અસહ્ય છે. વધતા જતા કુસંપ, ઝેરવેર ને દ્વેશકલેશ વડે નાતો સડતા મુડદા જેવી દશા ભોગવે તે ન ખમાય એવી વાત છે; એટલે ભાંજગડિયાઓની આપખુદસત્તાને દફનાવ્યેજ છૂટકો છે. કોમીપત્રો ધારે તો આ દિશામાં સારો સેવા ફાળો ભરી શકે.

ઉપર વર્ણવી તેવી અધમ દશાના નિવારણ વાસ્તે સૌથી વધારે ને પહેલી જરૂર કેળવણીની છે, અને તેના ફલિતાર્થ સારૂ નાતમત કેળવવાની પણ એટલીજ જરૂર છે. મત કેળવાય તેમ તેમ અનિષ્ટ રિવાજો નષ્ટ થાય, ને ભણતરનો મહિમા સમજાતો જાય તેમ તેમ વિદ્યોત્તેજક ભંડોળ ને છાત્રાલયો વધે અને એમ કરતાં કરતાં નાતોનો સિતારો સિકંદર થતો જાય.

હાલ તો ભાગલા વધે છે, તેમ તેમ વય, વિદ્યા ને ગુણ સ્વભાવના કજોડાંય વધે છે. વાડાને તોડી શકાતા નથી; પરિણામે ગોત્ર તોડીને સગાઇઓ થતી દીઠી છે. ભાગલા વધે છે, તેમ તેમ કન્યાની આપ-લેનો વ્યવહાર સંકૂચિત થતો જાય છે; આર્થિક સ્થિતિ નબળી

પડે છે, વેપાર ઉદ્યોગની અભિવૃદ્ધિ થતી અટકે છે. "ખાવું ને ખવરાવવું" એ સિવાય નાતોમાં રહ્યું છે શું ? એવો જે પોકાર થઇ રહ્યો છે અને પોકારના ગર્ભમાં જે કરુણ દશ્યો દ્રવી રહ્યાં છે, તે સૌને નાબુદ કરવાની માત્રા શિષ્ટ કોટિનાં કોમીપત્રો દ્વારા મેળવી શકાય.

નાતસત્તા ન્હાનીસૂની નથી; સ્વરાજ્યને પાંપણના પલકારમાત્રમાં સર કરી શકાય એટલું તેનું પ્રબળ છે; પણ સત્તાનો જો સદુપયોગ થાય તોજ. બોરસદના સત્યાગ્રહનું દૃષ્ટાંત જૂનું નથી. નાતસત્તા વડે સત્યાગ્રહને કેટલું બધું બળ મળ્યું હતું ? પરન્તુ આજની દૃષ્ટિએ તો સત્તાનો દુરુપયોગ થતો નિરખાય છે. ભગવાન રામચન્દ્રના યુગની ન્યાયસત્તા તો વિરલ નાતમાંજ હશે; વિશેષ અંશે તો જર્મન કૈસરની આપખુદ સત્તાનુંજ શાસન પ્રવર્તે છે. આજકાલની પંચોની પટલાઈઓએ પ્રલયકાળને પાસે આણવા માંડયો છે. જોર-વાળો જીતે અર્થાત્ Might is Right એ તેનું ( અ ) નીતિસૂત્ર છે. નૈતિકબળે કમજોર નાતિલાઓ બીડયા ને સીડયા મૂંગેમાર વેઠી લે છે. પોતે સમજતા હોય છે, કે આ ખોટું થાય છે. પણ તેઓ બોલી શકતા નથી અથવા બોલે છે, તો ફાવતા નથી. આવા સંજો-ગોમાં, વ્યક્તિસ્વાતંત્ર્યનું મહત્ત્વ ને સ્વમાનનું ભાન કરાવવું, એ ઉભય તત્ત્વોના સંર-ક્ષણને અંગે આપવા પડતા ભોગ માટેની પ્રશસ્ત ભાવના ઉત્પન્ન કરવી, એ કર્ત્તવ્ય કોમી-પત્રો દ્વારા અદા થઈ શકે.

ઠરાવો કાગળપરજ ન રહેતા હોય, અને રચનાત્મક કાર્યક્રમ દ્વારા નાત સુધાર-ણાની વ્યવહારૂ પ્રવૃત્તિઓ મંડાતી હોય, એવી નાત પરિષદોનો પ્રભાવ જેવો તેવો નથી. એ દિશામાં કોમીપત્રો ઘણું કામ કરી શકે. ઉપર કહ્યું તેમ કેળવણી મંડળ જેવાં ભંડોળ ખોલી શકે કે હોય તેના સંવર્દ્ધનના ઇલાજો કોમીપત્રો લઈ શકે. નાતના વિદ્યાર્થીઓ વાસ્તે છાત્રાલયો સ્થાપવામાં કોમીપત્રો સંગીન સેવા દઇ શકે. ખંડને ખૂણે ખૂણે વેરાઈ વસેલા નાતભાઈઓને નાતની ખબર અન્તર, ઘેર બેઠાં સમ્ભળાવનાર સન્દેશવાહક ખેપીઆનું કામ કોમીપત્રો કરી શકે. વિચાર વિનિમયનું, એકબીજાના પરિચયનું, મત કેળવનાર શિક્ષકનું, ઉત્તેજન ને પ્રોત્સાહન દેનાર પ્રતિનિધિનું; આપખુદસત્તા તોડનાર બંડખોરનું, ન્યાયી સત્તા સ્થાપવાની પ્રેરણા પાનારનું, 'ચોપાનિયાં શું કહે છે' ની સાહિત્ય ઢબે બદલામાં મળતાં કોમેતર પત્રોમાંથી અનુકરણીય અવતરણો લઇને સુન્દર વિચારોનું વિવિધ સાહિત્ય સંગ્રહ-વાનું વગેરે ઘણું કામ કોમીપત્રો કરી શકે.

કોમીપત્રોનું સ્થાન જેમ સમાજમાં છે, તેમ સાહિત્યમાં પણ નથી એમ નહિ, નાતનાતના પ્રાચીન ઇતિહાસનું સાહિત્ય કોમીપત્રો મારફત મેળવી શકાય. નાતોની સાંસા-રિક, આર્થિક, કેળવણી વિષયક, વિધૂર વિધવાઓની વસ્તીની વિગતો ને માહિતીનું સાહિ-ત્ય કોમીપત્રો દ્વારા મળે તેવું ને તેટલું અન્ય રીતે ન મળે. નાતનાતના જૂના જમાનાના પ્રખ્યાત પુરુષોનાં જીવન જાણવાનું સાહિત્ય પણ એજ આપે. સિવાય શિષ્ટ નિબન્ધો, કાવ્યો, વાર્તાઓ વગેરેનું પ્રજા સાહિત્ય પણ કોમીપત્રોમાંથી તારવી શકાય તેમ છે. કોમીપત્રોની અવગણના કરનાર વર્ગને સવિનય હું પૂછીશ, કે ઉપર દર્શાવેલી સમાજ, સાહિત્ય ને જ્ઞાતિ ઉપયોગી રસસામગ્રીથી અલંકૃત થતાં કોમીપત્રોની વિશિષ્ટતા આપની દૃષ્ટિમાં શાથી વસતી નથી ?

હકીકત ખોટી નથી, કે છાપખાનાં વધ્યાં છે, તેમ [ હરિફાઇને ભોગે છાપવાના ભાવ ઘટવા સાથે ] છાપકામ તો વધ્યાંજ છે. કુદકે ને ભૂસકે કોમીપત્રોના નવા નવા અંકૂર ફૂટતાજ રહે છે. બે અક્ષર બોલતાં લખતાં આવડયા ને જરા જુસ્સો વધ્યો, એટલે ભડાક લઇને પત્રપ્રકાશનની પ્રવૃત્તિ આદરવી, એમાં કોમીપત્રનુ કશુંજ ગૌરવ નથી. તે જેટલા પ્રમાણમાં પોતાની કક્ષા જાળવી શકે, તેટલુંજ તે સમાજ ને સાહિત્યમાં સ્થાન લઇ શકે. જ્યાં લખાણુ, વિચાર ને વ્યવસ્થાનો ખીચડો થાય છે, ત્યાં તેનાં તેજ ઝબૂકદીવડા જેટલાં રહે છે, અને એવાં પત્રો મરવાને આળશે જીવે છે, કે સ્વલ્પાયુષી નિવડે છે, એ બધું ખરૂં, પણ તેથી કોમી પત્રનું મૂળ મહત્ત્વ તરછોડી કઢાય નહિ. કોઈ સમ્પ્રદાયના અનુયાયીઓ ભૂંડા હોય, તેથી સમ્પ્રદાયનાં રૂડાં તત્ત્વોને તો નજ વગોવાય; એજ દૃષ્ટિએ કોમીપત્રના મૂળ મહત્ત્વને ને તેના તંત્રસંચાલકને જોવાવાં જોઇએ.

પ્રતિષ્ટા, લાગવગ, પ્રતિભા ને મૂડીનો વિચાર કર્યા સિવાય કોમીપત્ર પ્રગટ કરવાથી " આગળ ધપીને પાછળ હઠવા " જેવું બને છે. કોમીપત્રનો તંત્રી ખુશામતખોર હોય,તો પત્રપૉલીસી " નહિ ત્રણમાં તેરમાં કે નહિ છપ્પનના મેળમાં "–એવીજ રહે છે. કોમીપત્રના તંત્રસંચાલકો ઠરેલ છતાં સાચેસાચું કહી દેનાર ઓજસવાળા ન હોય, તો પત્રપ્રાકટયનો હેતુ બરાબર બર ન આવે. પત્ર તો નિર્ભયતા ઉપર નિર્ભર હોવું જોઇયે. સંચાલકો નાતના જૂના ને નવા ઘડાતા ઇતિહાસ–બનાવોના સૂક્ષ્મ જાણભેદુ હોવા જોઇએ, પકવ અનુભવી ને વિદ્વાન જોઇએ; જૂઠાબોલા, છાવરી દેનાર કે પ્રસંગે તટસ્ત વૃત્તિ ધરનાર તો જાણે નહિ, પરંતુ " મૂઠ મારીને વાળતાં " આવડે, એટલા મુત્સદ્દી ન હોય, તો સહન ઘણું કરવું પડે ને તેના પ્રમાણમાં પરિણામનું પોત પાતળુંજ ઉતરે.

બીજી રીતે વિચારતાં, હાથમાં પત્રનું શસ્ત્ર આવ્યું એટલે ફાવે તેની સામે ને ગમે તેવી રીતે તો તે નજ ફેંકાય. કાગળ ને કલમપર કાબુ મેળવ્યો હોય, તેથી છરબડા તો નજ વળાય. નાત કે નાતનેતાઓ પાસે "તમે"ની ભાવનાને બદલે " આપણે " ની ભાવનાથી કામ લેવાય, તો હેતુસિદ્ધિ વહેલી થાય એ અનુભવસિદ્ધ વાત છે.

કોમ કોમનાં જેટલાં પત્રો હોય, તે તમામ કાંઈ સ્વતંત્ર છાપખાનાં ન વસાવી શકે; છતાં છાપકામના અંગનાં નાણાં જો નિયમીત ચૂકવાતાં રહેતાં હોય, તો પત્રપ્રકાશનને નિયમીત કરી શકાય. છાપખાનાવાળા સાથે થયેલા મ્હોં મુકાબલા પ્રમાણે નવા અંકનું લખાણુ ને પ્રૂફ તેને વખતસર પહોંચાડાતાં હોય, તો નિયમીતતા જાળવી શકાય, વિચાર ભેદ રહિત સમિતિ કે મંડળ જેવી સંસ્થા સ્થપાયલી હોય તો પત્રસંચાલકોને ઘણી હૂંફ મળે. પત્રનાં લવાજમ ધાર્યા મળતાં નથી ને નાણાંની જરૂર તો નિત્યની રહે છે; એટલે નિભાવ ભંડોળ જેવી યોજના રચાયલી હોય, તો તે વડે ઘણી મુશ્કેલીઓ મટે. વિદ્વાનો ને અનુભવીઓનું લેખકમંડળ નિયત થયેલું હોય, તો લેખપસન્દગીમાં ઘણી સરળતા જળવાય. સ્થળે સ્થળેથી નાતસમાચારો મળતા રહે તે વાસ્તે ખર્ચ વ્હોરીને પણ પ્રબન્ધ થતો હોય તો પત્રનું આકર્ષણ વધે ને તે વધારે વંચાય ને ફેલાય. અધીન મત એવો છે કે કોમીપત્રોમાં અન્ય વિષયો સાથે ટુંકી ટુંકી ને સામાજિક–ખાસ કરીને સ્વકોમના બખેડા ઉઘાડનાર ને અસરદ્વારા ઉખેડનાર આપવીતી–કથાનકોની પસન્દગી થતી રહે, તો વધારે સારૂં. કોમને અતિ આવ-

શ્યક એવા મૂખ્ય મૂખ્ય વિષયો, પ્રત્યેક વર્ષ લગભગ વર્ષ દહાડો લંબાય, એટલી ચર્ચા ઉપસ્થિત કરી આપે એવી ઢબે આવતા રહે તો અભ્યાસ,મનન ને અનુભવના ઘડતર સાથે મજબુત મત કેળવણી વાસ્તે તે બ્હેતર થઈ પડે. કોમ એટલે કેવળ સંસારજીવનનુંજ પુતળું નહિ. કોમીપત્રના વાચકો ને ગ્રાહકો પણ મનુષ્ય છે, બની શકે તો કોમના સવાલો ઉપરાંત સાહિત્ય, શિક્ષણ અને હુન્નરકળા ને વેપાર ઉદ્યોગના વિષયોથી કોમીપત્રો અલંકૃત ભલે થતાં રહે. મનુષ્યજીવનનાં જેટલાં અંગનું વાચનસાહિત્ય આપી શકાય તેટલું આપવું; પરન્તુ તે સંગીન ને શિષ્ટ હોવું જોઇએ અને કોમીપત્રની કક્ષામાંથી લપસાવી દેનારૂં ન હોવું જોઇએ. એકજ કોમ વાસ્તે એકથી વધારે પત્રો પ્રકટ થાય, તેને હું ઇષ્ટ માનતો હોઇશ, તે કરતાં વધારે અનિષ્ટ માનું છું, જો કાંડાવછોડ મિત્ર તરીકે રહી, ભાઇચારાની વૃત્તિથી વર્તીને સાચા પ્રતિસ્પર્ધિ તરીકે તે પ્રકટ થતાં હોય, તો ઠીક છે, બાકી હરિફાઈમાં હિત છે તેટલીજ અદેખાઇમાં હાનિ છે. ઘણીવાર સ્હામાસ્હામી ગાળોનો શ્રાવણ ભાદરવો વરસતો અનુભવાય છે, એને સ્પર્ધા કોણ કહેશે? વિચારભેદમાં ભૂષણ છે, એટલું જ પાડાંખાર કરવામાં દૂષણ છે. અનુભવે સમજાયું છે, કે કોમીપત્રો ધર્માચાર્યોનો ચાહ જીતે, નાતના નેતાઓનાં ચિત્ત જીતેને નાતની સ્ત્રીઓનો સ્વભાવ જીતે, તો કોમીપત્રોના કઠિન હેતુઓ પણ મીણ જેવા બને ને નાતના સુધાર ઉદ્ધારના પ્રયાસ ને અભિલાષ ઓછા બળે વધારે ફળે.

કોમીપત્રોના વાચકો અને ગ્રાહકોએ પણ થોડી વાતો ધ્યાનમાં રાખવા જેવી છે. 'પ્રજાબન્ધુ' ના રૌપ્ય મહોત્સવ અંકમાં "વર્તમાન પત્રોનો યુગ" એ શિર્ષક હેઠળ લખેલા લેખમાં મેં ઉલ્લેખ કર્યો હતો, તે પ્રમાણે 'મફતિયા વાચક' મટી જવાની ટેવ પાડવી જોઇએ. ગમે તો ઉત્તેજનને ખાતર કે વાચવાના વ્યસનની ખાતર લવાજમ ભરીને પત્રને પોતાનું બનાવવાની ભાવના નહિ ખીલે ત્યાં સુધી ગ્રાહકોની કમી સંખ્યાનાં રોદણાં રોવાતાં જ રહેવાનાં. ગ્રાહક તરીક કાયમ જ રહેવું હોય, તો લવાજમ મોકલવા માટે મુહૂર્ત જોવાની જરાય જરૂર નથી રહેતી. પત્ર શા સારૂ વિ. પી. થી સ્વીકારવું, તે હું સમજી શકતો નથી. તેમ કરવાથી અંક મોડો મળે, ચૂથાયલો મળે ને ટપાલ ખર્ચ ભરવું પડે. ગ્રાહક હોય માટે ગમે તેમ ઘસડી કહાડેલો લેખ લેવો જ જોઈએ એવી વૃત્તિ નિર્મૂળ થવી જોઇએ. જો બધા ગ્રાહકો લેખકો બની બેસે, તો પછી લખવાનું કોને વાસ્તે? કોમીપત્ર જ કોને સારૂ? પત્રના એક એક પૃષ્ટની કિંમત કાંઇ ઓછી નથી હોતી. તંત્રીને 'ગ્રાહક કમી થશે' એવા ભયથી કે શરમ—ભલામણથી મોળો કે માલ વગરનો લેખ છાપી પોતાના અંતઃકરણને ને માસિકના વિચારશીલ વાચકોને તથા ગુણજ્ઞ ગ્રાહકોને અન્યાય કરવાનો હક્ક નથી. તેવે રસ્તે તંત્રીને દોરવાનો ગ્રાહકને પણ હક્ક નથી.

ઘણીખરી કોમોમાં કોમીભેદ ને કન્યા વ્યવહારનું દુઃખ એ બે વાનાં મૂખ્ય જણાય છે. એના નિવારણનાં વ્યવહારૂ કારણ પ્રદર્શિત કરનાર, સરળ છતાં સંગીન લેખો ચાલુ ચર્ચામાં ફરે તો વહેલો નહિ તો મોડો મોડાયે જરૂર અર્થ સરે.

આ ઉપરાંત કોમીપત્રોએ વિચારવા ને આચરવા સરખા બીજા ઘણાય મુદ્દાઓ હશે. મેં તો મારોજ અનુભવ વ્યક્ત કર્યો છે અને મારા માસિકની પ્રતિષ્ટા ને પ્રગતિ જે પન્થે થઈ છે, તે જ દિશાસૂચનો નઝર કર્યા છે. તેમ કરવામાં કોઈપણ મિત્ર પત્રકારની

લાગણી, ઇરાદાપૂર્વક દુભાવવાનો મલિન આશય લક્ષ્યમાં નથી જ લીધો. જાણેઅજાણે એમ બન્યું હોય, તો તે ક્ષંતવ્ય ગણવાની વિનતિ કરીને હવે છેલ્લો એક જ પ્રશ્ન આપની સમક્ષ રજુ કરીશ.

એ પ્રશ્ન કોમીપત્રકારોનું સમગ્ર સંમેલન ભરવા વિષે છે. ચોથી ખડાયતા પરિષદ્ પ્રસંગે અધ્યક્ષસ્થાનેથી રા. બ. કાંટાવાળાએ અને માનનીય મ્હેમાન ન્હાનાલાલ કવિએ આ વિષે આદરણીય વિચારો દર્શાવ્યા હતા. ઇચ્છતો હતો કે એ મહત્ત્વનો પ્રશ્ન અન્ય કોમીપત્રકારો ઉપાડી લેશેઃ પરન્તુ આજ સુધી તે વિષે ઉદાસીન વૃત્તિ જ રખાયલી છે. મને જાણવા દેશો, કે જે જે સવાલો ઘણીખરી કોમોને એક સરખા ઉપયોગી હોય, તે સમ્બન્ધી સમગ્ર સંમેલનદ્વારા વિચારચર્ચા ચર્ચાય ને સહકારથી સન્માર્ગને ચીલે ચડાય તો બ્હેતર નથી? પત્રકાર પરિષદ્‌નું ધ્યાન ખેંચવાની રજા લઇને તેને ખાસ વિનતિ કરીશ, કે યોગ્ય લાગે તો આ સંબંધમાં એકાદ ઠરાવ કરવાની પ્રાપ્ત તકને તે ન ગુમાવે.

છેવટ, કોમ એ સમાજનું અંગ છે. સમાજને અપંગ રાખવો કે અલમસ્ત, તેનો નિષ્કર્ષ, કોમકોમનાં કર્તવ્યના ફલિતાર્થ પર નિર્ભર છે. કોમોની ઉન્નતિ જેટલી વહેલી, તેટલી સમાજને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની ચાવી સ્હેલી; આ નિષ્પક્ષ દૃષ્ટિએ કોમીપત્રો ઇષ્ટ છે અને તેની વિશિષ્ટતા વંદ્ય છે.*

કેશવ હ. શેઠ.

---

* નવેમ્બરની પહેલી અને બીજી તારીખે અમદાવાદમાં મળેલી ગૂજરાતી પત્રકાર પરિષદ્‌માં વંચાયલું ભાષણ.

# પત્ર અને પત્રકાર.

વર્ત્તમાનપત્રનો પ્રચાર છેલ્લાં દશ વર્ષમાં પુષ્કળ વધ્યો છે. અગાઉ સમાજનો સામાન્ય અને વેપારી વર્ગ વર્ત્તમાનપત્ર પ્રતિ બહુધા બેદરકાર જ રહેતો. માત્ર કેળવાયલો અને કેટલોક શ્રીમંત વર્ગ તેને સહેજસાજ ઉત્તેજન આપતો. પણ યુરોપીય મહાભારત યુદ્ધે અને મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહ અને અસહકારની હિલચાલે તો જનસમૂહને દેશ-પરદેશની અને ચાલુ રાજકીય વાતોમાં એટલો બધો રસ લેતો કર્યો છે કે પૂર્વે વર્ત્તમાન પત્રના વાચકોની સંખ્યા જે આંગળીના વેઢે ગણાય એટલી અલ્પ હતી તે જોતજોતામાં રેલના પાણીની જેમ વધી છે અને એવા સંખ્યાબંધ મનુષ્યો મળી આવશે કે જેમને સવારમાં દૈનિક પત્ર હાથમાં ન આવતાં ચેન પડશે નહિ. અને તેના પરિણામે વર્ત્તમાન-પત્રોની સંખ્યા વધી છે અને તેની નકલો પણ બહોળી ખપવા માંડી છે.

વળી આપણે અહિં અત્યારની પરિસ્થિતિમાં (વર્ત્તમાનપત્રજ જનસમૂહને જ્ઞાન અને કેળવણીનું સાધન થઇ પડયું છે) જગતમાં જે મહાન્ અને મહત્વના ફેરફારો અને નવીન બનાવો થયે જાય છે અને જે નવાં પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે સંબંધી માહિતી, વિવેચન કે ચર્ચા આપણા માસિકોમાં કે આપણા સાહિત્યના ગ્રંથોમાં શોધ્યા જડે તેમ નથી. ખરી રીતે વર્ત્તમાનપત્ર સામાયિક જીવન અને વિચારની વત્તીઓછી, આછી અધુરી માહિતી જનસમાજને પૂરી પાડે છે. અને એ રીતે જનતાની જીજ્ઞાસા અને જ્ઞાનપિપાસા સંતોષવાનું તે ઉત્તમ કાર્ય કરી રહ્યું છે. આમ આપણા સમાજજીવનમાં વર્ત્તમાનપત્ર કેટલું મહત્વનું સ્થાન લે છે તે સહજ સમજાશે.

વર્ત્તમાનપત્ર આપણને પાશ્ચાત્ય સુધારા તરફથી મળેલી એક ઉમદા બક્ષિસ છે.) મનુષ્ય સ્વભાવમાં એવા અંશો રહેલા છે કે તેને નવું નવું જાણવાને અને સાંભળવાને, જિજ્ઞાસા, કુતુહલતા અને શોખ સ્વાભાવિક હોય છે. પૂર્વે જે તે રાજ્યો દેશપરદેશના સમાચાર પોતાના સુબા, હાકેમ કે ખાસ એજન્ટ દ્વારા નિયમિત રીતે મેળવતા અને વેપારીઓને એવી માહિતી જૂદેજૂદે ગામથી તેમના આડતીઆ તરફથી લખાઈ આવતી. સિવાય, મુસાફરો, જાત્રાળુ અને સાધુસંતો બહારની નવાજુની ખબર લઈ આવતા. તે વખતે છાપખાના જેવું આપણે અહિં કાંઇ સાધન નહોતું એટલે જે તે સંદેશા, ખબર અને પત્રો, ખેપીઆ કે કબુતર મારફતે મોકલાવાતી. આ સાધનો વળી, બધાને ઉપલબ્ધ નહોતાં. માત્ર ગણ્યાગાંઠયા ગૃહસ્થો, વેપારીઓ કે સત્તાધિકારીઓ તેનો ઉપયોગ કરી શકતા. આ સંજોગોમાં પ્રજાજીવન સંકુચિત અને અણવિકસેલું રહે એ દેખીતું છે. પણ અત્યારે એ સ્થિતિ પલટાઈ ગઇ છે અને વર્ત્તમાનપત્ર આપણને આખી દુનિયાના નવા નવા સમા-ચાર દરરોજ આપે જાય છે એ ઓછું ખુશી થવા જેવું નથી.

(વર્ત્તમાનપત્રનો આશય વાસ્તવિક રીતે ગામ પરગામના સમાચાર મેળવી તે પ્રસિદ્ધ પાડવાનો છે. પણ હાલ તો તેનું કાર્ય ક્ષેત્ર બહોળું બન્યું છે અને તે બને તેટલી માહિતી આપવા ઉપરાંત લોકમત કેળવવામાં, પ્રજાનું હિત સાચવવામાં, પ્રજાના હક માટે ચાલુ

ઉહાપોહ કરવામાં, પ્રજાના દુઃખ અને ફરિયાદ બહાર આણવામાં અને તે માટે દાદ માગવામાં અને જનસમૂહ માટે, જ્ઞાન, શિક્ષણ અને મનરંજન કરે એવા આનંદના સાધનો પૂરા પાડવામાં સમાયેલું છે; અને તે યથાર્થજ છે.

તેના શક્તિ, સામર્થ્ય અને પ્રભાવથી વર્તમાનપત્ર સમાજજીવનમાં એક પ્રબળ સત્તા સમાન લેખાય છે. તેનો અવાજ–અભિપ્રાય લોકમતના ધ્વનિ તરીકે સરકાર પણ સ્વીકારે છે અને તેના લખાણુની અસર સરકાર અને પ્રજા ઉભય પર ઉંડી થાય છે. અને જનસમૂહના શિક્ષણ માટે તો તે એક ઉત્તમ સાધન થઈ પડયું છે. ખરૂં પૂછાવે તો વર્તમાનપત્ર વિના આધુનિક જીવન તદ્દન નિરસ થઇ પડે. વળી જીવન વિકાસ માટે તેને અન્ય જીવન પોષક વસ્તુઓની જેમ આવશ્યક લેખી શકાય.

આપણે હવે વર્તમાનપત્ર નવી નવી અને તાજી ખબર વગેરે, કેવી રીતે મેળવે છે તે વિચારીએ.

પ્રથમ તો રૂટર, એસોસિએટેડ પ્રેસ જેવી કેટલીક કંપનીઓ સ્થપાએલી છે, જેનું મુખ્ય કાય, દેશ પરદેશમાં પ્રતિદિન બનતાં અગત્યના બનાવોની તાજી ખબર પોતે નિયત કરેલા કાર્યકુશળ એજન્ટો મારફત એકઠી કરી તે સતત વર્તમાનપત્રોને વિદ્યુતના તાર અને તાર વિનાના સંદેશા દ્વારા, પહોંચાડવાનું છે. આથી સમસ્ત જગતની માહિતી વખતોવખત મેળવવામાં ઘણી સરળતા થયેલી છે.

વિશેષમાં તે સંદેશા તાબડતોબ મળે તે માટે વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધનો ઉપયોગ કરવામાં આવે છે. પૂણાની સરતના પરિણામ મુંબાઈની શોખીન પ્રજાને તુરતજ જણાવવાને 'ઇંડિયન ડેલી મેલે' ઉઠાવેલું સાહસ એના દૃષ્ટાંતરૂપે નોંધી શકાય. તેમજ વેમ્બલીમાં ભરાએલું બ્રિટિશ સામ્રાજ્ય પ્રદર્શન ખૂલ્લું મૂકતી વખતે નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જનો સંદેશો પૃથ્વીના છેક છેટેના અને જૂદા જૂદા ભાગોને, આંખ મીંચીને ઉઘાડીએ એવી ઝડપે પહોંચી વળે, તે પરથી આધુનિક જગત સાથે વિજ્ઞાનના સાધનો દ્વારા આપણો સંબંધ અને વ્યવહાર કેટલો નિકટ, સરલ અને વ્યવસ્થિત થયો તે લક્ષમાં આવશે.

બીજું, મોટા અને પ્રસિદ્ધ શહેરોમાં ખાસ ખબરપત્રીઓ રોકવામાં આવે છે, જેઓ ત્યાંના સમાચાર પોતપોતાના વર્તમાનપત્રને વખતોવખત લખી મોકલે છે. વર્તમાનપત્રોને ચાલુ અને અગત્યના બનાવોની ખબર આગળથી ખબર પૂરી પાડનારી જૂદી જૂદી કંપનીઓ તરફથી મળી ચૂકેલી હોય છે. એટલે તેઓ વિગત કે બનાવ પર વિશેષ લક્ષ ન આપતાં, મૂખ્યત્વે તે બનાવ પાછળ કાર્ય કરી રહેલા કારણો અગરતો વ્યક્તિઓનો નિર્દેશ કરવામાં અને તે વિષે પ્રચલિત અભિપ્રાય શો છે તે દર્શાવવામાં યથાશક્તિ પ્રયત્ન કરે છે. એટલે અગાઉ મળેલા સમાચારમાં જે કાંઈ ગુંચવાએલું અથવા તો ન સમજાય એવું હોય તેની ઉકેલ થઈ જાય છે. તેમજ તે આપણને સ્વતંત્ર રીતે અભિપ્રાય બાંધવામાં કે અનુમાન કરવામાં ઉપકારક થઈ પડે છે. જો કે તે પત્રોમાં ખબરપત્રીઓના વ્યક્તિગત અભિપ્રાયનો પાસ–દોષ–તો આવવાનો જ.

ત્રીજું, મેળાવડાઓ, ભાષણો, સમારંભો વગેરે બનાવો જે વારંવાર થાય છે તેની સવિસ્તાર નોંધ લેવાનું, તેનો રીપોર્ટ કરવાનું કાર્ય વર્ત્તમાનપત્રનું એક અગત્યનું અંગ મનાયું છે અને તે પાછળ ખૂબ લક્ષ પણ અપાય છે. છતાં ભાષણોના રીપોર્ટ યથાસ્થિત નથી લેવાતા અને રીપોર્ટરો વખતોવખત ભૂલભરેલા અને ભ્રમજનક રીપોર્ટ કરે છે એવી ફરીયાદ આપણે અહિંજ નહિ પણ બધા દેશોમાં વત્તીઓછી સામાન્ય છે.

પરંતુ અહિં એટલું કબુલ કરવું જોઇએ કે હજી તેમાં—રીપોર્ટીંગમાં—આપણે છેક પછાત છીએ. કેમકે ટુંકાક્ષરી લેખન પદ્ધતિનો પ્રચાર કે ઉપયોગ આપણે ત્યાં પુરતી રીતે નહિ હોવાથી આપણા ઘણાખરા ભાષણો અક્ષરસઃ લેવાતા નથી અને કેટલીક વખત તો જેમ તેમ અને ઉપરછલ્લી નોંધ લેવાવાથી ગંભીર ભૂલો થયાની જે ફરિયાદ આવે છે તેમાં કેટલુંક વજુદ રહેલું છે. ઇંગ્લાંડ આદિ આગળ વધેલા દેશોમાં રીપોર્ટીંગનું કાર્ય એટલું બધું ઝડપી અને વ્યવસ્થિત ગોઠવાઈ ગયેલું છે કે પાર્લામેન્ટમાં એકાદ અગત્યનું ભાષણ અપાયું હોય તો તેનો આખો રીપોર્ટ માત્ર અડધા કલાકમાં બહાર વર્ત્તમાનપત્રમાં વાંચવાને મળે છે અને તે અક્ષરસઃ હોય છે. ટુંકાક્ષરી લેખન પદ્ધતિ જેમ ઇંગ્રેજી માટે છે તેમ દેશી ભાષાઓ માટે તૈયાર થવી જોઇએ છીએ. તે દિશામાં પ્રસંગોપાત કાંઇક પ્રયત્ન થયેલા છે પણ તે પ્રતિ હજુ વિશેષ લક્ષ આપવાની અને તેનો બહોળો પ્રચાર થાય એવી તજવીજ થવાની અગત્ય સૌ કોઈ સ્વીકારશે.

ચોથું, પ્રસંગોચિત અને મુદ્દાના પ્રશ્નપર લાગતા વળગતાનું અને પ્રજાનું લક્ષ દોરવાને વર્ત્તમાનપત્રમાં હરહંમેશ પત્રો અને ચર્ચાપત્રો લેવામાં આવે છે. લોકમત કેળવવાનો અને પ્રજાની ફરિયાદ અને લાગણી જાણવાનો આ એક ઉપયોગી માર્ગ છે. અને જનસમૂહને જાગૃત કરવામાં પણ તે મદદગાર થઈ પડે છે. આ સિવાય મોટા અને જાણીતા પુરૂષોને 'ખુલ્લા પત્રો' લખવા એ પણ લોકમત પ્રકટ કરવાની એક રીતિ છે પણ તેનો ઉપયોગ કોઈ ખાસ કારણ પ્રસંગેજ થાય છે.

પાંચમું, વાદવિવાદના કે કોઇ ગંભીર અને મહત્વના પ્રસંગે આગેવાન પુરૂષોની મુલાકાત લઇ તે વિષે તેમના અભિપ્રાય જાણી તે પ્રસિદ્ધ કરવાથી કેટલીકવાર જાણવા જેવી અને ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે.

વળી વર્ત્તમાનપત્રના ચાલકો ખાસ ચર્ચાતા અથવા મહત્વના વિષયો પર વારંવાર વિદ્વાન અને પ્રસિદ્ધ લેખકો પાસે ઉપયોગી લેખો લખાવી જે વિચાર સાધન રજુ કરે છે તે તે વિષયનું જ્ઞાન મેળવવામાં અને સમજવામાં કીમતી સેવા બજાવે છે.

છઠ્ઠું, જાહેર પુરૂષોના ચારિત્ર્ય નિરૂપણ ( Character study ) તેમના ગુણદોષ અને વિશિષ્ટ લક્ષણો સાથે—અવારનવાર વર્ત્તમાનપત્રમાં આવે છે. એ રૂઢિ ઇચ્છવા યોગ્ય છે. તેમાં પણ કેટલાક સારા અંશો રહેલાં છે.

સાતમું, કેટલાક દૈનિકપત્રો ચોક્કસ દિવસોએ ચિત્રકળા, રંગભૂમિ, સિનેમા, મોટર

અને મોટરિંગ, પુસ્તકો, વેપાર રોજગાર, ઇજનીઅરીંગ વગેરે જુદા જુદા વિષયો પર ખાસ કોલમો રોકી, નવી, તાજી અને સુજ્ઞાની માહિતી વારાફરતી વાચકને આપે છે અને તેની યોગ્ય કદર થાય છે જ.

અને છેવટે વર્તમાનપત્રમાં પ્રસંગાનુસાર ચિત્રો આપવાની હાલ વ્યવસ્થા થયેલી છે અને કેટલાક પત્રો તો દર અઠવાડિયે સચિત્રજ નિકળે છે. તેનો લાભ પણ ઓછો નથી. જનસમૂહને વિધવિધ પ્રકારનું જ્ઞાન આપવામાં અને જ્ઞાનનો પ્રચાર કરવામાં ચિત્રોનો ઉપયોગ ઉપયોગી સહાયતા આપે છે.

આ તો આપણે વર્તમાનપત્ર કેવી રીતે તૈયાર થાય છે અને તેમાં કેવા વિચાર અને વિષયને પ્રાધાન્ય અને સ્થાન આપવામાં આવે છે તે જોયું. પરંતુ એટલામાંજ વર્તમાન-પત્રનું કર્તવ્ય સમાપ્ત થતું નથી પણ ખરી રીતે તે લોકમત કેટલે દરજ્જે અને કેવી રીતે રજુ કરે છે અને કેળવે છે તે પર તેની ઉપયોગિતા અને લોકપ્રિયતાનો આધાર રહેલો છે.

વર્તમાનપત્ર તો આ જમાનામાં લોક-લાગણી અને વિચાર વ્યક્ત કરનારૂં એક પ્રકારનું વાજીંત્ર છે. તે લોકમત પ્રદર્શિત કરે છે એટલું જ નહિ પણ પ્રજાની અડચણો અને ફરિયાદ આગળ આણી તે દૂર થવા વકીલાત કરે છે; તેમજ લોકની માગણી અને હક મેળવી આપવામાં મદદગાર થાય છે. વાસ્તવિક રીતે પ્રજાજીવન સ્વતંત્ર રીતે વિકાસ પામે, ખીલે અને ફાલે તે સાથે જનતાના આશા અને અભિલાષ, મહેચ્છાઓ અને મનોરથો, સિદ્ધ કરવામાં તેની કુમકે ઉભા રહી સતત્ ચળવળ કરવામાં તેની સાર્થકતા છે. તેજ એનું મુખ્ય કર્ત્તવ્ય લેખાવું જોઇએ.

રાષ્ટ્રનું નિર્માણ સમાજના સુખ, શાંતિ અને સંપના અર્થે છે. પણ અત્યાર સુધી બન્યું છે એવું કે બળીઓ સત્તાવાન થઈ પછી બધો અધિકાર અને અખ્તયાર બજાવી પડે છે. એટલે સત્તાધિકારી અને પ્રજા વચ્ચે એક જાતનો અંતર અને વિરોધ હંમેશ રહ્યા કરે છે. દેશના હાકેમો આપણે જાણીએ છીએ કે ઘણીવાર પ્રજાની દૃષ્ટિને જોઇ શકતા નથી અથવા તો લોકમત લક્ષમાં ઉતારવા તસ્દી લેતા નથી. તેમના વિચાર તો કેમ વધુ સત્તા, ધન અને મુલક મેળવાય તેમાં ગુંથાએલા રહે છે અને સમાજના શ્રેય અને ઉન્નતિ માટે ઉપાય યોજવાનું કવચિતજ બની આવે છે.

તેથી પ્રજાના પ્રતિનિધિ તરીકે વર્તમાનપત્ર ઇચ્છે તો ઘણું ઉપયોગી અને સંગીન કાર્ય કરી શકે. સરકાર અને પ્રજા ઉભય વચ્ચે તે સેતુરૂપ છે. લોકલાગણી અને વિચાર, લોક-માગણી અને ફરિયાદ જેમ તે સરકારને સારી રીતે સમજાવી શકે તેમ સરકારની રાજ-નીતિ અને ધોરણ તે પ્રજાને પણ સમજાવે. વળી પ્રજામતનું પ્રાબલ્ય જામે અને રાજ-વહિવટ પણ પ્રજાના ઇચ્છાનુસાર ચાલે એ પ્રમાણે તેની વર્તમાનપત્રની રીતિનીતિ જેટલે દરજ્જે નિયમિત થાય તેટલે દરજ્જે તે પ્રજાના મિત્ર કે પ્રજામતના પ્રતિનિધિ તરીકે સ્વીકારાય અને તેનું વજન પડે.

લોકમતના પ્રતિનિધિ અને વાજીંત્રરૂપે વર્તમાનપત્ર જેમ પ્રજાની માગણી અને

અભિપ્રાય સરકારને પહોંચાડે છે તેમ તેના મિત્ર તરીકે સમાજમાં એક બીજી કોમો વચ્ચે એખલાસ અને ભાઈચારો વધારવા, સંપ અને એકતા સાધવા પણ એકસરખો પ્રયત્ન કરે. સમાજ તો જૂદી જૂદી જાતો અને ધર્મવાળાની બનેલી છે પણ તે એક રાજ્યસત્તા નીચે હોવાથી તેમનામાં સામાન્ય હિત અને એકતાના અંશો થોડા ઘણા, પ્રકટ કે અપ્રકટ રહેલાં છે. છતાં તેમાં વિરોધી અને અંગત સ્વાર્થ અને લાભના અંશો પણ બળજોરી કરવાનું ચૂકતા નથી. તેથી એક બીજાના હકને કે હિતને નુકશાન કે ઇજા ન પહોંચે, દરેક પોતપોતાને માર્ગે આગળ વધી શકે, ને સાથે સાથે સામાન્ય હિત સચવાય અને એકતા દૃઢ થાય એ રીતે પ્રજામતને કેળવવા અને પંચરંગી અંગોની બનેલી સમાજમાં ભ્રાતૃભાવ અને રાષ્ટ્રીય એકતાની લાગણી મજબુત કરવા વર્તમાનપત્ર જે કાંઇ સેવા કરે તે કિંમતી અને આશીર્વાદરૂપ થઈ પડે.

(આમ, લોક વિચાર અને અભિપ્રાયને કેળવવાનું, તેને યોગ્ય માર્ગે વાળવાનું, તેને ચોક્કસ સ્વરૂપ આપવાનું કાર્ય પણ તે સારી રીતે પાર પાડી શકે.)

(પણ આનાથી વિશેષ મહત્વનું કાર્ય તેને શિર રહેલું છે અને તે જનતામાં જ્ઞાનનો પ્રચાર કરવાનું, નવા અને વધતા જતાં વેપારહુન્નર, વિદ્યાકળા વગેરે જ્ઞાનનો લાભ ચાલુ રીતે આપવાનું, સંક્ષેપમાં તેના આર્થિક, માનસિક, શારીરિક અને આત્મિક વિકાસમાં સાધનભૂત થઈ પડી, તેની ઉન્નતિ અને સુખ સાધવાનું છે.)

તેટલા માટે વર્તમાનપત્રનો ધંધો પવિત્ર અને માનનીય ગણાય છે. તેની જવાબદારી અને કર્તવ્ય જેમ ભારે અને ગંભીર છે તેમ સરકારમાં અને સમાજમાં તેની પ્રતિષ્ઠા અને લાગવગ પણ બહોળા અને ગૌરવભર્યા છે.

આ ધોરણે વર્તમાનપત્રનું કાર્ય થયે જતું હોય તો એનાથી સુંદર અને ઉત્તમ કાર્ય બીજું શું હોઇ શકે? પણ અન્ય ધંધાઓમાં બને છે તેમ એમાં પણ પક્ષપાત અને સ્વાર્થના દોષો રહેલાં છે. દાખલા તરીકે, તેમાં જે ખબર અને નોંધ લેવામાં આવે છે તે યથાસ્થિત, શુદ્ધ અને પૂરેપૂરી ન છાપતાં તેમાં પત્રની પોલીસીને અનુસરતા ફેરફાર, કાપકુપ અને સુધારાવધારા કરવામાં આવે છે. તે પત્રે અંગીકાર કરેલી પોલીસીને અનુકૂળ અને સમર્થન કરનારી ખબર કે નોંધ હોય તો તેને આખી અને આગળ પડતી રજુ કરશે, જ્યારે વિરૂદ્ધ પક્ષની હકીકતમાં ફેરફાર અને કાપકુપ કરી તેને ગૌણ સ્થાન આપશે. આવું લગભગ બધા વર્તમાનપત્રોમાં બને છે પણ એ રીતિ વાજબી તો નજ કહી શકાય. આ પ્રમાણે વર્તમાનપત્ર એકમાર્ગીય, એક બાજુનું ધોરણ સ્વીકારે એ જેમ ન્યાયી નથી તેમ વર્તમાનપત્રની એવી રીતિ નીતિ આદરયોગ્ય નજ થવી જોઇએ.

અમુક સિદ્ધાંત અને ધોરણના મતભેદોના સબબે જૂદા જૂદા તડાં બંધાઈ, જે તે પક્ષનું વર્તમાનપત્ર પોતાના પક્ષ કે વર્ગની વકીલાત કરે અને પોતાને મનગમતા અને

અનુકૂળ વિચાર અને અભિપ્રાય ફેલાવે એ પદ્ધતિ-ધોરણ કંઈક સમજી શકાય તેવું છે પણ એવો કેટલોક શ્રીમંત વર્ગ છે, જે ઇરાદાપૂર્વક સંખ્યાબંધ વર્તમાનપત્રો ખરીદ કરી લઈ, 'એકહથ્થુ વહિવટ દ્વારા, પ્રજાના હિતનો પ્રશ્ન બાજુએ રાખી પોતાના સ્વાર્થના અને લાભનાજ વિચાર પ્રકટ કરાવે અને ફેલાવે એ તો વખોડી કઢાવું જોઈએ. એનું પરિણામ એ થાય છે કે જનસમાજને પૂરી અને સાચી હકીકત મળતી નથી અને સીન્ડીકેટ કે કોઇ અમુક વ્યક્તિએ હસ્તગત કરેલાં વર્ત્તમાનપત્રો જે પ્રકારની માહિતી અને અભિપ્રાય રજુ કરે છે તે પ્રમાણે વાચક વર્ગ દોરાય છે. આ તો ખુલ્લો અત્યાચારજ કહેવાય. મી. એચ. એન. બ્રેલ્સફર્ડનું 'વૉર ઓફ સ્ટીલ અને ગોલ્ડ' એ નામનું પુસ્તક વાંચ્યેથી અગર તો કૃપ જેવી મોટી કંપનીના માલિકો અને ઈરાન અને રૂષિયાના તેલના કુવાઓ અને વેપાર એક હથ્થુ લેવાને જૂદા જૂદા દેશોના ધનાઢ્યો અને તેમનાથી દોરાયલી સરકાર પણ કેવી રીતિ અખ્તયાર કરે છે અને તેમાં વર્ત્તમાનપત્રોનો કેવો હીન ઉપયોગ થાય છે એ હકીકત જાણવામાં આવતાં આપણને કંપારી વછૂટે છે.

મહાન યુરોપીય યુદ્ધ દરમિયાન ખરા કટોકટીના વખતે મી. એકસવિથને પ્રધાન મંડળમાંથી ઉખેડી નાંખવાને લોર્ડ નોર્થકલીફના પત્રોએ કેવી હામ ભીડી હતી અને તે ચળવળ કેવી ફતેહમંદ નિવડી હતી એ વાચકના ખ્યાન બહાર નહિ હોય. વળી આપણે અહિં એંગ્લો ઈંડિયન છાપાઓ પણ કેવી રીતિ અખ્તયાર કહે છે, એ દરરોજના અનુભવની વાત છે. તેથી વિલાયતના "ટાઇમ્સ" પત્રના હાલના માલિકોએ, એ પત્ર, જે દેશની એક મહાન સંસ્થારૂપ લેખાય છે, તેનો કબજો ગમે તે કોઈના હાથમાં જઈ પડી તેને દુરૂપયોગ ન થાય એ હેતુથી હમણાંજ ચોક્કસ પ્રકારની વ્યવસ્થા કર્યાનું, તે માટે એક કમિટી નિમ્યાનું લખાણ પ્રસિદ્ધ થયું છે તે ઓછું અર્થસૂચક નથી.

એજ પ્રમાણે મોટી મોટી જાહેર ખબર આપનારી શ્રીમંત વેપારી કંપનીઓ વર્ત્તમાન પત્રોમાં જાહેર ખબર દ્વારા પુષ્કળ પૈસા આપીને કેવો કાબુ મેળવે છે, અને તેમની પાસે પોતાના લાભના ખરાખોટા રીપોર્ટ પ્રકટ કરાવે છે અને એ રીતે જન સમૂહને ભોળવે છે એ હકીકત પણ ભૂલવા જેવી નથી.

ખરી રીતે વર્ત્તમાન પત્રોમાં છપાતી હકીકત કે રીપોર્ટમાંથી આપણે હમેશ અમુક ટકા બાદ કરીને તે હકીકત કે રીપોર્ટનો સમતોલ દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ છીએ. આવાજ કોઈ કારણથી મહાત્મા ગાંધીએ, હું સમજું છું તેમ, તેમના પત્રોમાંથી જાહેર ખબરનો બહિષ્કાર કરેલો છે.

આજ કાલ તો યુરોપ અમેરિકા આદિ દેશોમાં ચોક્કસ શ્રીમંત કે વેપારી વર્ગ મોટી સિન્ડીકેટ કરી સંખ્યાબંધ પત્રો કબજે કરે છે અને તે દ્વારા પોતાના સ્વાર્થના વિચાર ફેલાવે છે. પણ એ રીતે ખરો પ્રજામત વ્યક્ત થતો નથી અને એજ સમાજને અને રાષ્ટ્રને નુકશાનકર્ત્તા છે. આ એક એવો ભય-રોગ-ઉદ્દભવેલો છે કે જેને હાંકી કાઢવો યા ટાળવો એ અતિ મુશ્કેલ કાર્ય છે.અને રાજદ્વારી પુરૂષો પણ એ જાળમાં સપડાએલા હોવાથી એની ગંભીરતાનોપ ાર નથી.

વળી સરકાર પણ વખતોવખત જે હકીકત પ્રજાને આપે છે તે બહુધા તુટક, કાપકુપ કરેલી, કંઈક દાબી રાખેલી હોય છે અને તે પુરેપુરી કે તદ્દન સાચી તો હોતીજ નથી. એટલે વાચકે વર્તમાનપત્રમાં છપાયેલી હકીકતનો વિવેકપૂર્વક ઉપયોગ કરવો જોઈએ.

આ દોષ દૂર કરવાને છુટાછવાયા પ્રયત્ન બસ આવે એમ નથી. તે માટે જબર જસ્ત હિલચાલ પ્રજા તરફથી થવી જોઇએ અને તે માટે પ્રથમ લોકમત કેળવવો જોઇએ છીએ. પણ તે આશાજનક દિવસ હજી ઘણે દૂર છે.

દિલગીરી માત્ર એટલી છે કે શુદ્ધ, સાચી અને પુરેપુરી હકીકત પ્રજાને મળે એ તરફ કોઈ પણ પુરતું લક્ષ આપતું નથી.

વસ્તુસ્થિતિ એવી ઉભી થઈ છે કે અત્યાર સુધી સંસ્કૃત અને દેવનાગરી લિપિનો જે પ્રભાવ પડતો તેવો કાબુ હાલ વર્તમાનપત્રે પ્રાપ્ત કરેલો છે અને જનસમૂહ પર તેની અસર પણ બહોળી થયે જાય છે.

વાસ્તે વર્તમાનપત્રનો ઉપયોગ એક પવિત્ર સાધન શક્તિ અને સેવા કાર્ય તરીકે થવો જોઇએ છીએ. વળી તેનો હેતુ અને રીતિનીતિ–પોલીસી–એવા ઘડાવાં જોઇએ કે તે જેમ બને તેમ પુરેપુરો અને સાચી હકીકત પુરી પાડે, તેનો વહિવટ ન્યાય અને નીતિના ધોરણે ચલાવે, પ્રજાહકનું રક્ષણ કરે અને તેનું હિત સાચવે; તેમજ પ્રજાના સ્વાતંત્ર્ય અને ઉન્નતિ અર્થે સતત પ્રયત્ન કરે. સંક્ષેપમાં દેશમાં આબાદી, સંપત્તિ અને સુખ અને સંપ જામે એવા ઉપાય યોજે; તેમાંજ તેની મહત્તા અને પ્રતિષ્ઠા રહેલાં છે. ત્યારેજ જે મરતબો અને સત્તા પૂર્વે આપણા મહાજનો અને પંચો ભોગવતા હતા તેના કરતાં અનેક ગણી સેવા કરવાની શક્તિ, માન અને આબરૂ તેને પ્રાપ્ત થશે એટલુંજ નહિ પણ પ્રજાજીવનના વિકાસનું તે એક અગત્યનું અંગ થઈ પડશે.

આ પરથી વાચક જોઇ શકશે કે પત્ર અને પત્રકાર પર કેટલી બધી પવિત્ર ફરજે અને ગંભીર જવાબદારી રહેલાં છે. આપણે ઇચ્છીશું કે તે સેવા કાર્યને પહોંચી વળવાને પ્રભુ તેમને શક્તિ અને સામર્થ્ય આપે.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.

# સાપ્તાહિક પત્રો.

---:o:---

દરરોજ આપણને ખોરાક વગર ન ચાલે તેમ દરરોજ આપણને વર્તમાનપત્ર વાંચ્યા વગર પણ ન ચાલે એ સ્થિતિ હાલ ઉત્પન્ન થઈ છે. આ સ્થિતિમાં દૈનિક વર્તમાનપત્રની હાલ જેટલી માગણી છે તેટલી અઠવાડિકની નથી પણ તેથી અઠવાડિક પત્રની અગત્ય ઓછી થતી નથી. અઠવાડિક પત્રની અગત્ય જૂદીજ રીતે છે. એમ જોવામાં આવ્યું છે કે ધંધામાં રચ્યાપચ્યા લોકોને દરરોજ એક આખું પત્ર વાંચવાની ફૂરસદ પણ હોતી નથી, તેઓને દરરોજ કાંઇ ને કાંઈ ખબરો જોઇએ છીએ તેથી તેઓ દૈનિક પત્ર વાંચે છે ખરા, પણ માત્ર ખબરોનાં મથાળાં જોઈ ખપપૂરતું વાંચી લે છે. અગ્ર લેખો અને બીજી ઘણી બાબતો તેઓ લક્ષપૂર્વક વાંચતા નથી. આ વર્ગના તેમજ જેમને હમેશ ને હમેશ ખબરો જાણવાની ઉત્કંઠા નથી તેઓને અઠવાડિક પત્ર વધારે ઉપયોગી થઇ પડે છે.

અઠવાડિક પત્રને તેની વસ્તુની તૈયારી માટે દૈનિકપત્ર કરતાં વધારે સમય અને તક મળે છે. એટલે વિષયની હરેક બાજુની ચર્ચા વધારે સગીન રીતે અને વધારે અભ્યાસ-પૂર્વક તે કરી શકે છે. આ શિવાય ચાલુ બનાવોને લગતી ચર્ચા ઉપરાંત, રાજકીય તેમજ સામાજિક, ઔદ્યોગિક અને ધાર્મિક બાબતો વિષે પણ તે સ્વતંત્ર લેખો મારફત ચર્ચા કરી શકે છે. દૈનિક પત્રમાં જ્યારે હમ્મેશાં ગમે તે પણ પુષ્કળ ખબરો આપેલી હોય છે ત્યારે અઠવાડિક પત્ર આખા અઠવાડિયાની ખબરોમાંથી ઘણી ઉપયોગી અને નોંધવા લાયકજ ખબરો લે છે અને પોતાના વાચક આગળ અઠવાડિયાની વાંચવા જેવીજ ખબરો રજુ કરે છે.

બહુ મોટાં શહેર શિવાય નાનાં શહેરોમાં દૈનિક પત્રના વાંચનાર કે તેને માટે પૈસા ખર્ચનાર બહુ ઓછા હોવાથી દૈનિક પત્ર ત્યાં નભી શકતું નથી એટલે ત્યાં અઠવાડિક પત્રની જરૂર રહે છે. વળી નાનાં શહેરોમાંથી, લોકો ધંધા ઉદ્યોગ માટે મોટાં શહેરોમાં જઇ વસેલા હોય છે અને સ્થાનિક બાબતોની ખબરો વધારે સારી રીતે તો સ્થાનિક પત્રોજ આપી શકે એટલે નાનાં અગર મોટાં શહેરોમાં અઠવાડિક પત્રની દરેક સ્થળે જરૂર રહે છે. અમદાવાદનું એક અઠવાડિક પત્ર, બહારગામમાં તેમજ ખુદ અમદાવાદમાં તેની સ્થાનિક ખબરો અને સ્થાનિક ચર્ચા માટે જેટલું વંચાય છે તેટલું બીજી કોઈ બાબત માટે વંચાતું નથી એટલે સ્થાનિક અગત્યથી અઠવાડિકની માગણી થતી રહે છે અને તેથીજ ગુજરાત કાઠિયાવાડમાં, "**ગુજરાતી**", "**ગુજરાતી પંચ**", "**પ્રજાબન્ધુ**", "**સયાજીવિજય**", "**નવગુજરાત**", "**ગુજરાતમિત્ર**", "**દેશીમિત્ર**", "**ભરૂચમિત્ર**", "**ભરૂચ સમાચાર**", "**સૌરાષ્ટ્ર**", "**કાઠિયાવાડ ટાઇમ્સ**" વગેરે પત્રોની માગણી થતી રહી છે અને તેમની ઉપયોગિતા છે. સત્યાગ્રહ અને અસહકારની પ્રવૃત્તિ શરૂ થઇ તે પહેલાં ગુજરાતી ભાષામાં "**મરાઠા**" કે "**સોશિયલ રિફાર્મર**" પત્ર જેવાં મોટે ભાગે વિચાર જ આપનારાં પત્રો નહોતાં. ખબરો અને ચર્ચા ભેગી આપ-નારજ પત્ર હતાં. માત્ર વિચાર આપનારાં પત્રનાં વાચક વધારે સુશિક્ષિત વર્ગમાં અગર અમુક ચળવળમા હિત ધરાવનાર માણસોજ હોય છે એટલે ખાસ કોઇ મહાન્ રાજદ્વારી

કે સામાજિક પક્ષનું આ પ્રકારનું પત્ર ન હોય તે નભી શકે નહિ. આ કારણથી સત્યાગ્રહ અને અસહકારના આરમ્ભ પછીજ "નવજીવન" અને "નવયુગ" જેવાં પ્રધાનપણે વિચાર અને ચર્ચા પ્રકટ કરનાર પત્રોની પ્રિયતા વધી અને આપણી ભાષામાં તેવાં પત્ર પ્રકટ થયાં. આવાં પત્રો છતાં ખબરો અને ચર્ચા બન્ને આપનાર સ્થાનિક અઠવાડિક પત્રોની અગત્ય તો રહી છે.

અઠવાડિક પત્રો તેની સ્થાનિક બાબતો માટે જેટલાં વંચાય તેટલાંજ તે પોતાના શહેરમાં આવી વસેલા ઠામઠામના લોકોનાં વતનની ખબરો માટે પણ વંચાય. તેટલા માટે અઠવાડિક પત્રે પોતાના વાચક વર્ગની સંખ્યા વધારવા સારૂ મુખ્ય મુખ્ય સ્થળોનાં ખબરપત્રો, હુશિયાર ખબરપત્રીઓ મારફત મંગાવી, પ્રકટ કરવાં જોઇએ. અમદાવાદમાં કેટલાએ સુરતના લોકો, કેટલાએ ભરૂચના લોકો, કેટલાએ વડોદરાના, કેટલાએ ભાવનગર, જુનાગઢ, ધ્રાંગધ્રા, રાજકોટ, ગોંડળ, પાટણ, વિસનગર, વડનગર આદિ સ્થળોના લોકો આવી રહેલા છે. તેઓ પોતાના વતનથી દૂર હોય છે એટલે વતનની સ્થાનિક ખબરો જાણવાને તેઓ તલપી રહે એ સ્વાભાવિક છે. આથી અઠવાડિક પત્રો આવાં અનેક સ્થળનાં ખબરપત્ર મંગાવી પ્રકટ કરે તો સ્થાનિક અઠવાડિક પત્રની અગત્ય, તેની કિમ્મત અને તેનું વાચન વધે છે. આ માટે પત્રકાર, પ્રાન્તના દરેક અગત્યને સ્થળે, ટપાલ ખર્ચ અને પત્રની મફત નકલ આપી અગર પ્રાન્તનાં સહુથી વધારે અગત્યનાં એકાદ બે સ્થળે લવાજમ આપીને પણ ખબરપત્રીઓ રોકી શકે. તેમ કરવાથી પત્રના વાચકનો વિસ્તાર વધે છે અને પત્રને આર્થિક દૃષ્ટિએ પણ લાભ થાય છે.

પોતાના ભિન્નભિન્ન વાચકોને કયી કયી બાબતો વાંચવાની વૃત્તિ છે તે જાણી લઈ તેવું વાચન પૂરૂં પાડવાને પત્રકાર પ્રયત્ન કરે તો તેનું પત્ર વધારે વંચાય અને તેનો ફેલાવો વધે એમાં કાંઈ પણ શક નથી. તેણે એકલી રાજકીય બાબતો નહિ પણ વ્યાપાર અને ઉદ્યોગ વિષયક, સામાજિક, ધાર્મિક અને સાહિત્યને લગતી બાબતો તરફ પણ ધ્યાન આપવું જોઇએ. ગૌણ અંશે પણ પત્રનો હેતુ વિનોદનો પણ હોવો જોઇએ અને તેથી પ્રસંગોપાત લાંબી અગર ટૂંકી વાર્તા અને ઘડીક વાચકનું મન અન્ય વિષયથી ફેરવી આનંદમાં પરોવે એવું વાચન પણ તેમાં હોવું જોઇએ.

સ્થાનિક પત્રો સ્થાનિક અગત્યના વધારેમાં વધારે બનાવની નોંધ લે એ જરૂરનું છે. એવા અનેક બનાવોમાં, અગત્યના મુકદમાઓ, મ્યુનિસિપલ કામકાજ, મેળાઓ, પ્રદર્શનો સ્થાનિક બજારો, સ્થાનિક રમતગમતો, ક્રિકેટ, લૉનટેનિસ, નાટકશાળા, સિનેમા, આદિ દરેક બાબતની ખબરો અને ચર્ચા પત્રમાં આવવી જોઇએ.

પ્રાન્તના તેમજ સ્થાનિક નામાંકિત નરનારીઓના જીવનવૃત્તાંત પત્રકારે પોતાની પાસે તૈયાર રાખવા જોઇએ. મરણની નોંધ તેમજ મરનારનો વૃત્તાંત પત્રમાં પ્રકટ કરવાથી પણ વાચકની સહાનુભૂતિ ખેંચાય છે. આ સાથે ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દૈનિક પત્રોમાં સામાન્ય મનુષ્યના મૃત્યુની સામાન્ય પણ નોંધ લેવાય છે તેમ અઠવાડિક પત્રોમાં પણ તેવી નોંધ પ્રકટ કરવા સારૂ એકાદ કોલમ રખાવું જોઇએ.

ગામના કે પ્રાન્તના મોટા માણસોનું ધ્યાન પત્ર તરફ ખેંચાય અને તેને લીધે આખા પ્રાન્તનું ધ્યાન પત્ર તરફ ખેંચાય તે સારૂ અમુક અગત્યના વિષય ઉપર તેવાં સ્ત્રીપુરૂષના અભિપ્રાય લેખથી અગર મુલાકાતથી માગીને પ્રકટ કરવા જોઇએ. દાખલા તરીકે, સહકાર કે અસહકાર, કે બહિષ્કાર, સ્ત્રીઓના હક, વિદેશગમન, પુનર્લગ્ન આદિ.

અઠવાડિક ચર્ચા અને ખબરોની પસંદગી એવી રીતે થવી જોઇએ કે પત્રની વાચકો ઉપર સારી છાપ પડે. માણસો જેમ તેમના શાણપણ, તેમના ઠરેલપણા, તેમની ગંભીરતા, તેમની સ્વતંત્રતા, નિર્ભીકતા. તેમજ સજ્જનતા માટે પંકાય છે તેમ એક પત્ર પણ તેવીજ રીતે, તેવા સદ્‌ગુણો માટે પંકાવું જોઇએ.

પોતાનું પત્ર ઘણું વંચાય, ઘણું ખપે, હલકા પણ મોટી સંખ્યાવાળા લોકોનું ધ્યાન ખેંચે તે સારૂ હલકી બાબતો, કોઈની નિંદાની, કોઇની બદનક્ષી કરવાની, કોઇના ખાનગી ભવાડા લોકો આગળ મૂકવાની લાલચો પત્રકાર આગળ આવી જાય છે. આવી લાલચોથી પત્રકાર સાવધાન ન રહે અને તેમાં ફસાઈ જાય તો તે તેની પ્રતિષ્ઠા ગુમાવે છે અને આખરે એને નુકશાન જ થાય છે. પત્રો સમાજનું નિંદાનું અગર ગલીચ બાબતો રજુ કરનાર સાધન થઇ પડે એ કેવળ નહિ ઇચ્છવા જેવી બાબત છે.

દૈનિક અગર અઠવાડિક દરેક પત્રનો હેતુ ખરી અને ઉપયોગી ખબરો રજુ કરવાનો તેમજ ચાલુ બનાવોને લગતી તેમ સામાન્ય ચર્ચામાં પોતાને લાગતું સત્ય, પોતાના વાચકો આગળ કાંઇ પણ અતિશયોક્તિ વગર નિડરપણે અને સ્વતંત્રતાથી મૂકવાનો હોવો જોઇએ. વર્તમાનપત્રો લોકકલ્યાણનાં ટ્રસ્ટી જેવાં છે માટે તેઓએ સરકારને કે સમાજને કોઇ જાહેર નેતાને કે કામ કરનારને કહેવા જેવી દરેક બાબત બેધડક કહી દેવી જોઇએ. પક્ષાન્ધ બની અતિશયોક્તિ, તેમજ મિથ્યાભિમાનથી, તેમ સત્યને બદલે અસત્ય વસ્તુસ્થિતિ રજુ કરવાથી પત્રકારે દૂર રહેવું જોઇએ.

સ્થાનિક પત્રના તંત્રી અગર ઉપતંત્રીએ એક બાબત ધ્યાનમાં રાખવાની છે અને તે એ છે કે સ્થાનિક અગર બીજી ખબરો પોતાના પત્રમાં હરિફાઈથી વધારે પ્રકટ કરવાના ઉત્સાહમાં બિન ઉપયોગી કચરો, હલકી ખબરોથી પત્ર ભરવાની લાલચથી તેણે દૂર રહેવું. સારી ખબરો વધારે આપવાની સ્પર્ધા કરવી એ સ્થાનિકપત્રો માટે ખોટું નથી પણ તે હરિફાઈમાં પત્રમાં નમાલી અને નહિ ઇચ્છવા જોગ ખબરો પ્રકટ ન થાય એ જોવા જેવું છે. કેટલાંક અઠવાડિક પત્રો, વ્યભિચાર અને બલાત્કારના કેસોને લગતી ખબરો છાપે છે એ તે પત્રોની સભ્યતા અને શિષ્ટતાને બિલકૂલ શોભા આપનાર નથી એમ દરેક જણ સ્વીકારશે. આ શિવાય શહેરમાં ચાલતા ફોજદારી કે દિવાની કોર્ટના દરેક મુકદમાની નોંધ લેવાની ખાસ અગત્ય હોતી નથી. લોકોને કાયદાની ખાસ માહિતી આપે અગર તેમને સાવધાન રાખે તેવા સમાજને ઉપયોગી મુકદમાની નોંધ લેવી એની અગત્ય આ ચર્ચાથી ઓછી થતી નથી.

અઠવાડિક પત્ર દૈનિક કરતાં પોતાના દેખાવની આકર્ષકતા ઉપર વિશેષ ધ્યાન આપી શકે. લોકોને હાથમાં લેવાનું, વાંચવાનું મન થાય એવો સર્વાંગ સુન્દર તેનો દેખાવ હોવો જોઇએ. સારી વસ્તુ ઉપરાન્ત, તેનું છાપકામ, તેના વાચનવિભાગ અને જાહેરખબરોની ગોઠવણ, દરેક પાનાની ગોઠવણ સુન્દર અને ધ્યાન ખેંચે તેવી હોવી જોઇએ, પત્રનું વાચન અને જાહેરખબરવાળું પાનું કલાની દૃષ્ટિએ ગોઠવાવું જોઇએ.

ગુજરાતી અઠવાડિક પત્રોમાં એક પણ સચિત્ર પત્ર નથી. દૈનિક કરતાં અઠવાડિક પત્ર આ વિષયમાં વધારે કરી શકે. પ્રસંગને અનુસરતાં બે ચાર ધ્યાન ખેંચે તેવાં સુન્દર ચિત્રો, એકાદ પ્રસંગોચિત કાર્ટુન સાથે આપવામાં આવે તો પત્રની સુન્દરતામાં ખસુસ અભિવૃદ્ધિ થાય.

કેટલીક બાબતો તો દરેક પત્રને લાગુ પડે તેવી હોય છે. આપણાં અઠવાડિક પત્રોમાં ખાસ કરીને એક ખેદજનક સ્થિતિ જોવામાં આવે છે. જે અઠવાડિકપત્રો દ્વિભાષામાં પ્રકટ થાય છે તેમાંનાં કેટલાંકમાં અંગ્રેજી અને ગુજરાતી અગ્ર લેખોના વિચાર જૂદા પડે છે. પત્રના તંત્રીની ચર્ચાનો વિભાગ, પત્રની નીતિને અનુસરીને આદિથી અન્ત સુધી આવવો જોઇએ. પત્રના માલિકોએ તંત્રી અગર ઉપતંત્રી પસંદ કરવા પહેલાં તેની આ જાતની લાયકાત તપાસવી જોઇએ. પૈસા બચાવવા સારૂ, ગમે તે વિચારના ભાડુતી લેખકની તેણે પસંદગી કરવી જોઇએ નહિ. પત્રની જે અમુક નીતિ હોય, પત્રનું જે કાંઈ ધ્યેય હોય, પત્રનો પોતાનો કોઇ ખાસ કાર્યક્રમ હોય તો તેને અનુસરી પત્રમાં લખનાર, ભાવનાઓ અને આવેશથી ભરપૂર માણુસો જ પત્રને દીપાવી શકે છે, પત્રને પ્રિય કરી શકે છે.

પત્રોનો હેતુ પ્રધાનતઃ તો **શ્રી** ગાંધીજીએ કહ્યું છે તેમ સેવાનો જ હોવો જોઇએ. પણ ગૌણુ અંશે, પત્રને નિભાવી ઉપાર્જન કરવાનો હોય તો તે પણ ખોટું નથી. આ સાથે પત્રોના માલિકોએ એક બાબત સમજવાની જરૂર છે કે સામાન્ય રીતે ઉપતંત્રીઓને પત્રની એક નીતિ નક્કી કરી આપ્યા પછી, જ્યાં કાયદાની ખાસ બારીકી કે કોઈ જવાબદારી ઉત્પન્ન ન થતાં હોય ત્યાં ઉપતંત્રીને પોતાનો ઉત્સાહ પત્રજીવનમાં રેડવાની, પ્રજા સમક્ષ નિડરપણે સત્યો રજુ કરવાની સર્વ પ્રકારની **સ્વતંત્રતા** તેમણે આપવી જોઇએ. પોતે પગાર આપે છે તે માટે ઉપતંત્રીના દરેક કામ ઉપર તપાસ રાખવાની તથા તેના દરેક કામમાં માથું મારવાની, પોતાના ખાનગી લાભ માટે, જાહેર લાભ પડતા મૂકવાની માલિકોની રીત પસંદ કરવા જેવી નથી. ચોચી પકડીને ઉપતંત્રી પાસે લખાવવું અને ન લખો તો ઘેર બેસો એમ કહેવું એ મનોવૃત્તિ ઉચ્ચ નથી.

પત્રકારને એક બીજી સામાન્ય વાત યાદ રાખવાની છે અને તે એ છે કે તેનું પત્ર જીવ કે ચેતન વગરનું બોખું કે મુડદું રહે નહિ. પોતાની પ્રિયતાને ભોગે પણ કેટલીક વખતે તેણે કડવું અને તીખું પણ સત્ય કહી દેવું જોઇએ અને તેમાં રાખરખાપત રાખવી જોઇએ નહિ. આપણામાં એક કુટેવ છે અને તે એ છે કે બોલવાનું હોય છે ત્યાં આપણે મૌન ધારણુ કરીએ છીએ અને મૌન ધારણુ કરવાનું હોય ત્યાં ઘણી અતિશયોક્તિથી આપણે બોલીએ છીએ.

પત્રકારનો ધંધો પવિત્ર અને જોખમોથી ભરેલો છે. તે પ્રજાને કલ્યાણકારક છે. પણ તેનાં કામકાજમાં સચ્ચાઈ ન રહે તો તે નુકશાન પણ કરે છે. પોતાની માન્યતા મુજબ પત્રકારોએ લોકમત કેળવવો જરૂરનો છે અને તેમનું તે કર્તવ્ય પણ છે. પરન્તુ વિગતોને મારી મચડી પોતાના લાભમાં લઈ, વાચકોને, લોકમતને અસત્ય અને અતિશયોક્તિથી આડે માર્ગે લઈ જવાં એ તો પત્રકારોનો સમાજ પ્રત્યે ગંભીર ગુન્હો છે.

**સમાજમાં અઠવાડિક પત્રનું ચોક્કસ સ્થાન છે. તેનું ભવિષ્ય પ્રશસ્ત છે. આ પ્રવૃત્તિમાં પડનાર માણુસોએ તેનું શિક્ષણુ અને અનુભવ લેવાં જોઇએ અને ચોકસાઇ, સત્ય, સ્વતંત્રતાના અને સરખા હકના અનન્ય ઉપાસક બની, પોતાનાં કર્ત્તવ્ય નિષ્પક્ષપાતપણે, પ્રેમથી અને હિમ્મતથી કોઈ પણ જોખમે બજાવવાં જોઇએ.**

**ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.**

---

# ગુજરાતી ભાષાના વિકાસમાં વર્તમાન-પત્રોનો હિસ્સો.

**ગદ્યલેખન.**

જનસમાજનો સામાન્ય વ્યવહાર ગદ્યવડે જ થાય છે, પરન્તુ ગુજરાતી ભાષાનુ સાહિત્ય પુસ્તકારૂઢ તો પહેલાં પદ્યથી જ થયું અને ગદ્ય તો પાછળથી પુસ્તકારૂઢ થયું એવું ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ કહે છે. પ્રાચીન સાહિત્યમાં પણ પુષ્કળ પદ્યસાહિત્ય પુસ્તકારૂઢ થએલું જણાઇ આવે છે અને અર્વાચીન ગુજરાતી ભાષાનું ગદ્યસાહિત્ય પુસ્તકારૂઢ થએલું વર્તમાનપત્રોના જન્મકાળના સમયનું જ વિશેષ પ્રમાણમાં મળી આવે છે. શિષ્ટ ગદ્યસાહિત્ય તો કવિ નર્મદાશંકરના કાળથી પુસ્તકારૂઢ થવા માંડયું હતું, એટલે ગુજરાતી વર્તમાનપત્રોના પ્રારંભકાળનું ગદ્ય અત્યારની દૃષ્ટિએ કેવળ અશુદ્ધ અને વિલક્ષણ હતું. જેમ જેમ કેળવણી વધતી ગઇ તેમ તેમ ગુજરાતી ભાષા વધારે શિષ્ટ સ્વરૂપ ધારણ કરવા લાગી અને વર્તમાનપત્રોની ભાષા પણ સુધરવા તથા શુદ્ધ થવા લાગી, પરન્તુ ભાષાના વિકાસમાં એ વર્તમાનપત્રોએ પણ પોતાનો ચોક્કસ હિસ્સો આપ્યો છે અને એ હિસ્સાની અસર ગુજરાતી ગદ્ય ઉપર થએલી માલૂમ પડી આવે છે. વર્તમાનપત્રોએ ગુજરાતી ભાષામાં આપેલા પોતાના હિસ્સાવડે કેટલીક સારી અને કેટલીક માઠી અસર થઇ છે એટલે ભાષાના વિકાસમાં વર્તમાનપત્રોએ ભજવેલો ભાગ ઘણો મહત્ત્વનો છે, જેનું આપણે અવલોકન કરીશું.

**'મુંબઈ સમાચાર' નો યુગ.**

ગુજરાતી ભાષામાં પહેલું વર્તમાનપત્ર ૧૮૨૨ માં 'મુંબઇ સમાચાર' મુંબઈમાંથી પ્રસિદ્ધ થવા લાગ્યું, ત્યારથી ગુજરાતી ભાષાનો વર્તમાનપત્રો સાથે નો સંબંધ શરૂ થાય છે. દેશી ભાષાનાં પુસ્તકો છપાવાની શરૂઆત તો 'મુંબઇ સમાચાર' ના જન્મપૂર્વે ૪૨ વર્ષથી થવા લાગી હતી કારણકે ઈ. સ. ૧૭૮૦ માં મુંબઇના એક પારસી ગૃહસ્થે પોતાનું છાપખાનું કાઢીને એક ગુજરાતી પંચાંગ પ્રસિદ્ધ કર્યું હતું તે પૂર્વે અને ત્યારપછી કેટલાંક વર્ષોસુધી પુસ્તકોનો ફેલાવો હાથે લખીને જ કરવામાં આવતો હતો. લખવાનો ધંધો કરનારાઓ કાંઇક સારું લખાણ એટલે કાના-માત્રાવાળું કરી શકતા પરન્તુ સામાન્ય લોકો અને વેપારીઓ વગેરે બહુધા બોડીયા અક્ષરો લખીને પોતાનું કામ ચલાવતા. પહેલું છાપખાનું પારસી ગૃહસ્થને હાથે મુંબાઈમાં શરૂ થયું, તેમ પહેલું વર્તમાનપત્ર પણ પારસી ગૃહસ્થને હાથે શરૂ થયું અને હિંદુઓની પ્રચલિત ગુજરાતી ભાષાથી આજે પારસીઓની ગુજરાતી ભાષાનું જેવું અંતર છે તેવું અંતર તે વખતે પણ હતું. હિંદુ લેખકોનું ગુજરાતી લખાણ કાંઇક ઠીક હતું, પરન્તુ પારસી લેખકોનું ગુજરાતી લખાણ કેવળ અશુદ્ધ હતું અને જેવા ઉચ્ચારમાં તેઓ ગુજરાતી ભાષા બોલતા તેવા જ ઉચ્ચારમાં તેઓ લખતા. આ કારણથી વર્તમાનપત્રોની શરૂઆત ઘણી અશુદ્ધ ભાષા સાથે થઈ હતી જોડાક્ષરો તેઓ સમજતા નહિ, ઉચ્ચારી શકતા નહિ અને હિંદુ લેખકોના અનુકરણથી જો લખી શકતા તો તે બરાબર વાંચી શકતા નહિ. 'મુંબઈ સમાચાર' જે વિલક્ષણ અને અશુદ્ધ ભાષામાં લખાતું તે લેખનની અસર ત્યારપછી પ્રસિદ્ધ થએલા 'જામે જમશેદ', 'સમા-

ચાર દર્પણુ', 'મુંબઇ આગુક' અને 'ચિત્રજ્ઞાનદર્પણુ' ઉપર પણ થઇ હતી અને લગભગ પચીસ વર્ષ સુધી એ લેખનશૈલીમાં કાંઇ જાણવાજોગ સુધારો માલૂમ પડયો નહોતો. એ પચીસ વર્ષ દર્મિયાન મુંબઈનાં પારસી માલકીનાં વર્તમાનપત્રોની ભાષા અને હિંદુ લેખકોનાં પુસ્તકોની ભાષાને આપણે જ્યારે સરખાવીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે ગુજરાતી ભાષા સંબંધી પારસી ભાઇઓના ઓછા જ્ઞાનને લીધે જ વર્તમાનપત્રોની ભાષાએ ગુજરાતી ભાષાની ખીલવણીમાં કાંઈ ફાળો આપ્યો નહોતો. માત્ર તેઓએ વર્તમાનપત્રોની અગત્ય અને ઉપયોગિતા લોકોનાં દિલમાં ઠસાવવાની શરૂઆત કરી હતી. એ વર્તમાનપત્રો પારસી માલકી તળે પ્રસિદ્ધ થવા લાગવાથી તેમની ભાષામાં ફારસી શબ્દોનો વાપર વધારે થવા લાગ્યો હતો. તે પૂર્વે મુસલમાનોના પરિચયથી ઉર્દુ–ફારસી શબ્દોનો વાપર ગુજરાતી ભાષામાં થવા લાગ્યો હતો. આ વર્તમાનપત્રોનો ફેલાવો બહુ થોડો હોવાથી તેમની ભાષાની અશુદ્ધિની અને તેમાંના ફારસી શબ્દપ્રયોગોની અસર લોકભાષા ઉપર થવા પામી નહોતી.

જોડાક્ષરોનો ઉપયોગ હિંદુ ગુજરાતી લેખકો 'મુંબઇ સમાચાર' ના જન્મ પૂર્વે પણ
કરતા એમ હસ્તલિખિત પુસ્તકોની જે જૂની પ્રતો અત્યારે મળી
'રાસ્ત ગોફતાર અને આવે છે તે ઉપરથી માલૂમ પડે છે; પરન્તુ પારસી વર્તમાનપ-
સત્યપ્રકાશ'નો યુગ. ત્રોમાં જોડાક્ષરોનો ઉપયોગ ૧૮૫૦ સુધી થયો નહોતો. ને વખતે
પ્રસિદ્ધ થતું 'ગનેઆંન પરસારક ચોપાનીઉં'જ નહિ, પણ ત્યારપછી
શરૂ થએલું 'રાસ્ત ગોફતાર' અઠવાડિક પત્ર પણ શરૂઆતના વખતમાં જોડાક્ષરને તજી દઇને પોતાનું કામ કરતું હતું. ૧૮૫૧ માં 'જ્ઞાન પ્રસારક' ને તેમજ ૧૮૬૨ માં 'રાસ્ત ગોફતાર'ને 'શુધ જોડની' ની જરૂર જણાઇ, અને તેમણે 'ગએઆ'ને બદલે 'ગયા' તથા 'આવેઆ'ને બદલે 'આવ્યા' લખવાની શરૂઆત કરી! 'ય' અક્ષર ગુજરાતી લખાણમાં વાપરવાની શરૂઆત કરતાં તો આ પત્રકારોને મોટો વિચાર પડેલો! 'જ્ઞાનપ્રસારકે' ૧૮૫૧ માં 'ય' અક્ષર વાપરવાની શરૂઆત કરતાં પહેલાં એવી નોંધ લખી કે "બ્ય એટલે જે (વ) અને (ય). આએ બીજો અખશર (ચ) નાં જેવો દેખાય છે, તોપણ એનો ઉચ્ચાર 'ઇઅ' કરવો જોઇએ છે." આમ છતાં 'દર આઈતવારની શહવારના છપાએ છે' એમ લખતું 'રાસ્ત ગોફતાર' 'ય' અક્ષર વાપરતાં ૧૮૬૨ સુધી ધ્રૂજ્યું અને મર્હુમ કરસનદાસ મૂળજી પણ 'પારસી ગુજરાતી'ની અશુદ્ધતાને છેડતાં અચકાતા હતા! છેવટે મી. કેખુશરૂ કાબરાજીએ ૧૮૬૩ માં એ 'ય' ને દાખલ કરવાની હિંમત કરી! એ સાથે જ તેમણે ત્ર, પ્ર, ગ્ર, વ્ર એવા જોડાક્ષરો પણ વાપરવા માંડયા. આ વપરાશ શરૂ થવા છતાં અંગ્રેજી શબ્દોના ગુજરાતી ઉચ્ચારોનું લેખન તો વિલક્ષણ જ રહ્યું હતું. ડીજંબર, મારીનરસ કપાશ, ઉઇલકાક્સ, માનોસીલાબીક ઇત્યાદિ અંગ્રેજી શબ્દોના ઉચ્ચારો એ કાળમાં ગુજરાતી અક્ષરોમાં લખાએલા મળી આવે છે. લેખનશૈલીની આ કાળની અસર હજી ઘરડા પારસીઓમાં અને પારસી પત્રોના કેટલાક જૂના લેખકોમાં રહેલી જણાઈ આવે છે. આમ હોવા છતાં 'રાસ્ત ગોફતાર'ના જન્મ પૂર્વે મુંબઈમાં જે પત્રો બહાર પડતાં તે પત્રો લેખનશૈલીમાં 'રાસ્ત ગોફતાર' જેટલો ઝડપી સુધારો કરી શક્યાં નહોતાં એવું માલૂમ પડે છે. મર્હુમ કરસનદાસ મૂળજી અને મી. કેખુશરૂ કાબરાજીએ વર્તમાનપત્રોની જોડણી

સુધારવાનું ભરેલું પગલું તે વખતે 'હિંમતભરેલું' પગલું લેખાતું હતું અને એ પત્રકારોને જોડણી સંબંધી તાલીમ દી. બા. રણછોડભાઈ ઉદયરામ અને શ્રી. મનસુખરામ સૂર્યરામ પાસેથી લેવી પડી હતી.

હિંદુઓમાં મર્હુમ કરસનદાસ મૂળજી અને પારસીઓમાં શેઠ કેખુશરૂ કાબરાજીની લાગવગ મોટી હતી અને 'રાસ્ત ગોફ્તાર'નાં લખાણો નીડરતાથી, સ્વતંત્રતાથી અને ન્યાયબુદ્ધિપૂર્વક લખાવાથી એ અઠવાડિક પત્ર હોવા છતાં તેનું વાંચન મુંબઈમાં સારા પ્રમાણમાં થવા લાગ્યું હતું. આજના સમય કરતાં તે વખતે વર્તમાનપત્રો વચ્ચેના ઝગડા ઘણા મોટા હતા. અંગત ટીકાઓ, પરસ્પર નિંદાઓ અને છેવટે કોર્ટે જતા ઝગડાઓથી વર્તમાનપત્રોનું વાતાવરણ ક્ષુબ્ધ રહેતું હતું. સંસારસુધારાની લડતનો તે વખતે પ્રારંભ-કાળ હતો તેથી થોડો ફેલાવો ધરાવનારાં વર્તમાનપત્રો પણ સારી પેઠે વંચાતાં. આ કારણથી 'રાસ્ત ગોફ્તાર' મુખ્યત્વે કરીને મુંબઈના વાતાવરણમાં આગેવાન પત્ર થઇ પડયું હતું અને તેના એ મજબૂત પાયાને લીધે જ તે પાંસઠેક વર્ષસુધી નભી શકયું હતું. 'રાસ્ત ગોફ્તારે' પારસીઓની ભાષામાં અને વર્તમાનપત્રોની ભાષામાં શુદ્ધિ આણવાના કરેલા યત્નો પ્રશંસનીય હતા.

આ કાળમાં ગુજરાતમાં તેમજ મુંબઈમાં હિંદુ માલકીનાં વર્તમાનપત્રો નીકળવાની શરૂઆત થઈ હતી. સમશેર બહાદુર, દેશીમિત્ર, ગુજરાતમિત્ર, હિતેચ્છુ, સુરત સમાચાર વગેરે પત્રો આ કાળના જ પાકરૂપ હતાં. આ પત્રોની ભાષા 'રાસ્ત ગોફ્તાર'ની ભાષાથી ઘણે અંશે જૂદી પડતી અને તે ભાષાશુદ્ધિમાં પણ ચડતાં હતાં. કવિ નર્મદાશંકરના નિબંધો પણ આ કાળમાં જ ફેલાવા લાગ્યા હતા અને તેમનું પત્ર 'ડાંડીઓ' એજ કાળમાં ધમાલ મચાવતું હતું. અંગ્રેજી અને બીજી ભાષાના તરજુમા આ કાળમાં પહેલાં કરતાં વધારે પ્રમાણમાં થવા લાગ્યા હતા અને ગુજરાતી ભાષાના ગદ્યનું ખરેખરૂં ખેડાણ એ જ કાળથી થવા લાગ્યું હતું. 'રાસ્ત ગોફ્તારે' ગ્રહણ કરેલી ભાષાશુદ્ધિ પણ આવાં વર્તમાનપત્રોની જ અસર હતી. હિંદુઓના સંસ્કૃત શબ્દપ્રયોગો અને પારસી પત્રોના ફારસી શબ્દપ્રયોગોની પરસ્પર વપરાશ વર્તમાનપત્રોમાં આ કાળથી શરૂ થઇ હતી.

૧૮૫૨ની 'રાસ્ત ગોફ્તાર'ની ભાષાનો નમૂનો:-

"હવે હમો આશા રાખીએચ કે એક વખત હમારૂં બધું લીશત નકી થાએ કે પછી એવો બંદોબશત કીવામાં આવશે કે શરવે કોઇને શકારે એક જ વખતે પોંહોંચતું થાએ. કામ શરૂઆતમાં છે વાશતે બધી તરાંહાંનો પકો બંદોબશત કરવાને અલબતાં જરા વખત લાગવો જોઇએચ."

તેનો ૧૮૬૯ ની ભાષાનો નમૂનો:—

'એ પતર હવે પોતાની આમદાનીમાંથી પોતાનો ખરચ નીભાવવાને સકતીવાન થાયઊં છે, કે જે વીશે તેહનાં સઘળાં ઘરાકોનો આભાર આ જોગવાઇએ માનેઆમાં આવે

છે. 'રાસ્ત ગોફ્તાર'નાં જુના માલેકો પોતાનું પતર નવા માલેકોને સવાધીન કરતો વેળાએ ઉમેદ રાખે છે કે જે પરજા ઉપીઓગી તરીકાથી..." ઈત્યાદિ.

આ જ કાળના હિંદુઓની ગુજરાતી ભાષા શુદ્ધિમાં પારસી પત્રોની ભાષા કરતાં ચડીઆતી હતી. ૧૮૫૪ ની હિંદુ ભાષાનો નમૂનોઃ—

"જો તમ્હે ન્યાયસભાની રીત પ્રમાણે તકરાર ચલાવશો તો તમ્હને ખરચ ઘણો થશે, અને ચૂકાદો પણ ઉતાવળો થશે નહીં, અને તમ્હે બેઉયે મ્હારાં મિત્રો, હું તમ્હારૂં કલ્યાણ ઇચ્છુંછું, માટે તમ્હને કહું છું કે તમે બેઉ મળીને મ્હને પંચાતનામું લખી આપો એટલે હું તમ્હારો મુકદ્દમો મનમાં ધારીને નીતિ હશે તે કહીશ." ઇસાપનીતિની વાર્તા. (પ્રકાશક–રણછોડદાસ ગિરધરભાઇ)

૧૮૬૨ ની હિંદુ ભાષાનો નમૂનોઃ—

"થોડાં વર્ષ ઉપર કોઈ પારસી બંધુક છોડે નહિ, અથવા આગ લાગી હોય તો હોલવવા પણ ના લાગે. હાલ તેઓ મુંબઇમાં 'વોલનટીઅર કોર' માં દાખલ થઇ, નિર્ચિતથી બંધુક છોડે છે. અમદાવાદમાં કેટલાક શિકારે જાય છે; તથા જ્યારે આગ લાગે ત્યારે હોલવવામાં સારી મદદ આપે છે." બુદ્ધિપ્રકાશ, પુ. ૯. અં. ૨

ભાષાશુદ્ધિમાં આ પ્રમાણે તફાવત હતો પરન્તુ ગદ્યલેખનશૈલી બેઉની લગભગ સરખી હોય એમ ઉપરના નમૂનાઓ ઉપરથી જણાય છે. ત્યારપછી વધેલા અંગ્રેજી કેળવણીના ફેલાવા પછી તેમજ સંસ્કૃત ભાષાના જ્ઞાનના વધારા પછી ભાષામાં જે સચોટતા, અર્થવાહકતા, અને ચમત્કૃતિ આવ્યાં છે તે આ કાળમાં ઓછાં હતાં. વ્યાકરણના દોષો તો બેઉની ભાષામાં હતા જ, પરન્તુ વર્તમાનપત્રોની ભાષામાં તે વધારે હતા, જે અત્યારસુધી કાંઇક ઓછા પ્રમાણમાં પણ ચાલુ જ રહેવા પામ્યા છે.

**'ગુજરાતી'નો યુગ.**

'રાસ્ત ગોફ્તાર'ના જ યુગમા મુંબઈમાં સારાં અંગ્રેજી દૈનિક પત્રો નીકળવા લાગ્યાં હતાં અને તેમાંથી તરજૂમો કરીને ગુજરાતી વર્તમાનપત્રો પોતાનાં કદમાં વધારો કરવા લાગ્યાં હતાં. આ રીતિથી નવા વિચારો અને નવી વાકયરચનાઓ ગુજરાતી ભાષામાં દાખલ થવા લાગ્યાં પરન્તુ એ તરજૂમાઓની ઘાટી ગુજરાતી ભાષાને બેડોળ બનાવનારી લાગતી. આ બેડોળ ઘાટી હજી પણ વર્તમાનપત્રોમાં ચાલુ જ રહી છે જોકે તેમાં પહેલાં કરતાં ઘણો ઘટાડો થયો છે. જીલ્લાઓમાં પ્રસિદ્ધ થતાં નાનાં પત્રો મુંબઈનાં પારસી માલકીનાં અઠવાડિકો અને દૈનિકોના બોલેબોલ ઉતારા કરવા લાગ્યાં હતાં અને તેને પરિણામે જીલ્લાનાં વર્તમાનપત્રોની ભાષા પણ મુંબઇમાંથી આયાત કરેલી ભાષાના જેવી લાગતી. આ આયાતની અસર ધીમે ધીમે થવા લાગી હતી, એવામાં 'ગુજરાતી' પત્ર મુંબઇમાં હિંદુ માલકી તળે નીકળ્યું. તેના માલેક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ ગુજરાતી ભાષાની શુદ્ધતાના હિમાયતી હતા. એ પત્ર પગભર થતાં તે છૂટથી વંચાવા લાગ્યું હતું અને પારસી અઠવાડિકો તથા દૈનિ-

કામાં તેનાં લખાણો અનોખી ભાત પાડી દેતાં માલૂમ પડતાં હતાં. તેના રાજદ્વારી વિચારો તીવ્ર હતા અને સંસારસુધારકોની સામે લડત ચલાવી તે ધર્મનો પક્ષપાત કરી રહ્યું હોવાથી જૂના મનના હિંદુઓનો તેમજ તમતમતાં લખાણો વાંચવાના શોખીનોનો તેને સારો ટેકો મળ્યો હતો. ભાષાશુદ્ધિ માટેની આ પત્રની લડત પણ વર્તમાનપત્રોના ભાષા-વિષયક ઇતિહાસમાં અગત્યનો ભાગ રોકે છે. અંગ્રેજી પત્રોનાં લખાણોના પારસી લેખકો તરફથી થતા તરજૂમાની વિલક્ષણતા, અર્થોનાં થતાં ખૂન, વ્યાકરણદોષ ઇત્યાદિ તરફ તે કડક ટીકા કરતું અને દૈનિક પત્રોમાંથી એવા તરજૂમાના સદાબરા ઉતારા કરવાને બદલે પોતા તરફના ખાસ જૂદા તરજૂમા કરીને તે છાપી દૈનિક પત્રોના તરજૂમાને પડછે પોતાના તરજૂમાની શિષ્ટતા બતાવી આપતું. એ અનુકરણીય શૈલી એ પત્રે હાલસુધી નિભાવી રાખી છે. ભાષાશુદ્ધિ માટેની લડત માટે તે પત્ર ઘણી વાર 'રાસ્ત ગોફતાર' સાથે લડી પડતું પણ ખરૂં. 'રાસ્ત ગોફતાર' ભાષાશુદ્ધિ માટે હમેશાં યત્નશીલ રહેતું. ફારસી શબ્દના શુદ્ધ ઉચ્ચાર માટે વર્તમાનપત્રોમાં પણ ક, ફ, જ, ઇત્યાદિ અક્ષરોની નીચે નુકતાઓ મૂકી 'રાસ્ત' મી. પાલનજી દેશાઈના અધિપતિપણા હેઠળ ખૂબ યત્ન કરતું અને તેનો એ યત્ન વર્તમાનપત્રોમાં તો પડેલો જ હતો, પરન્તુ સંસ્કૃતમાંથી ઉતરેલા ગુજરાતી શબ્દોની જોડણી કરતાં તે ઘણી વાર ભૂલો કરતું. આ કારણથી જ્યારે તે કોઇ વાર ભાષા-શુદ્ધિ વિષે કાંઈ ટીકા કરતું ત્યારે 'ગુજરાતી' તેના જ ભાષાદોષ માટે ટીકા કરવાને ભૂલતું નહિ. મર્હુમ કરસનદાસનું નામ 'રાસ્ત' 'કરસણદાસ' લખતું અને તેમાં રહેલી ભૂલ શાસ્ત્રીય રીતિએ દર્શાવવા માટે 'ગુજરાતી'એ એક વાર અધિપતિની નોંધમાં લંબાણ ચર્ચા સુદ્ધાં કરેલી. 'ગુજરાતી'નો ફેલાવો વધતાં, જાહેર વિષયોને સ્વતંત્રતાથી ચર્ચવાની તેની ધાટીનું આકર્ષણ થતાં અને વર્તમાનપત્રના ધંધામાં એક હિંદુના સાહસની સફળતાની કિંમત અંકાવા લાગતાં 'ગુજરાતી' ની અસર જીલ્લાનાં પત્રો ઉપર ઝડપથી થવા લાગી હતી. જે વખતે 'ગુજરાતી' સારી પેઠે જામ્યુ હતું તે વખતે ગુજરા-તમાં 'પ્રજાબંધુ', 'ગુજરાતીપંચ', 'સયાજીવિજય', 'કાઠિયાવાડ ટાઇમ્સ', 'હિંદુસ્તાન' વગેરે પત્રો જન્મ્યાં અને એ પત્રો પણ 'ગુજરાતી' ની લેખનની ધાટીનું અનુકરણ કરવા લાગ્યાં. કોઈ તેના 'બીરબલ'ના લખાણોનું અનુકરણ કરવા લાગ્યાં પરન્તુ તે અનુકરણો અફળ ગયાં અને 'બીરબલ'નું વર્ચસ્વ છેવટસુધી એકસરખુ જ રહ્યું. આ કાળમાં અંગ્રેજી ઉપરથી થએલા કેટલાક ગુજરાતી શબ્દપ્રયોગો પારસી માલકીનાં પત્રોની ટંકશાળોમાંથી અને બીજી બાજુએથી 'ગુજરાતી' પત્રની ટંકશાળમાંથી બહાર પડવા લાગ્યા; કોઇ શબ્દ 'ગુજરાતી' નો તો કોઈ શબ્દ પારસી પત્રોનો ચલણી સિક્કા જેવો બની જતો. પારસી પત્રોએ 'દિલસોજી' શબ્દને સારી પેઠે ચાલુ કર્યો છે અને બીજી બાજુએ 'સહાનુભૂતિ' જેવો શબ્દ ગુજરાતી પત્રોએ વાપરવા માંડ્યો છે. અત્યારે બેઉ શબ્દો સારી રીતે પ્રચલિત થયા છે. Election શબ્દને માટે પારસી પત્રોએ 'ચુંટણી' શબ્દ ચાલુ કર્યો છે અને 'ગુજરાતી'એ 'વરણી' શબ્દ યોજ્યો છે, પરન્તુ 'વરણી' શબ્દ શાસ્ત્રીય દૃષ્ટિએ 'ચુંટણી' કરતાં વધારે સુઘટિત હોવા છતાં 'ચુંટણી'જ વપરાશમાં વધ્યો છે 'ગુજરાતી' એ યોજેલા 'દૃષ્ટિકોણ' અને 'બહુમતવાદ' જેવા પ્રયોગો પણ ચલણી સિક્કા બની ગયા છે. આ પ્રમાણે એ સમયનાં વર્તમાનપત્રોએ ગુજરાતી ભાષાના શબ્દસમૃદ્ધિ-

ત્યનું ખેડાણ સારી પેઠે કર્યું હતું. અંગ્રેજી શબ્દો જે પહેલાં ગુજરાતી પત્રોમાં જેમના તેમ વપરાતા તે આ કાળમાં ગુજરાતી સ્વરૂપને પામી ચાલતા થયા છે, અને તે વર્તમાનપત્રોનાં લખાણોથી જ ઉદ્ભવ્યા છે. આજે રાજદ્વારી વિષયોના, સાંસારિક બાબતોના અને આર્થિક—ઔદ્યોગિક બાબતોના જે નિબંધો લખાય છે અને જે ભાષણો અપાય છે તે બહુધા વર્તમાનપત્રોની જ ભાષામાં હોય છે, એટલે કે વર્તમાનપત્રોના લેખોએ જ તેમાંના શબ્દપ્રયોગોપર, શૈલી ઉપર અને વાક્યરચના ઉપર અસર નીપજાવી હોય એવું માલૂમ પડયા વિના રહેતું નથી.

**સાહિત્યનો યુગ.**

'સરસ્વતીચંદ્ર'ની નવલકથા, 'સુદર્શન' અને 'વસંત' માસિક, શ્રી. મણિલાલ નભુભાઈનાં તથા રા. બા. રમણભાઈ વગેરેનાં લખાણોથી અને ત્યારપછી સાહિત્યસભાઓ તથા સાહિત્યપરિષદ્‌નો જન્મ થવાથી ગુજરાતમાં સાહિત્યનો યુગ પ્રવર્ત્યો. સંસ્કૃત બીજી ભાષા સાથે યુનિવર્સિટીમાંથી નીકળતા નવા ગ્રેજ્યુએટોનાં લખાણો શિષ્ટ ગુજરાતીને બદલે ક્લિષ્ટ ગુજરાતીમાં થવા લાગ્યાં અને 'ગુજરાતી,' 'પ્રજાબંધુ.' દેશી મિત્ર' વગેરે પત્રો ઉપર પણ કાંઇક અંશે તેની અસર થવા લાગી; પરન્તુ માસિક પત્રો કરતાં વર્તમાનપત્રો એ અસરથી મોટે ભાગે નિરાળાં જ રહ્યાં, છતાં ભાષામાં શિષ્ટતા તો દાખલ થઇ ચૂકી. આ સાહિત્ય યુગથી હિંદુ માલકી હેઠળનાં પત્રોમાં જોડણી કાંઇક સુધરી. મુખ્ય લેખોની ભાષાનુંએ ખેડાણ થવા લાગ્યું. અંગ્રેજી લેખો ઉપરથી થતા ગુજરાતી તરજૂમા વર્તમાનપત્રોમાં આ કાળમાં સુધર્યા. સાહિત્યપરિષદ્ ભાષાશુદ્ધિ માટે ઠરાવો કરતી રહી છે અને તેના ઉપરાઉપરી આગ્રહથી તેમજ શિષ્ટ ભાષાના હિમાયતીઓના પ્રહારથી પારસી માલકીના વર્તમાનપત્રો ઉપર પણ કાંઇક અસર થઇ છે. 'સાંજ' 'પ્રજામિત્ર,' 'સત્યમિત્ર,' 'હિંદુસ્તાન' જેવાં પત્રો દૈનિક છે અને તેઓ ખાસ કરીને અગ્રલેખો તથા મહત્ત્વના બીજા લેખોનાં હ્રસ્વ દીર્ઘ અને જોડાક્ષરોના સંબંધમાં મોટી મોટી જરૂરીઆતો ઉપર ધ્યાન આપવા લાગ્યાં છે. સાહિત્યરસિકો અને શિષ્ટ ભાષાના હિમાયતી ગુજરાતી ગ્રેજ્યુએટોનો વર્તમાનપત્રો સાથેનો સંબંધ આ કાળમાં જોડાયો અને તેથી વર્તમાનપત્રોની ભાષામાં શિષ્ટતાને નામે કાંઇક ક્લિષ્ટતા પેસવા લાગી હતી, એવામાં તો નવો યુગ આવ્યો અને જે વિદ્વદ્‌ભોગ્ય ભાષા માસિક પત્રોના કેટલાક લેખોમાં પેસી ચૂકી હતી અને જેની સામે સરળતાનાં હિમાયતી પત્રો 'જડબાંતોડ' ભાષાને નામે વાંધો ઉઠાવી રહ્યાં હતાં એટલું જ નહિ પણ 'સાક્ષરીયા' શબ્દપ્રયોગો ને 'હકારીયા' જોડણી સામે ટીકા કરી રહ્યાં હતાં, તે વર્તમાનપત્રોમાં આગળ વધી શકી નહિ.

**'નવજીવન'નો યુગ.**

ભાષાના વિકાસના સંબંધમાં આ નવો યુગ તે 'નવજીવન'નો યુગ છે. 'નવજીવન' અને મહાત્મા ગાંધીનાં લખાણોએ ભાષાશુદ્ધિની સાથે સરળતાને પોષી છે અને નવીન શબ્દપ્રયોગોનો તેમજ લેખનશૈલીનો ફાળો ગુજરાતી ભાષામાં આપ્યો છે. નવજીવનની લેખનશૈલીનાં અનુકરણો પુષ્કળ લેખકો કરી રહ્યા છે. 'અપનાવવું,' 'અછૂતોદ્ધાર' જેવા હિંદી અને 'નાફેર', તથા 'નોકરશાહી' જેવા અનેક મરાઠી શબ્દો ગુજરાતી ભાષામાં આ કાળમાં જ દાખલ

થયા છે. સાહિત્યના યુગમાં ભાષાશુદ્ધિ અને જોડણીનો સવાલ શાસ્ત્રીય રીતોનું અવલોકન; વ્યુત્પત્તિનો પ્રકાશ અને શબ્દોચ્ચારણનું કાલમાન ઇત્યાદિને અંગે ચર્ચાતો, તે તરફ 'નવજીવન'નો યુગ ગુજરાતીઓને નવા દૃષ્ટિબિંદુથી જોવા આગ્રહ કરી રહ્યો છે અને તેની અસર કાંઈક થઈ છે. લોકોમાં પ્રચલિત રૂઢી, સરલતા, અને 'સંસ્કૃત' નહિ પણ 'ગુજરાતી' શુદ્ધતાને અનુસરીને જોડણી 'નવજીવન' કાર્યાલયે નક્કી કરી છે તેને અનેક દિશાએથી સહાનુભૂતિ મળી છે. જોડણી નક્કી કરવાનો સવાલ અતિવિકટ છે એમ કહીને તેને લગભગ સ્થિતિસ્થાપક સ્વરૂપમાં ગુજરાતી સાક્ષરો રહેવા દેતા હતા, તેને બદલે હવે વહેવારૂ બાંધછોડની રીતે જોડણી નક્કી જ કરવાનો ઠરાવ ભાવનગરની સાહિત્ય પરિષદે સાક્ષરોની વિરૂદ્ધતા છતાં બહુ મતે કર્યો છે. હિંદુ લેખકો અને હિંદુ ગ્રેજ્યુએટોને મુંબઇનાં પારસી માલકીનાં વર્તમાનપત્રોમાં હવે પહેલાં કરતાં વધારે પ્રમાણમાં સ્થાન મળવા લાગ્યું હોવાથી ભાષાની જૂની પારસી ખાસીયતો ઓછી થવા લાગી છે, તોપણ તે સમૂળગી દૂર થઇ નથી અને તેથી વર્તમાનપત્રોની આજની ભાષા પારસી સ્કૂલ અને હિંદુ સ્કૂલમાં વહેંચાઇ જતી હોય એવું માલૂમ પડે છે. અંગ્રેજી ઉપરથી થતા ગુજરાતી તરજૂમા પહેલાં કરતાં સુધર્યા છે અને હજી જે કાંઈ દોષો તેમાં છે તે પણ સુધારવા તરફ પત્રકારો બેદરકાર નથી.

**ભાવી યુગ.** ભાવી યુગ વર્તમાનપત્રોને લોકભાષા ઘડનાર એક નવીન બળ તરીકે સ્વીકારવાનું ચાલુ જ રાખશે અને તેટલા માટે પત્રો પાસેથી ભાષાવિકાસની સાથે ભાષાશુદ્ધિ તરફ વધારે ધ્યાન આપવાની માંગણી કરશે. શબ્દોનો ભંડોળ વધતો જાય છે, નવા શબ્દો ચલણમાં આવતા જાય છે, પરન્તુ ભાષામાં સરળતા સાથે શિષ્ટતાનો સંયોગ પૂરો જામ્યો નથી. એકલી સરળતા વર્તમાન કાળની સંસ્કૃતિના ઇતિહાસમાં આપણને ઉતરતી પંક્તિના ગણાવે અને એકલી શિષ્ટતા સમાજને આપણાથી દૂર રાખનારી બને: સરળતા અને શિષ્ટતા બેઉની આપણને ભાષામાં અગત્ય છે. જોડણીની અરાજકતા છે પરન્તુ 'શ્રેષ્ઠ' શબ્દને 'શરેશઠ' છાપનાર વર્તમાનપત્રો એ અરાજકતાનો ખોટી રીતે લાભ લે છે અને જો માત્ર થોડી વધુ કાળજી રાખે તો તેઓ એ અશુદ્ધિમાં ઘણો ઘટાડો કરી શકે. દૈનિક પત્રો છાપનારા છાપખાનાંમાં જોડાક્ષરો કે હ્રસ્વ-દીર્ઘાક્ષરોનાં ટાઇપ હોતાં નથી એ માન્યતા ખોટી છે તેમજ તેમના કંપોઝીટરો જોડાક્ષર સમજતા નથી એ માન્યતા પણ ભૂલભરેલી છે. એ જ છાપખાનાં બીજાં ઘરાકોનાં સારાં પુસ્તકો છાપે છે તેમાં સંપૂર્ણ શુદ્ધ જોડણી છાપી શકે છે, અને વર્તમાનપત્રોમાં ઓછી કાળજી અને એક વિશેષ અડચણને લીધે તેઓ અશુદ્ધિ ચલાવી લે છે. આ અડચણ ગુજરાતીના બહુવિધ જોડાક્ષરોના સંખ્યાબંધ ટાઇપોને કંપોઝીટરોની નજીક લાવી મૂકવાની છે. અંગ્રેજી ટાઇપો ૧૫૩ ખાનાંમાં સહેલાઇથી સમાય છે, પરન્તુ ગુજરાતી ટાઈપો માટે બસો અઠ્ઠાવીસ ખાનાં હોય છે, તે છતાં તે ઉપરાંત ખાનાં જોઈએ અને એક કંપોઝીટરનો હાથ પહોંચી શકે તેવડા કેસમાં એટલાં બધાં ખાનાંની યોજના નહિ કરવામાં આવી હોવાથી સાદા અક્ષરોના કેસોને કંપોઝીટર પાસે રાખી, જોડાક્ષરના જૂદા કેસને તેનાથી ઘણે દૂર રાખવાની જ બધાં છાપખાનાંમાં ગોઠવણ હોય છે. આવા જોડાક્ષરનો એકેક કેસ દરેક કંપોઝીટરને પૂરો પાડવાનો યોજના મોટાં છાપ-

ખાનાંઓમાં પણ હોતી નથી, એટલે એવા અક્ષરો લેવા દૂર પડેલા કેસ પાસે જવાથી કંપોઝીટરોને તકલીફ પડે છે તેમજ છાપખાનાંના માલેકોને કામ ઓછું ઉતરતું હોવાથી એ ભાષાશુદ્ધિ મોંઘી પરવડે છે. દરેક કંપોઝીટરને જોડાક્ષરનો કેસ પૂરો પાડવાની એક સહેલી યોજના અત્ર સૂચવું છું અને હું ધારૂં છું કે એ યોજના અજમાવવાથી દૈનિક પત્રો છાપનારાઓ કાંઈ વધુ ખર્ચ વિના કે કામના ઉતારામાં બહુ ઘટાડો થયા વિના ભાષાશુદ્ધિ સાધી શકશે. આ યોજના કંપોઝીટર સામે પડેલા 'અપર' અને 'લોઅર' કેસમાં હાલમાં જે ચાર બ્લોકસ હોય છે. તેમાં અંગ્રેજી ઈટાલીક ટાઈપના કેસની પેઠે પાંચ કિંવા છ બ્લોકની યોજના કરી ખાનાં કાંઇક નાનાં કરવાની તથા એ રીતે ખાનાંની સંખ્યામાં વધારો કરવાની છે. મુંબઈ જેવા શહેરમાં છાપખાનાની સાંકડી જગ્યામાં કંપોઝીટરોને જોડાક્ષરના ટાઈપ માટે બહુ હરફર કરી વખત ગાળવાની જરૂર ન પડે અને પોતાની સામે પડેલા બે કેસમાં જ અગત્યના બધા જોડાક્ષરોનાં ટાઈપ મળી શકે, તો હું માનું છું કે તેમની ઘણી તકલીફ ઓછી થાય અને છાપખાનાંને એ શુદ્ધિ મોંઘી ન પડે. દૈનિક પત્રોની અશુદ્ધ જોડણી એકલા લેખકોના દોષને આભારી નથી. શુદ્ધ લેખોને પણ કંપોઝીટરો પોતાની સગવડ ખાતર અશુદ્ધ કંપોઝ કરે છે એવો અનુભવ સાધારણ છે તે માટે જ આ માર્ગની આવશ્યક્તા હું સમજું છું. છેવટે વર્તમાનપત્રોને, ભાષાના સંબંધમાં સરળતા અને શિષ્ટતા ઉપરાંત શુદ્ધતાઃ એ ત્રણ વાનાંને ભાવી યુગનું લક્ષ્યબિંદુ બનાવવા, હું વિનંતિ કરૂં છું.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

# પત્રોની ખીલવણી.



આજનો દિવસ ગુજરાતી વર્તમાનપત્રોના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે. આજ આપણે ગુજરાતી વર્તમાનપત્રકારો પહેલીવાર પરિષદ્ ભરીયે છીયે. હું આશા રાખું છું કે આપણે વારંવાર પરિષદો ભરી આપણી પ્રગતિના પ્રયાસો આદરીશું.

ગુજરાતી વર્તમાનપત્રો અનેક મુશ્કેલીઓમાંથી પસાર થયાં છે. ગણ્યાંગાંઠયાં પત્રો સિવાય બીજાં બધાં આજ સુધી ખોટમાં કામ કરતાં હતાં. હાલ પણ ખોટમાં કામ કરતાં પત્રોની સંખ્યા નાનીસુની નથી. પણ જેમ જેમ લોક જાગૃતિ અને કેળવણી વધતી જાય છે તેમ તેમ ગ્રાહકોની સંખ્યા વધતી જાય છે અને ખોટમાં કામ કરતાં પત્રોની સંખ્યા ઘટતી જાય છે; પણ આટલુંજ બસ નથી. જ્યાંસુધી તમામ પત્રો ખોટનો ખાડો પૂરી બહુ નહીં તો સાધારણ નફો કરતાં નહી થાય ત્યાંસુધી તેમની ખીલવણી થવી અશકય છે.

શોખની ખાતર ગાંઠનાં ગોપચંદન કરનારાં બહુ વિરલા હોય છે. જેમનામાં શોખ હોય છે તેમની પાસે સાધન હોતાં નથી, અને જેમની પાસે સાધન હોય છે તેમનામાં શોખ હોતો નથી. શોખ અને સાધન ભાગ્યેજ સાથે જોવામાં આવે છે. તેથી કરીને મોટે ભાગે ખોટમાં કામ કરતાં પત્રોને કોઈ સંસ્થા કે વ્યક્તિનો આશ્રય શોધવો પડે છે. આવી રીતે ચાલતાં પત્રો કેટલો વખત નભે અથવા નભે તો તેમની હાલત કેવી હોય ? સ્વાશ્રયી પત્રો જે અનેકવિધ સુધારાવધારા કરી શકે તે પરાશ્રયી પત્રો કરી શકે ખરા કે ?

મારી દૃઢ માન્યતા છે કે ગુજરાતી પત્રોની ખીલવણીનો પ્રથમ ઉપાય તેમને સ્વાશ્રયી કરવાનો છે. તેઓ સ્વાશ્રયી શી રીતે થઇ શકે, તેમના ગ્રાહકો શી રીતે વધે ? એ આપણે વિચારીએ. આપણે ફરીયાદ કરીયે છીયે કે આપણા ગ્રાહકો વધતાં નથી, લોકોમાં વર્તમાનપત્રો વાંચવાનો શોખ નથી. પરંતુ તેને માટે આપણે પોતે કેટલા જવાબદાર છીયે તેનો આપણે ભાગ્યેજ ખ્યાલ કરીયે છીયે. લોકોને શું જોઇયે છે, તેમને શી મુશ્કેલીઓ છે તેનો આપણે કદી વિચાર કરીયે છીયે ? લોકોને જે જોઇયે તે આપણે ન આપીયે તો આપણો માલ પડયો રહે અથવા નહીં જેવો ખપે તેમાં કંઇ નવાઈ છે ?

લોકો વર્તમાનપત્રો શા માટે વાંચે છે ? શોખની ખાતર વર્તમાનપત્રો વાંચનારા ઘણા ન હોય, અને જે હોય તે લાયબ્રેરીમાંથી કે પડોશીને ત્યાંથી વાંચી ચલાવી લે. પરંતુ જો વર્તમાનપત્રો વાંચવાથી બે પૈસાની કમાણી થતી હોય અથવા તેવોજ કાંઈ બીજો લાભ થતો હોય તો તેમને માટે બે પૈસા ખુશીથી ફેંકી દેવાય. બીજા દેશોનાં વર્તમાનપત્રોના લાખો ગ્રાહકો હોય છે તે અમસ્તા નથી હોતા. વર્તમાનપત્રો વાંચ્યા સિવાય તેમના જીવનનો વ્યવહારજ અટકી પડે. આવાં વર્તમાનપત્રો આપણે અહીં કેટલાં છે ? આપણે આપણા ગ્રાહકોના જીવનના પ્રશ્નો ઉકેલીએ છીએ ? જ્યારે આપણે આપણાં વેપાર ઉદ્યોગો, અને તેવાજ બીજા વ્યવહારીક પ્રશ્નોની રસભરી ચર્ચા કરીશું ત્યારે આપણા ગ્રાહકોની સંખ્યા ઝડપથી વધવા માંડશે અને આપણા ખોટના આંકડા પૂરાવા માંડશે.

પણ આપણી જનતાના તમામ વ્યવહારીક પ્રશ્નો ચર્ચવા તે નાનુંસૂનું કામ નથી. અમુક વ્યક્તિ કે વ્યક્તિઓથી નજ થઈ શકે. જેમ ચર્ચા કરનારા વિશેષ તેમ ચર્ચાની વિવિધતા અને સંગીનતા પણ વિશેષ. અનેક વ્યક્તિઓના વિચાર-વિનિમયના પરિણામે જે અનુમાનો બંધાય તેમનીજ કીંમત અંકાય. જ્યારે સમસ્ત જનતા વિચાર કરતી થશે અને પત્રોમાં લખતી થશે ત્યારે આપણાં પત્રોની ઉપયોગિતા વધશે અને ગ્રાહકોની સંખ્યા પણ વધશે. આ શુભ દિન જેમ બને તેમ વહેલો લાવવો તે આપણું કામ છે. આપણે અનેક રસ્તે આપણું લેખક મંડળ વિસ્તૃત કરી શકીયે. જો આપણે મ્હેનતાણું આપવાનો રીવાજ દાખલ કરીએ તો ઘણી વ્યવસાયી અને ધંધાર્થી વ્યક્તિઓ પોતાના પાકટ અનુભવ પત્રોમાં લખવા તૈયાર થાય. તેમના અભિપ્રાયનું જે મુલ્ય અંકાય તે ગમે તેવા તંત્રીના અભિપ્રાયનું મુલ્ય હોય ખરૂં કે?

તંત્રી ગમે તેટલું વાંચે પણ અનુભવીઓનો અનુભવ તેનામાં ક્યાંથી હોય? ખાસ વિષયો માટે અનુભવીઓએજ લખવું જોઈયે. તંત્રી અનુભવીઓના અનુભવ પોતાના આદર્શોની કસોટીએ ચઢાવે. તંત્રીમંડળ અને દુનિયાના અનુભવીઓના પરસ્પર સહકારથી જે પત્રો ચાલશે તેજ વજનદાર ગણાશે અને તેજ ટકશે *

ચીમનલાલ મોહનલાલ મોદી.
(તંત્રી, 'પ્રજાબંધુ.')

---

* પત્રકાર પરિષદમાં વાંચેલો નિબંધ.

# બાળક અને તેનું સાહિત્ય.

મનુષ્ય અવસ્થામાં પરમાત્માની સૌથી સમીપ અવસ્થા એ બાલ્યાવસ્થા છે. એ જીવનની નિર્દોષતા, અભેદમયતા, મહત્તા કોઇ અજબ વસ્તુ છે. દરેક મહાન પુરુષને પોતાના જીવનની યાદીમાં બાલ્યજીવન યાદ આવ્યા વિના નહિ રહેતું હોય.

તે જીવનમાં રમાતી રમતો, કાલાઘેલી બોલી, મીઠું હાસ્ય અને નવું નવું જાણવાની તેની જીજ્ઞાસા જોઈ આપણે ગમે તેવા માનસિક બોજામાં દબાયલા હોઇએ, તોપણ સહજ શાંતિ પ્રાપ્ત થાય છે.

બાલ્યજીવન એ વિણ ડાઘનો સ્વચ્છ આરસો છે. તેમાં સુંદર રૂડું પ્રતિબિંબ પડે છે. તે જેવું જૂએ છે તેવું કરવા યત્ન કરે છે; સાંભળે છે તેવા શબ્દો બોલવા શ્રમ કરે છે; તેની જીભમાં પરીક્ષા શક્તિ ઓછી હોય છે, છતાંય તેના ઉપર તે જીવનમાં જે સંસ્કાર પડે છે એવા પુખ્ત વયે પડતા નથી. વિદ્વાનો કહે છે, કે “બાળક પાંચ વરસમાં જેટલું શીખે છે, તેટલું આખા જીવનમાં શીખતું નથી.”

નાનાં નાનાં ભુલકાંઓ તેમના શરીરના નાના નાના અવયવોના હાવભાવથી, દંત વિહોણાં મુખનાં સ્મિત હાસ્યથી, ચાલતાં ન શીખેલાં, પણ ઘુંટણથી ચાલવાનો યત્ન કરતાં ગબડતાં અથડાતા, અફળાતાં સહજ વાગતાં રડી ઉઠી, વળી પાછાં પોતાનું આદરેલું કાર્ય શરૂ કરવા મંડે છે. ભૂખ્યાં થતાં રડે છે ને તે વડે માતાને જાણ કરે છે. બાળકો માત્ર ભૂખથી કે રોગથી રડે છે. તેની રમતો નિર્દોષ હોય છે; તે રમતોમાં હરેક વસ્તુને તે અફાળે છે, ભાંગે છે અને પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરે છે. તે જીહ્વા વડે બોલી શકતાં નથી, પરંતુ તે સમજે છે અને હાવભાવથી આપણને સમજાવે છે. તેને સારાસારનો વિચાર હોતો નથી. તે દરેક વસ્તુને પકડવા મથે છે, તેની સાથે રમે છે. ગમે તે વસ્તુ મોંમાં મૂકી દે છે.” એક નાના બાળકને આપણે ગમે તેવી કિંમતી વસ્તુ આપી હશે, તો તેને અફાળશે, ફેંકશે અને મોંમાં મુકશે. ઉંચકી શકાય તેવી નહિ હશે તો ઉંચકવા પ્રયત્ન કરી ફેંકી દેશે. આ એમનો સ્વભાવ છે. તેઓમાં આ એક નિર્દોષતા છે.

આમ જન્મથી ત્રણ વરસનાં થાય ત્યાં સુધી તેમના અવયવો વધવાનું, શબ્દો શીખીને બોલવાનું [ વધારે પ્રમાણમાં જે શબ્દો તેમના કાન પર અથડાય છે તેવા બા, બાપા, કાકા, દાદા, ભૂ, વગેરે ] એની ખીલવટ થાય છે. બાદ ત્રણથી સાત સુધીમાં જીંદગીમાં વધુ વ્યવહારમાં આવતા શબ્દોનું જ્ઞાન થઇ જાય છે. એટલે પોતાની માતૃભાષાના અગત્યના શબ્દોનું-ભાષાનું ઘણું ખરૂં જ્ઞાન તેઓને થઈ જાય છે.

### બાળક એટલે ?

જન્મથી જ તે સાત આઠ વરસ સુધીના બચ્ચાં માટે આપણે બાળક શબ્દ વાપરીએ છીએ. જો કે અત્યારે તો સામાન્ય રીતે ૧ થી ૧૧ વરસ સુધીના બચ્ચાં બાળક ગણાય છે અને ૧૨ વરસથી તે કુમાર તરીકે સંબોધાય છે. આપણે બાળક માટે ૧૧ વરસની હદ કબુલ રાખી તેના સાહિત્ય અને તેની ખીલવણીનો વિચાર કરીશું. અત્યારનાં ગુજરાતી બાલ માસિકોએ

પણ આજ ઉમરનું ધોરણ પોતાનાં બાલ માસિકોના લેખો માટેનું રાખેલું જણાય છે. જો કે "બાળક એટલે તો બચ્ચું" એક વરસથી ત્રણ વરસ સુધીની વય તે જ બાળક માટે ગણાય, પરંતુ એટલો સંકુચિત અર્થ કરે આપણને પાલવશે નહિ.

**બાળકો માટે સાહિત્ય.**

સરકારી વાચનમાળાઓ, રાષ્ટ્રીય વાચનમાળાઓ, જુદા જુદા લેખકોએ તૈયાર કરેલી અખતરાની વાચનમાળાઓ, બાલવાર્તાનાં પુસ્તકો, બાલ કાવ્યો, બાલમાંસિકો આ તમામ કંઇને કંઈ બાલ સાહિત્ય પુરૂં પાડે છે.

**પ્રાચીન બાલસાહિત્ય.**

પહેલાંના વખતમાં બાલસાહિત્ય હતું. અત્યારે તે વિચારો નવા ઉદ્‌ભવ્યા નથી. તે વખતનું સાહિત્ય થોડું પણ સચોટ ને સુંદર હતું. હિતોપદેશ, પચતંત્ર, કથામંજરી વગેરે સંસ્કૃત, પ્રાકૃત, અંગ્રેજી, દેશી તેમજ વિદેશી તમામ ભાષામાં બાલસાહિત્ય હતું અને છે. તેનો વિકાસ દિન પ્રતિદિન થતો જાય છે. અત્યારે સમાજને બાલસાહિત્યની વિશેષ જરૂરીયાત જણાઈ છે ને તે માટે થોડા ઘણા પ્રમાણમાં યત્નો થાય છે. બંગાળા અને મહારાષ્ટ્રમાં ઘણા સારા પ્રમાણમાં બાલસાહિત્ય મળી આવે છે, અને દિવસે દિવસે ઘણું નવું સાહિત્ય તયાર થાય છે.

આપણા ગુજરાતમાં પુરાણોમાંથી, રામાયણમાંથી, મહાભારતમાંથી અને મોઢાની લોકકથાથી બાલસાહિત્ય મળી આવે છે, અને તે બહોળા જથામાં નહિ તો છુટું છવાયું જુદા જુદા લેખકો તરફથી પ્રકાશમાં આવ્યું છે.

આ પ્રમાણે બાલોપયોગી પુસ્તકો શિક્ષણનાં તેમજ સાહિત્યનાં તૈયાર થતાં, અને તે મારફત બાળકોને જ્ઞાન મળતું.

તેમાં વૃદ્ધિ થવા માટે ગુજરાતમાં બાળ માસિકોની શરૂઆત થઇ. બાલકોનો આનંદ બાલકોનો બંધુ, બાલબોધ, બાળશિક્ષક જેવાં પત્રોએ દેખા દીધી; અને ગુજરાતી બાલસાહિત્યમાં તેઓએ થોડો ઘણો વધારો કરવા માંડયો. અત્યારે તે પત્રો બંધ પડયાં છે.

કેટલાક જુદા જુદા લેખકો અને પ્રકાશન સંસ્થાઓએ પણ બાલવાર્તાઓ, બાલકાવ્યો પ્રગટ કર્યાં હતાં. વાંચનમાળાઓમાં તો બાલસાહિત્ય જ હોય અને તે ભિન્ન ભિન્ન પ્રકારનું હોય તે નિર્વિવાદ છે. છતાંય તેમાં દોષો રહેલા.

**અર્વાચીન બાલસાહિત્ય.**

આ દશકામાં બાલસાહિત્ય ઠીક પ્રચારમાં આવ્યું છે. લોકોને તેની જરૂરીયાત જણાઇ છે. બાળકોને પાઠય પુસ્તકો સિવાયના બીજા સાહિત્યની ભૂખ ઉપડી છે, અને તેવા માસિકની બાળકને જરૂર છે, તેમ જ તેના મગજને કેળવવામાં બહુ સુલભ થાય તેમ છે. આવા કારણોથી બાલસાહિત્ય તૈયાર થવા માંડયું છે.

અ સરકારી વાચનમાળાઓઃ—આ પુસ્તકો જુદા જુદા વિષયો લઇ તૈયાર કરવામાં આવે છે, સરકારી લેખકો પાસે લખાવાય છે, મૂલ્ય પ્રમાણસર રાખવામાં આવે છે.

છતાંય તેમાં દોષો રહે છે: બાળકોની આગળ જે વિષય મૂકવામાં આવે છે તેનું પુરતું જ્ઞાન આપવા માટે શિક્ષકો પાસે પુરતાં સાધનો હોતાં નથી કે પોતામાં તેટલી લાયકાત હોતી નથી.

ચ રાષ્ટ્રીય વાચનમાળાઓ:—આ વાચનમાળાનાં પુસ્તકો તો હમણાંજ નીકળવા માંડયાં છે, છતાં ઘણાં સારાં, સસ્તાં અને સારા વિચારોવાળાં હોય છે. બાળકોને સ્વતંત્રતાનું જ્ઞાન મળે એવા વિચારો તેમાં ગુંથાયલા હોય છે; પરંતુ આ પુસ્તકો એક જ માણસે તૈયાર કરેલાં, એક જ દૃષ્ટિથી લખાયલાં અને જોડણી વગેરે સર્વમાન્ય ન હોય તેવાં હોવાથી સંપૂર્ણતાને પ્રાપ્ત હોતાં નથી.

છ જુદા જુદા લેખકાની અખતરારૂપ વાચનમાળાઓ:—આ પુસ્તકો પણ સાહિત્યનો પ્રચાર થાય એટલા માટે ઉચ્ચ વિચારવાળાં હોય છે, છતાં દોષો ઉપર પ્રમાણેના રહી જાય છે. લેખકો બાળકોને નજર આગળ રાખી પુસ્તકો તૈયાર કરે તો ઘણાં ઉંચા પ્રકારનાં પુસ્તકો તૈયાર થાય. વળી આવાં પુસ્તકોની કિંમત પણ વધારે પડતી રહે છે.

**બાલમાસિકો:—**

ગુજરાતમાં પ્રથમ બાલશિક્ષકે—વડોદરામાંથી શરૂઆત કરી. આઠ દશ વરસ તે સારી રીતે ચાલ્યું. ગુજરાતમાં માસિકો મારફત બાલસાહિત્યનો રસ તેણે જ સમાજમાં રેડયો. પરંતુ તે માસિક આજ બે વરસથી સુષુપ્તિ ભોગવે છે.'

બાદ મુંબઈથી બાલજીવન નામનું માસિક શરૂ થયું, અને તેના ઉત્સાહી ચાલકોના હાથથી, ત્રણ, ચાર વરસથી બાલસાહિત્યની સારી સેવા થાય છે.

આણંદથી—બાલમિત્ર માસિક પત્ર બાળકોનાં આનંદમાં ભાગીદાર બની જુદા જુદા વિષયોનું જ્ઞાન આપી રહ્યું છે, તેમના વાચકો સારા પ્રમાણમાં છે અને ગુજરાતના બાલસાહિત્યની રસિકોની મદદ પણ તેને સારી પેઠે છે.

"બાળક" એ નામનું ત્રિમાસિક અમદાવાદથી શરૂ થયું. બે વરસથી તે પોતાનાથી બને તેટલું સસ્તું અને સારૂં બાલસાહિત્ય પુરૂં પાડે છે, અને હાલ ગોધરામાંથી દ્વિમાસિકના રૂપમાં પ્રગટ થાય છે. આ સિવાય ગુજરાતનાં સ્ત્રી માસિકો—સુન્દરી સુબોધ, સ્ત્રીબોધ અને વિલાસ બાળકોના માટે જુદો વિભાગ રાખી વાતો અને કવિતાઓ પૂરી પાડે છે. જેથી ગુજરાતની માતાઓ પોતાની સાથે બાળકોને પણ સાહિત્યનો અમિરસ ચખાડે.

**બીજાં પ્રકાશન ખાતાં અને પ્રકાશકો.**

નવજીવન, ગુજરાત વિદ્યાપીઠ, ગુજરાતી પત્ર, સસ્તું સાહિત્ય, સયાજી બાલજ્ઞાનમાળા વગેરે સંસ્થાઓએ થોડા ઘણા પ્રમાણમાં બાલસાહિત્ય પ્રકાશમાં આણ્યું છે.

યુગધર્મે—મુકુલથી વધારો કર્યો છે.

ગાંડીવ. સા. મંદિરે—બાળવિહારથી વધારો કર્યો છે.

રે. બા. કાંટાવાળાની ટચુકડી સો વાતોના એક પછી એક એમ ચાર ભાગો અને વળી દર વરસે એ તો ગુજરાતમાં વધારેમાં વધારે સારા પ્રમાણમાં વધારો કરવા

સમાન છે. તેમની વાતો સાદી ભાષામાં, ટુંકી, સત્ય બનાવોથી ગુંથેલી તેમજ બાળકોને જ્ઞાન સાથે ગમ્મત આપે તેવી છે: હજી તો તેઓશ્રી એવી બીજી કેટલીક વાતો ગુજરાતને ચરણે ધરવાના છે.

બીજા આપણા દક્ષિણામૂર્તિભવનવાળા અધ્યાપક, બાળકોના પ્રિય દોસ્ત—ગુરૂ ગિજુભાઈએ બાલવાર્તાઓના ત્રણ ભાગો આપી કાઠીઆવાડની કંઠસ્થ વાતોનું ગુજરાતની બાલ આલમને દાન કર્યું છે.

આ સિવાય બીજા નાના મોટા ભાઈઓએ ગુજરાતના બાલસાહિત્યની વૃદ્ધિમાં ઠીક ફાળો આપ્યો છે. એટલે આ દશકામાં જેટલું બાલસાહિત્ય ગુજરાતમાં પ્રચારમાં આવ્યું છે તેટલું પ્રથમ આવેલું નથી.

હજી કરવા જેવું:

(૧) વાર્તાઓ—સાંભળેલી તેમજ વાંચેલી વાતો ઉપરથી ઉપજાવી કાઢનારની સંખ્યા ગુજરાતમાં વધી છે અને તે ઠીક પ્રમાણમાં વધી છે; છતાં સાક્ષરો પૈકી રા. બ. કાંટાવાળા અને રા. ગિજુભાઈ સિવાય બીજાઓએ તે પ્રતિ પુરતું ધ્યાન આપ્યું નથી.

(૨) કાવ્યો—અરે! ગુજરાતની બાલ આલમને કાવ્ય આપનાર છે જ કયાં? એક પણ આંગળીયે નામ મૂકાય તેવો કોઈ કવિ નથી! બાળકોના કવિ દલપતરામ ગયા!! પછી નાના બાળકને પણ તેની ભાષામાં કવિતા મળે એવો છે કોઈ કવિ ગુજરાતમાં? જો કે જ્યાં ત્યાં પ્રાસ બેસાડી ગઝલો લખી, ગરબીઓ લખી, છંદો લખી ગમે તે પ્રકારે અત્યારે ગુજરાતનાં બાલ માસિકોને કાવ્યો ભરવાં પડે છે. પરંતુ એક પણ એવો ઉચ્ચકોટિનો કવિ કોઈ નથી કે જેની કવિતા દરેક અંકે બાળ માસિકમાં આવી જ હોય. એટલે જ જૂની કવિતામાંથી સારી કવિતા શોધી કાઢી સંગ્રહકર્તાઓને કે માસિકોને બહાર આણવી પડે છે ને બાળકોને આનંદ આપવો પડે છે. જૂની કવિતામાં ઘણી કવિતાઓ છે ને જે હજી પ્રચાર પામેલી પણ નથી.

(૩) વિજ્ઞાનઃ—બાળકોની ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય આપનાર સાક્ષરોમાંથી કોણ જડી આવશે.? હા, હાલમાં સુરતમાંથી એક બાળવિહાર રા. વીમાવાળાએ આપ્યું છે, છતાંય તે એક પુસ્તકથી કંઈ બાલકોને વિજ્ઞાનની પૂરતી માહિતી આપી શકાશે નહિ.

(૪) ઈતિહાસઃ—ઈતિહાસો ઘણા બહાર પડયા છે, પણ બાળકોને કોણ જાણે શાથી તે વિષયમાં રસ પડતો નહિ હોય? ગુજરાતનો કોઈ વિદ્વાન ઈતિહાસમાંથી ટુંકી ને સાદી વાતો લખી ભેટ કરે તો ઉપકાર!!

(૫) નાટકોઃ—બાળકો માટે આપણા સાહિત્યમાં નાટકો છે જ નહિ. સંવાદના રૂપમાં બાળકને ઘણું જ્ઞાન આપી શકાય. પુરાણોમાંની વાતો તે તેનો આદર્શ. બાળકને નાટકના રૂપમાં અસરકારક રીતે સમજાવી શકાય તે માટે પણ ઘણું કરવાનું બાકી છે.

[ અમારા પત્ર 'બાળક' માટે શરૂઆતમાં પ્રહલાદનું ટુંકું નાટક માગવામાં આવ્યું હતું, અને તે માટે સારૂં લખનારને રૂપિયા પચીસનું ઇનામ આપવાનું કાઢયું હતું; છતાંય એક પણ નાટક લખનાર નીકળી આવ્યો નહિ. ]

(૬) ધર્મ:—બાળકોની ભાષામાં, તેમના કુમળા મગજ પર સચોટ છાપ પડે ને તે સમજી શકે તે માટે, રામાયણ, મહાભારત, ભાગવત, ઉપનિષદો અને પુરાણોમાંથી ઘણી વાતો નીકળી શકે તેમ છે, અને ગુજરાતના સાક્ષરો માટે તે દિશામાં ઘણું કરવાનું છે.

(૭) ભાષાંતરો:—અંગ્રેજી, બંગાળી, હિન્દી અને મરાઠીમાંથી થોડાં ઘણાં બાલોપયોગી પુસ્તકો અનુવાદ થઇ બહાર પડ્યાં છે. ટોલસ્ટોય અને ટાગોરની વાતો ગુજરાતનાં બાળકો વાંચવા પામ્યાં છે; છતાંય હજી ઘણું બાળસાહિત્ય બીજી ભાષામાં પડયું છે:

પ્રાણીઓ સંબંધી માહિતી, વિજ્ઞાનનાં પુસ્તકો, મહા વીરોનાં ચરિત્રો, ધર્માચાર્યોની હકીકતો, જુદા જુદા દેશોનો ઇતિહાસ, ભૂગોળ, ને ધર્મનું જ્ઞાન આપણાં બાળકોને આપવાનું બાકી છે.

ચીલ્ડ્રન સાઇકલોપીડીયાનું ગુજરાતી ભાષાંતર હજી બહાર પડયું નથી.

(૮) માસિકો:—ગુજરાતમાં બાળકો માટે પત્રો આખાં ત્રણ; છતાંય તે તમામને ખોટમાં જ કામ કરવું પડે અને ગ્રાહકની તાણ હોય ત્યાં જુદી જુદી રીતે ચિત્રો, લેખો વગેરે મેળવી તેઓ બાળોપયોગી સામગ્રી કેવી રીતે પૂરી પાડી શકે ? છતાંય હજી તેમાં દિન પ્રતિદિન સુધારો થતો જાય છે, ને થશે. બાળકો પોતાની ભાષામાં લખતા થશે,વિચારોની આપ લે તો અરસ્પરસ કરી શકશે. આ માટે ખૂબ યત્ન થાય અને બાલસાહિત્ય પ્રત્યે સમાજમાં રૂચિ ઉત્પન્ન થાય તથા જેટલાં બાલમાસિકો નીકળે તેને અધિક અગવડ ન નડતાં જોઇતા ગ્રાહકો મળી રહે; ને બાલકોનું સાહિત્ય પણ તે મારફત વૃદ્ધિ પામે.

(૯) પત્રો:—ગુજરાતમાં એક પણ દૈનિક કે અઠવાડિક પત્ર નથી. જ્યાં માસિકની ખરાબ સ્થિતિ હોય ત્યાં એ આશા રાખવી, હાલ તો વ્યર્થ છે પણ અત્યારનાં પત્રોના ચાલકો હિંમત અને ધૈર્યથી બાલસાહિત્ય પ્રત્યે પ્રજામાં રસ ઉત્પન્ન કરશે તો એ દિન પણ આવશે કે ગુજરાતની પ્રજાને દૈનિક અને અઠવાડિકની જરૂર પડશે.

વિશેષ બાલમાસિકોના તંત્રીઓ બાળક હોય તો ઘણું સરસ કહેવાય. બાળકો માટે તો ખોરાક બાળક જ પસંદ કરે; પરંતુ હજી જ્યાં પાશેરામાં પહેલી પૂણી છે

ત્યાં તેમ બનવું અસંભવિત છે; છતાંય કોઈ એ પ્રયોગ કરે તો અવશ્ય ફલદાયી નીવડે.

## 'બાળક' પત્રનો કંઇક અનુભવ.

મારા શિક્ષક તરીકેના અનુભવમાં વારંવાર આવતું, કે બાળકો માટે પાઠ્ય પુસ્તકો સિવાય, બીજાં બહારનાં પુસ્તકો તેઓ સમજી શકે તેવી ભાષામાં, તેમને મનગમતા વિષયો સચિત્ર રજુ કરવામાં આવે તો બાળકોને ઘણું ઉચ્ચ જ્ઞાન આપી શકાય. આ વિચારોની પરંપરા ચાલુ હતી, પરંતુ સરકારી નોકરીમાં રહી માસિક જેવી પ્રવૃત્તિ હાથ થઇ શકે નહિ. માત્ર પુસ્તકો તૈયાર થઇ શકે; પરંતુ તે વરસોમાં અત્યારના જેટલો બાલસાહિત્યનો શોખ સમાજમાં વધ્યો નહતો. માત્ર **બાલશિક્ષક** માસિક પોતાની શક્તિ અનુસાર સાહિત્ય પુરૂં પાડતું.

મહાત્માજીના અસહકાર યજ્ઞમાં સરકારી નોકરીમાંથી છૂટવાનો લાભ મને મળ્યો. "હું અસહકારી વિચારો ધરાવું છું એવું કેળવણી ખાતાને જણાયું; મને નોટિસ આપી માફી માગવા ફરમાન થયું." "મારા આત્માના વિચાર સ્વાતંત્ર્યને જે ખાતુ ઝુંટવી લેવા તૈયાર થાય એ ખાતું સમાજને શું કે આપવાનું?" "વિચાર કરવાનો હક્ક પણ સરકારી નોકરોને નહિ હોય ખરો?" ગમે તેમ હો. પણ મને તો તેથી લાભ થયો. ખાતાને મારી નોકરીની જરૂર ન લાગી, અને મારે ખાતા સાથે સંબંધી છોડવો પડયો.

બાદ સુરતની અસહકાર સ્વીકારેલી મ્યુનિસિપાલીટીમાં જોડાતાં "બાળકો શું જ્ઞાન પ્રાપ્ત કરે છે, બાળકોને કયા પ્રકારની રાષ્ટ્રીય કેળવણી મળે છે? શિક્ષકો કયો દરજ્જો ભોગવે છે તે જોયું–તેમાં નિરાશા જણાઈ."

બાળકો માટે કયાં પ્રકારના સાહિત્યની જરૂર છે: તે વિચારો ચાલતા હતા. આ સમયમાં **બાલજીવન** અને **બાલમિત્ર**, બાળ સાહિત્યમાં વૃદ્ધિ કરતાં હતાં; છતાંય બાળકો માટે તો જેટલું સાહિત્ય તૈયાર થાય તેટલું ઓછું છે.

એક વરસ પછી અમદાવાદ પ્રજાકીય મંડળમાં જોડાયો. ત્યાં મારા વિચારો વધુ વિકાસ પામ્યાં.

'બાલજીવન' મુંબાઈનું સ્થાનિક અને વળી તેમાં ધનાઢ્ય ગૃહસ્થો પોતાના બાળકો માટે તેને ગ્રાહકથી તથા બીજી સારી મદદ આપી રહેલાં.

"બાલમિત્ર" રૂપિયા છ હજારની મદદ વડે પોષાતું છતાં ખોટમાં જીવન નભાવતું અને વળી તે સારા ભંડોળવાળા "ચરોતર કેળવણી મંડળ" ના તરફથી નીકળતું હતું. પણ અમદાવાદ જેવા વિશાળ કેળવણી ક્ષેત્રમાં બાળકો માટે કાંઈ ન હોય; અને વળી એ સરસ ક્ષેત્ર છે એમ મને લાગ્યું. કેળવણી મંડળનો એક સાધારણ પગારનો શિક્ષક–કેટલું મ્હોટું સાહસ ઉપાડી શકે? જો કે આશા મોટી હતી, એકદમ બે, ત્રણ હજાર ગ્રાહકો રમતમાં જોડાવાશે અને બાળક પગભર થઈ સસ્તું હોઇ જીવી જશે.

અમદાવાદમાં તેને સારૂં ઉત્તેજન મળશે એમ લાગ્યું; આ વિચારના અંતે ૧૯૨૩ ની શરૂઆતમાં 'બાળક' પ્રગટ કર્યું.

નાનું કદ, સારા કાગળ, સારી છાપ, એકાદ બે ચિત્રો અને સારામાં સારો દેખાવ (Get up) થી ત્રિમાસિકરૂપે વાર્ષિક ફક્ત એક જ રૂપિયાના લવાજમમાં ગ્રાહકની સંખ્યા પૂરતી ન થઇ. ચિત્રો અને જાહેરાતમાં ઘણો ખર્ચ થવા લાગ્યો. ગુજરાતમાંથી પાંચસો ગ્રાહકો મળી ન શકયા. ગુજરાતની કોઇ પણ કેળવણીની સંસ્થાએ ઉત્તેજન દીધું નહિ. અમદાવાદ પ્રજાકીય કેળવણી મંડળ કે મજુરની શાળાઓ જેવી સંસ્થાનાઓ એ પણ તેમની શાળામાં દાખલ કરવા જેટલી કૃપા ન કરી. હું પ્રજાકીય શાળાનો શિક્ષક હતો. તેથી મને ઉમેદ હતી કે ગમે તે પ્રકારે શાળાઓમાં તો તે આપવું; એક ઉદાર ગૃહસ્થે રૂ. ૫૦) ની રકમ લવાજમ પેટે આપી તેથી પચાસ શાળાઓને એક વર્ષ માટે તે ભેટ મળ્યું.

વરસ બાદ મારે સંજોગોવશાત્ સરકારી નહિ તો બીજી રાષ્ટ્રીય કે ગમે તે પણ નોકર અવસ્થાની જુંસરીમાંથી છૂટવું પડયું. 'બાળક' ખોટ આપે, બીજી કોઇ પણ મદદ વિના પોતાનું જીવન નભાવે, તેવામાં મારે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા જતાં ઘણા ઘણા પ્રકારે વેઠવું પડયું.

એ વર્ષમાં બાલસમાજને જોઇતું સાહિત્ય આપી શકાયું છે.મને યાદ છે કે ગુજરાતનાં બે માસિકોને પણ ગ્રાહકોની હજારની સંખ્યાની અંદરજ રમવું પડેછે.તેમાં 'બાળક' ત્રિમાસિક શી આશા રાખે? ખરેખર ગુજરાત જેવું ધનાઢય,હિંદના બધાય ભાગોને સંકટમાં સહાય કરનાર, હિંદની, અરે જગતની ફાલીફલી વાડી તરીકે ઓળખાતું એ પોતાનાં બાળકોને એટલું ભૂલી બેઠું છે,? કે પોતાનાં બાલમાસિકો માટે ગ્રાહકની તાણ:ને તેથી કરી પોતાને જોઇતો ખોરાક તે ન આપી શકે!!

બાળકોનું "સંદેશ" સાત હજાર ગ્રાહકોથી જીવે.
હિંદી "બાળસખા." સાત, આઠ હજાર ગ્રાહકોમાં રમે.
મરાઠી "આનંદ" કેટલાય સારા ગ્રાહકોની સંખ્યાથી શોભે.

અને ગુજરાતી—"બાલમિત્ર-બાલજીવન-બાળક" કેટલાં ગ્રાહકો ધરાવે છે? હજારથી વધુ કોઇની પાસે ગ્રાહક નથી. પછી તે કેટલાં ખર્ચો કરી શકે? પોતાના પત્રમાં લેખો માટે, ચિત્રો માટે કઇ રીતે ખર્ચ કરી શકે?

બાલમાસિકોને જાહેરાત માટે પણ કેટલો ખચ કરવો પાલવે? 'ટુંકા લવાજમમાં જાહેરાત પાછળ ઘણો ખર્ચ થાય, ચિત્રો માટે અઢળક ખર્ચ થવાનો ભય! કાંતો ચિત્ર થોડા આપે, ચલાવી લે કે, ગમે તેવાં છાપીને આપે.

આનું કારણ પૂરતી ગ્રાહકની સંખ્યા ન જ હોવા સિવાય બીજું શું હોય?

ચિત્રો માટે ગુજરાતના ચાર ચિત્રકારો ગણ્યાગાંઠયા, તેઓનાં મેં માગ્યા દામ કેમ આપી શકાય? આપી શકાય તો બાલમાસિકો કેમ જીવી શકે? કે પછી તેના ચાલકો સ્વ. હાજી મહમદ જેવા.બને ત્યારે.

લેખો—બાળકો માટે લખનારા ઘડાયલા સારા લેખકો થોડા જ. બીજા બાળકો કે બાલ સાહિત્યના શોખીનો સાંભળેલી વાતો, ભાષાંતરો કે કલ્પનાથી બાળકોને ખુશ કરવા યત્ન કરે છે.

કાવ્યો ને નાટકો તો સારાં મળતાં નથી. આપણા કવિ નાનાલાલ, નરસિંહરાવ, ખબરદાર કે બલવંતરાયે કેટલાં બાલમાસિકોમાં કાવ્યો આપ્યાં ?

ગુજરાતના બાલમાસિકો માટે લેખોની તો મુશ્કેલી છે; બીજી ભાષાનાં માસિકો કરતા, ઉતરતી પંક્તિના લેખો આવે છે. ગમે તેવા લેખો ને સારા લેખકોના અભાવે સ્થાન આપે છે, આટલા માટે જ મારે ત્રિમાસિકમાંથી દ્વિમાસિકમાં બદલી નાંખતાં વિચારો કરવા પડેલા; ને હજી તેને માસિક કરવા માટે લેખોના જ કારણે અચકાવું પડે છે.

ખરૂં જોતાં ગુજરાતને હજી બીજા દશ બાલમાસિકોની જરૂર છે. છતાં હજી ગ્રાહકોની સંખ્યા વધે નહિ, સમાજને બાલસાહિત્ય તરફ અભિરૂચિ થાય નહિ, સારા લખનારા અને સારા અને સસ્તા ચિત્રકારો ગુજરાત પેદા કરે નહિ ત્યાં લગી આ માસિકો પણ નુકશાન ભોગવવાનાં અને બાલસાહિત્યની જોઇએ તેવી સારી વૃદ્ધિ થવાની નહિ.

બાળકો માટે સસ્તામાં સસ્તું, નાનામાં નાના કદનું, મોટા સારા ટાઇપથી છપાયલું પાને પાને અને દરેક વિષયની ચિત્રથી સમજણ આપતું ચિત્રોવાળું, દશ હજારના ગ્રાહક સંખ્યા ધરાવતું પત્ર અને તે પણ અઠવાડિક એવા પત્રની ગુજરાતને જરૂર છે. ત્યારે જ ગુજરાતી બાલસાહિત્યની અભિવૃદ્ધિ થશે. ગુજરાતના બાલસાહિત્યનો ઉદય થશે.

ગુજરાત ધનાઢ્ય છે ! સાહસિક છે ! પણ તે સાહિત્ય રસિક બને અને પોતાનાં બાળકોમાં અત્યારથી સાહિત્ય પ્રતિ રસ ઉપજાવે, તો તે બાળકો આગળ જતાં સાહિત્યની કળા વિસ્તારી બંગાળની માફક વિદ્યામાં સૂવર્ણ કળશ ચઢાવશે. અસ્તુ.

**ભીખાભાઇ પી. વ્યાસ.**



# આપણાં જ્ઞાતિ માસિકો.

પ્રત્યેક પ્રજાની સંસ્કૃતિ તેનાં સાહિત્ય ઉપર અવલંબે છે. જેટલે અંશે પ્રજાનું સાહિત્ય સમૃદ્ધ હોય તેટલે અંશે તેની સંસ્કૃતિ પણ હોવી જ જોઇએ. નિર્માલ્ય સાહિત્ય વાંચતાં આપણને કેટલેક સ્થળે પ્રજાની નિર્માલ્યતાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી અને તેથી ઉલટું "પ્રેમ અને શૌર્ય" નું સાહિત્ય વાંચતાં, પ્રજામાં પણ તે કાળે એ ગુણો હશે એમ સ્પષ્ટ થાય છે. આવી રીતે સાહિત્ય અને તેની સંસ્કૃતિ પરસ્પર સંકલિત છે એ નિર્વિવાદ છે.

કાળ નિરવધિ છે, પણ આપણે એને ક્ષણ, મિનિટ, કલાક, પ્રહર, દિવસ, માસ, વર્ષ, દાયકા અને સૈકાથી માપીએ છીએ અને પ્રજાના ઈતિહાસમાં એક સૈકા એ માનવ જીવનનાં એક વર્ષ જેવો જ જણાય છે. સૈકા બદલાતાં પ્રજાના સાહિત્યમાં આપણે નવીન અંશો જોઇએ છીએ અને કદાચ એક યુગની નીતિની ભાવના બીજા યુગમાં અનીતિ જેવીયે જણાય તો આપણે આશ્ચર્ય પામતા નથી. આટલું પ્રજાનાં સાહિત્ય અને સંસ્કૃતિમાં ઉત્તરોત્તર થતા ફેરફારોનાં સંબંધમાં જાણવું આવશ્યક છે.

હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. ઘણે સ્થળે એમ કહેવાય છે કે "આ યુગ વર્તમાનપત્રોનો અને માસિકોનો છે." અને વસ્તુતઃ આપણને એવી જ પ્રતીતિ થાય છે. દિવસ ઉગતાં એક નવું માસિક, ત્રિમાસિક કે દૈનિક પત્ર બહાર પડયા વિના રહેવું નહિ હોય. બધી રીતે કંટાળેલી, નિરાશ થયેલી વ્યકિત હવે પત્રકાર કે કોઈ માસિકના તંત્રી થવાની ઈચ્છા ધરાવે છે. તેને માટે પોતાની લાયકાત કેટલી છે તેનું માપ એ પોતે કાઢી શકે નહિ; જનસમાજ તો સમય આવતાં એની કિંમત કરી જ લે છે. વર્તમાનપત્રોનું સાહિત્ય કેટલે અંશે ઈષ્ટ છે એ વિશાળ પ્રશ્ન આપણે આ સ્થળે નહિ ઉકેલીએ. પણ આપણું માસિક સાહિત્ય કેવું છે અને કેવું હોવું જોઇએ તે વિષે કંઈ અવલોકન કરીશું.

કેટલાકનું એવું માનવું છે કે માસિકોનું સાહિત્ય ઈષ્ટ છે પણ જ્ઞાતિ માસિકો ઈષ્ટ નથી; કારણ કે એથી જ્ઞાતિની ભાવનાને ઉત્તેજન મળે છે. જ્ઞાતિ જેવું કંઈ હોવુંજ નહિ જોઇએ. આ દલીલનો પ્રત્યુતર આપણે અહિં નહિ આપીએ. એ પ્રશ્ન સમાજ સુધારકોને જ સોંપીશું. આપણે તો હાલ જ્ઞાતિની જે સંસ્થાઓ ચાલી રહી છે તે જ વસ્તુ સ્થિતિ ધ્યાનમાં રાખી, તેજ સંજોગોમાં આપણાં જ્ઞાતિ માસિકો શું કરી શકે અને સાહિત્યમાં તે માસિકોનું સ્થાન કેવું હોઈ શકે એજ પ્રશ્ન વિચારવાનો છે. જેટલી જ્ઞાતિઓ, જેટલી પેટા જ્ઞાતિઓ, તેટલા જ તેમના વાજિંત્રો [ માસિક કે ત્રિમાસિક]; અને જેવી તેમની જ્ઞાતિ અને જેવા તેના રંગ તેવા જ તે વાજીંત્રોનાં સુરો. કોઈનાં સુરો મીઠા, મોહક અને કર્ણપ્રિય પણ હોય, ત્યારે કોઈ વાજીંત્ર બીજાની પ્રતિસ્પર્ધામાં કવચિત બેસુર પણ માલુમ પડે. જેટલે અંશે જ્ઞાતિનો ભાગ કેળવાયેલો હોય તેટલે અંશે તેનું માસિક તેવું પણ જણાશે. હાલ તો એમ સ્પષ્ટ દલીલ કરવામાં આવે છે કે જ્ઞાતિને ઉન્નત કરવામાં માસિક એક પ્રધાન સાધન છે.

આપણું માસિક—સાહિત્ય હાલ કેવું છે? હું અત્રે સામાન્ય સ્થિતિ જ વર્ણવું છું. અપવાદો ભલે હશે. કોઈ પણ જ્ઞાતિનું માસિક વાંચતાં આપણને તુરત જ જણાશે કે માસિકનો આદર્શ સચવાતો નથી; માસિકનો ઉદ્દેશ પણ કેટલીક વખતે એક બાજુએ મૂકાયેલો માલુમ પડશે અને સાહિત્યની દૃષ્ટિએ તો તે માસિકની કિંમત કોઈ જ નહિ આંકે. નિર્માલ્ય કવિતાઓથી માંડી તે છેલ્લે લગ્ન, મરણ વિગેરેનાં સમાચાર સુધી આપણને એવું કંઈ વાંચવાનું મળતું નથી કે જેથી જ્ઞાતિને તે વાચનથી કંઇ લાભ થાય. એ માસિકોનાં ચર્ચાપત્રો વાંચીએ તો એક વિભાગ ( Party )બીજા વિભાગ ઉપર હુમલો કરતો જણાશે, અને જ્ઞાતિને સંપીલી કરવાના ઉદ્દેશને બદલે માસિક આવી રીતે દ્વેષ અને ઝેરનાં બી જ જાતે જ વાવે છે કે જેનું પરિણામ ઘણું જ અનિષ્ઠ આવ્યા વિના રહે નહિ. સ્પષ્ટ ગાળો નહિ દેતાં હોય પણ લખાણમાં તેનાથીયે ચઢી જાય એવી ભાષા આપણે વાંચીએ છીએ. જ્ઞાતિ સમાચાર ભલે પ્રસિદ્ધ થાય, જ્ઞાતિના ઉગતા બાળ–લેખકો ભલે સાદા નિબંધો લખે પણ તે સાથે એવું લખાણ તો માસિકમાં પ્રવેશ નહિ જ પામવું જોઇએ કે જે માસિકમાં નહિ શોભે અને જે જ્ઞાતિને પણ શોભા નહિ આપે. આપણા જ્ઞાતિ માસિકોની સ્થિતિ આ બધી દૃષ્ટિએ જોતાં શોચનીય છે અને જે જ્ઞાતિમાં પાર્ટીઓ છે અને જેમાં સુરો વિસંવાદી નીકળે છે ત્યાં તો આ સ્થિતિ દિન પ્રતિદિન વિશેષ શોચનીય થતી જાય છે એમ ઘણાનું માનવું છે.

જ્ઞાતિ કે સમાજનાં પ્રત્યેક ગૃહે જ્ઞાતિની ઉન્નતિનો સંદેશો પહોંચે, જ્ઞાતિની જાહેર પ્રવૃત્તિઓથી પ્રત્યેક વ્યક્તિ વાકેફ થાય, એજ ઉદ્દેશથી માસિકો અસ્તિત્વમાં આવે છે. જ્ઞાન વધારવાને બીજાં માસિકો હોય છે એમ કેટલાકનું માનવું છે. પણ આપણે એ જ પ્રશ્ન અત્રે વિચારીએ કે આપણા જ્ઞાતિ–માસિકોથી જ એ ખોટ થોડે ઘણે અંશે કેમ નહિ પૂરી શકીએ અને એનો જ્યારે ઉદય થશે ત્યારે જ તે જ્ઞાતિ કે તે સમાજ વિશેષ ઉન્નતિએ પહોંચેલો જણાશે; કારણ કે આપણે આપણી જ્ઞાતિઓને-જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિ ઓને જેટલે અંશે આ માસિકોદ્વારા કેળવીશું તેટલે અંશે એ જ્ઞાતિનો સમાજ જરૂર કેળવાશે, અને એમ બધી જ્ઞાતિઓ કે સમાજો કેળવાય તો સમસ્ત દેશ પણ કેળ-વાય એમ માનવામાં અતિશયોક્તિ નથી. એક બીજી દલીલ પણ આગળ કરવામાં આવે છે કે જ્ઞાતિના વિદ્વાન વર્ગને આવા જ્ઞાતિ–માસિકોમાંથી કંઇ જ મળતું નથી. આપણે કદાચ એ સત્ય સ્વીકારી લઇએ પણ તે સાથે એટલું પણ જરૂર વિચારીએ કે કદાચ આ વિદ્વાન વર્ગ આ માસિક દ્વારા નહિ કેળવાય પણ જે વિદ્વાન વર્ગ નથી તે તો આથી નિરાશ થશે અને જેટલે અંશે આ વર્ગ નિરાશ થશે તેટલે અંશે જ્ઞાતિનો વિદ્વાન વર્ગ તે માટે જોખમદાર ગણાશે. કારણ કે તે વિદ્વાન વર્ગ પોતાનો વર્ગ સર્વજ્ઞ માની, એક જાતનો પ્રમાદ રાખી, પોતાના જ્ઞાતિ માસિકમાં પોતાના જ્ઞાનનો લાભ આપતો નથી એટલે આ ઉપરથી આપણે એટલા અનુમાન ઉપર તો આવીએ જ છીએ કે જ્ઞાતિ માસિકોની હાલની શોચનીય સ્થિતિ માટે ઘણે અંશે તે જ્ઞાતિનો વિદ્વાન વર્ગ જવાબદાર છે અને હવે પછી પણ એ સ્થિતિ નહિ સુધરે તો તો તેજ વર્ગ જવાબદાર ગણાય. ઘણાં માસિકનાં તંત્રીઓ આ પ્રકારની ફરિયાદ વારંવાર કરે છે અને તેમાં કંઇ વજુદ હોય એમ આપણને સ્પષ્ટ જણાય છે.

માસિકનું ખરૂં કાર્યક્ષેત્ર શું હોઈ શકે ? જેવી જ્ઞાતિ અને જેવી તેની સંસ્કૃતિ તેવુંજ તેના માસિકનું કાર્યક્ષેત્ર ઘડી શકાય, પણ સામાન્યત: એટલું તો ખરૂંજ કે સામાજિક સુધારણા, કુરિવાજોનો નાશ, જ્ઞાતિની સામાન્ય સુધારણાના પ્રશ્નો—એ બધું જ્ઞાતિના કાર્યક્ષેત્રમાં આવી જાય; તે સાથે જ્ઞાતિનો ભૂતકાળનો ઇતિહાસ, તેની સંસ્કૃતિનું દિગ્દર્શન અને વર્તમાન સ્થિતિ સાથે તુલના અને ભવિષ્ય માટે પ્રવૃત્તિઓ–એ બધું પણ માસિક દ્વારાજ બની શકે. જ્ઞાતિના જૂદા જૂદા વિભાગોને સામાન્ય આદર્શોથી એક કરવામાં, જાતિનું સંઘટ્ટન કરવામાં અને પ્રત્યેક વ્યક્તિના હ્રદયમાં જાતિય ભાવના જાગૃત કરવાનું અને તેને પોષવાનું માસિક એક અત્યુત્તમ સાધન છે. આજના જ્ઞાતિ બાળકો આવતી કાલનાં નાગરિકો થશે, સમાજ સુધારકો થશે તો તેમને આજે જ આ સ્થિતિમાં આશાનો દિવ્ય સંદેશો અને જ્ઞાતિ-અભિમાનનું નવું પ્રેરક બળ પણ આપણે માસિકદ્વારા જ આપી શકીશું. સ્ત્રીઉન્નતિનો સામાન્ય પ્રશ્ન પણ આપણે જ્ઞાતિ માસિક દ્વારા ઘણી જ સુંદર રીતે ઉકેલી શકીએ. એ માસિક દ્વારા જ આપણા ઉગતા લેખકો વા લેખિકાઓની કલમ કસાતી જશે અને ભવિષ્યમાં એને જ પ્રતાપે તેઓ સમર્થ લેખકો વા લેખિકાઓ નિવડશે એ આશા કંઈ વધારે પડતી નથી. એમાંથી જ આપણે સારાં કવિઓ, નવલકથાકારો ઉત્પન્ન કરી શકીશું. એ માસિક જ એમને ખરા સ્વયંસેવકો બનાવશે અથવા બીજા શબ્દોમાં કહીએ તો એ માસિક જ તેમને તેમની ભવિષ્યની કારકીર્દિ માટે તૈયાર કરવામાં પ્રધાન સાધન બનશે એ નિર્વિવાદ છે.

હવે આપણે આપણા જ્ઞાતિ માસિકોનું સાહિત્યમાં કેવું સ્થાન હોવું જોઇએ તે વિષે વિચાર કરીએ. ગમે તેવી ભાષા, ગમે તેવી જોડણી અને ગમે તેવી લખાણની શૈલી એ બધું જ જો આપણા માસિકોમાં જોવામાં આવે તો તે માસિકો સાહિત્યમાં ઉંચું સ્થાન નહિ જ લઈ શકે એ નિર્વિવાદ છે. આપણા એજ જ્ઞાતિ–માસિકોમાં સુંદર વિચારોથી ભરેલા લેખો, સુંદર કાવ્યો, સમાજના અનેક પ્રશ્નો ઉકેલતી નાની વાર્તાઓ, જ્ઞાતિમાં થઇ ગયેલી અથવા હાલની કેટલીક જાણીતી વ્યક્તિઓની ટુંકી જીવન–કથાઓ, આ બધું માસિકને અનેક રીતે શોભાવી શકે છે અને તેટલે અંશે સાહિત્યમાં તેને સ્થાન આપણે આપી શકીએ. એજ માસિકોમાં આપણી જ્ઞાતિના ભૂતકાળમાં થઈ ગયેલા કવિઓની કવિતા એકત્ર કરી શકીએ અને તેને પ્રસિદ્ધિમાં આણીએ; જૂની દંતકથાઓ અને જ્ઞાતિનો જૂનો ઇતિહાસ પણ આપણે એજ રીતે પ્રસિદ્ધ કરીએ. માત્ર તેમ કરવાના પ્રયત્નો થવા જોઇએ.

પણ આપણા જ્ઞાતિ માસિકો ઉચ્ચ પ્રતિનાં નથી તેનું એક મુખ્ય કારણ એ પણ છે કે તેના તરફ સહાનુભૂતિ નથી, અને તેમાંયે એકજ જ્ઞાતિનાં અનેક વિભાગોમાંથી જૂદા જૂદા માસિકો બ્હાર પડે એટલે તેનું બળ વહેંચાઇ જાય એ સ્વભાવિક છે. સંઘશક્તિ રહેતી નથી અને તેટ અંશે એ માસિકો નિર્માલ્ય બનતા જાય છે. સામાન્ય ઉદ્દેશો એક સરખા રાખી, નાના મતભેદોનું સમાધાન કરી, આ માસિકો એક બની કાર્ય કરે તો સમાજ સુધારણાની દૃષ્ટિએ, તેમજ સાહિત્યની દૃષ્ટિએ, ઘણુંજ સુંદર કાર્ય કરી શકે એમ છે; અને તેમ થાય ત્યારેજ પરસ્પરના દ્વેષભાવ વિરામશે; અંગત આક્ષેપો અને કેવળ શાબ્દિક વિતંડાવાદનો એની મેળે નીકાલ થશે. લેખકો સહ્રદયતાથી સંગીન લેખો

લખતા થશે, જનસમાજનું હૃદય વિશાળ થશે અને સાંકડાપણું દૂર થતાં નવીન વિચારો, નવીન પ્રણાલિકા, અને નવીન તેજનો સ્વીકાર જનસમાજ આપોઆપ કરતા શીખશે. આ કાર્ય સતત મહેનત, ખંત અને ધૈર્યથી જ સાધી શકાય. એક વર્ષનું કે એક વ્યક્તિનું આ કાર્ય નથી.

આપણા જ્ઞાતિ માસિકો સુંદર નહિ હોવાનું આર્થિક સ્થિતિ એ પણ એક મોટું કારણ છે. જ્ઞાતિ હિતના ઉદ્દેશથી પ્રેરાઇને આ માસિકોનાં સંચાલકો તેની સેવા યથાશક્તિ બજાવે છે. જ્ઞાતિની કોઈ ધનવાન્ વ્યક્તિ કવચિત તેમને મદદ આપી બચાવી લે છે પણ આવું ઘણે થોડે સ્થળેજ બને છે. સામાન્યતઃ માસિકને આર્થિક સ્થિતિ ઘણી જ નડે છે. થોડામાં થોડું લવાજમ રાખવામાં આવે તોપણ પુરતા ગ્રાહકો નહિ મળે, અને જે થોડા ગ્રાહકો હોય તે લવાજમ આપવામાં તેટલો ઉત્સાહ નહિં બતાવતા હોય. આખું વર્ષ માસિક વાંચ્યું હોય અને છેવટનો અંક વી. પી. થી મોકલતાં તેનો સ્વીકાર થયા વિના, માસિકના તંત્રી અથવા વ્યવસ્થાપકને પાછું મળ્યાની ફરિયાદ આપણે ઘણીવાર સાંભળીએ છીએ. આપણાં જ્ઞાતિબંધુઓ કેળવણી પામે અને પોતાની ફરજ સમજે કે પ્રત્યેક વ્યક્તિ જ્ઞાતિ માસિક નીભાવવાને પોતાનું બનતું કરે; લેખકો લેખ લખી, ધનવાન વર્ગ દ્રવ્ય આપી અને સ્વયંસેવક સેવાથી જો જ્ઞાતિના કાર્યમાં રસ લેતા થાય તો આપણાં આ માસિકો નિઃસંશય સારામાં સારૂં કાર્ય કરી બતાવે. જ્ઞાતિ માસિક માટે અભિમાન અને મમત્વ ઉત્પન્ન થવાની જરૂર છે અને તેમ થતાં આર્થિક સ્થિતિ નબળી હોવા છતાં પણ માસિક ધીમે ધીમે પોતાના પગ ઉપર ઉભું રહેતું થશે. માસિક માટે સ્થાયી ફંડો થશે અને કંઈ જ નહિ થાય તો કેવળ ખોટ પુરી કરવાને કેટલીક ઉદાર વ્યક્તિઓ તો મળી જ રહેશે.

આપણા તંત્રીઓની પણ જવાબદારી ઓછી નથી. તંત્રીઓ તંત્રી તરીકેની સામાન્ય નોંધ લખી સંતોષ માની બેસી રહે તો તે માસિક કોઈ દિવસ સુધરે નહિ. સારામાં સારા લેખો તંત્રી લખાવી મંગાવે અને તેની ચૂંટણી કરી પ્રસિદ્ધ કરે. કાવ્યની ઉત્તમ સમાલોચના કર્યા પછીજ તેને સ્થાન આપે અને કેવળ નિર્માલ્ય વિચારોથી ભરેલા લેખો નહિ જ સ્વીકારે તો તે માસિક ઘણું સુધરે. જ્ઞાતિ સમાચારો, ચર્ચાપત્રો વિગેરે પ્રસિદ્ધ કરવામાં પણ ન્યાયપુરઃસર અવલોકન કરી, સુક્ષ્મ બુદ્ધિથી તુલના કરી, સંજોગો ધ્યાનમાં લઇ, યુક્તિ વાપરે તોજ સફળતા પ્રાપ્ત કરે અને નહિં તો કુસંપનાં, દ્વેષનાં બીજ વાવશે અને અને માસિકની ઉન્નતિ થવાને બદલે તે નીચું પડતું જશે. ભાષા અને જોડણી ઉપર સંપૂર્ણ ધ્યાન આપે; પ્રુફ જોવામાં કોઈ પણ જાતનો પ્રમાદ નહિ રાખતા, શુદ્ધ લેખન તરફ જ દૃષ્ટિ રાખે તો તે માસિક સાહિત્યની દૃષ્ટિએ પણ સારૂં લેખાશે. જેટલે અંશે માસિકનો તંત્રી વિદ્વાન, શાંત, ધૈર્યશીલ અને તટસ્થવૃત્તિવાળો સમીક્ષક હશે તેટલે અંશે તે માસિક ઉત્તરોત્તર પ્રગતિ કરતું જ રહેશે. માસિક કેવી રીતે સુંદર બને એજ વિચારમાં તંત્રી મચ્યો રહે અને તે માટે પોતાનું બનતું કરે ત્યારેજ તે માસિક ચિરકાળ અસ્તિત્વ ભોગવે અને ત્યારેજ તે લોકપ્રિય પણ થાય.

હવે આ બધાની સમાલોચના કરી ઉપસંહાર કરીએ. એક જ્ઞાતિ માસિક ત્યારે જ નીભી શકે જ્યારે તેની પાછળ કાર્યદક્ષ નેતાઓ પોતાનો આત્મા તેના તરફ જ રાખે.

તે માસિક ત્યારેજ આર્થિક સ્થિતિમાં પગભર થાય કે જ્યારે તેના ગ્રાહકો વધે અને જ્ઞાતિની ધનવાન વ્યક્તિઓ તેમનો ઉદાર હાથ માસિક તરફ લંબાવે. જ્ઞાતિ માસિક ત્યારે જ ઉત્તમોત્તમ સાહિત્ય ઉત્પન્ન કરી શકે કે જ્યારે તે જ્ઞાતિનો કેળવાયેલો વર્ગ પોતાના લેખોથી, પોતાની ફરજ સમજી આમંત્રણ વિના, તેને વિભૂષિત કરે. પરસ્પરનાં ભેદો દૂર થાય અને સામાન્ય ઉદ્દેશો પ્રમાણે એકતા થાય તો માસિકમાં ઘણુંજ ચેતન આવે. વખતોવખત માસિકને તેના સેવકો દ્વારા પ્રેરક બળો મળવાંજ જોઇએ અને આ બધું જો સંભવિત હોય તો માસિકની ઉન્નત સ્થિતિ પણ અશક્ય નથી. જેટલું કાર્ય વિકટ જણાય છે તેટલું જ તે પ્રયત્ન, ધૈર્ય અને ખંતથી સ્હેલું જણાશે. સહૃદયતા અને તન્મયતા એ બે ગુણો જેમ જેમ કેળવાતા જશે તેમ તેમ જ્ઞાતિ માસિકોને સારૂં પોષણ મળતું જશે. નિઃસ્વાર્થ સેવાભાવના અને હૃદયોની વિશાળતા જેમ વધશે તેમ જ્ઞાતિ માસિક પણ તેટલે અંશે, સેવાપરાયણ અને વિશાળ થશે. વ્યક્તિની, સમાજની અને દેશની સંસ્કૃતિનાં વિષયોમાં આવાજ માસિકો અગત્યનો ભાગ ભજવી શકે છે અને તેથી જ્ઞાતિ માસિક એ કેવળ નિરર્થક પ્રવૃત્તિ છે એવી માન્યતા રાખવામાં આવે એ સ્થિતિ ખરેખર શોચનીય છે. જ્ઞાતિના વિદ્વાન વર્ગની, ધનિક વર્ગની એ મુખ્ય ફરજ છે કે તે જ્ઞાતિ માસિકને એક આદર્શ માસિક બનાવવામાં પોતાની શક્તિ વાપરે. એ વાજિંત્રના સુરોથી બધાને મુગ્ધ કરે અને એ સુરોનું સંવાદી ગીત જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં અંકિત કરે અને આત્માને ઉન્નત કરે; તો પછી જ્ઞાતિ માસિકો સાહિત્યની દૃષ્ટિએ પણ ઉચ્ચ કોટિમાં મૂકી શકાય. અસ્તુ.

નવસારી<br>તા ૧૨-૧૦-૨૪ } ઉમીઆશંકર જેશંકર મહેતા, બી. એ.



# હિન્દી પત્રકારિત્વ.

( Indian Journalism )

---

કોઇ પણ દેશનું પત્રકારિત્વ એ તે દેશની રાજદ્વારી, સામાજીક તેમજ ઔદ્યોગિક સ્થિતિ અને પ્રગતિનુ હોકાયંત્ર છે. હિન્દની પ્રગતિને માટે હિન્દના વર્તમાનપત્રો તેમજ માસિકો આદિની પ્રગતિ આવશ્યક છે. પત્રકારનો ધંધો આ દેશમાં હજુ તદન બાલ્યાવસ્થામાં છે. તેની સાથે પહાડ જેવી અનેક મુશ્કેલીઓ ઉભેલી છે. સમસ્ત હિન્દના વર્તમાનપત્રો સંબંધી ચર્ચા કરતાં પહેલાં આપણે ગુજરાતી પત્રોની સ્થિતિ તથા પ્રગતિના ઉપાયો તપાસીએ.

ગુજરાતી ભાષામાં હમણાં હમણાં અનેક નવા પત્રો ઉભાં થયાં છે, તેમજ દિવસે દિવસે વધુ ઉભાં થતાં જાય છે. આમાંના થોડાંક સાહસો અવસ્ય પ્રસંશાપાત્ર છે. પરંતુ તેમાંનો મોટો ભાગ તો કચરાજેવો હોઇ જનસમાજને અવળે રસ્તે દોરનારો છે. અલબત્ત આપણે કબુલ કરવું જોઇએ કે છેલ્લાં પાંચ વર્ષોમાં ગુજરાતી વાચકોમાં વાંચનનો શોખ જેટલી હદે વધ્યો છે તેટલો અગાઉ કદિ ન હતો. પરંતુ આ શોખને પોષવા માટે ગમે તેવું કચરા જેવું વાંચન પ્રજાની સમક્ષ મૂકાય તે સામે પત્રકારોએ અવશ્ય પગલાં લેવાં જોઇએ. આવા ન ઇચ્છવાયોગ્ય વાચનથી વાંચવાની વૃત્તિ અવળે માર્ગે દોરાતાં પ્રજાની નીતિને હાનિ પહોંચે છે, એટલું જ નહિ પણ એ પ્રકારના વાંચનના ફેલાવાથી બીજા ઉપયોગી વાંચનના ફેલાવાને ઘણો ધક્કો લાગે છે,

### પત્રકારની મુશ્કેલીઓ.

આ ઉપરાંત ગુજરાતી વર્તમાનપત્રોની પ્રગતિને બાધક એવી બીજી અનેક મુશ્કેલીઓ છે. તેમાં છાપખાનાને લગતી મુશ્કેલીઓ, કેળવાયેલા અને અનુભવી લેખકોની તંગી, બાહોશ વ્યવસ્થાપકની ખામી, નાણાંને લગતી મુશ્કેલીઓ વગેરે અનેક છે. એ ઉપરાંત ગુજરાતી ભાષાનું ક્ષેત્ર અતિ સંકુચિત હોઇ ગુજરાતી પત્રોનો પ્રચાર પણ પ્રમાણમાં ઘણો ઓછો થતો હોવાથી જેટલા મોટા પાયાપર એક વર્તમાનપત્રની સંસ્થાને લઇ જવાથી તે નફાથી ચલાવી શકાય તેટલા મોટા પાયાપર ભાગ્યેજ કોઇ સંસ્થાથી તે લઈ જઇ શકાય છે. ઇંગ્લાંડ અને અમેરિકાના પત્રકારો એજ ધંધામાંથી લાખો અને કરોડો રૂપીઆ પેદા કરે છે તેનું કારણ એટલું જ કે ત્યાંના પત્રોની લાખો નકલો સ્હેજે ખપી જાય છે. અમેરિકામાં કેટલાંક દૈનિક પત્રો એવાં પડયાં છે કે જેની દશથી પંદર લાખ નકલો હમેશાં ખપતી હોય છે; જ્યારે આપણે ત્યાં તો પાંચ હજાર નકલોનો ફેલાવો પણ ઘણો ગણાય છે. આનું મુખ્ય કારણ એજ છે કે અંગ્રેજી ભાષા બોલનારની સંખ્યા કરોડોની છે, અને તેમાંના ઘણાખરા—એટલે કરોડો માણસો—અંગ્રેજી સારીરીતે લખી વાંચી જાણે છે. એટલુંજ નહિ પણ બીજા લાખો માણસો એવાં પણ છે, કે જેઓની માતૃભાષા અંગ્રેજી ન હોવા છતાં તેઓ અંગ્રેજી સારી રીતે જાણતા હોઇ અંગ્રેજી પત્રો વાંચવાનો શોખ ધરાવે છે. ગુજરાતી બોલનારાની સંખ્યા તો માત્ર ૯૫,૫૧,૯૯૨ ની હોઇ તેમાંથી ભણેલા એટલે ફક્ત વાંચી જ જાણનારાઓની રાશ આઠ ટકા જેટલી જ આવે છે. આ સાત આઠ

લાખ ગુજરાતી લખી વાંચી જાણનારાઓમાં પણ વર્તમાનપત્રો વાંચીને સમજી શકે તેવાં તથા વાંચવાના શોખ ધરાવનારાઓની સંખ્યા તો બહુ જ જુજ છે. એટલા ટુંકા ક્ષેત્રમાં જ ગુજરાતી પત્રોને કામ કરવાનું હોઇને તેઓ બહુ મોટી પ્રગતિની આશા તો કોઇ કાળે ન જ રાખી શકે. પરંતુ જો વાંચનનો શોખ યોગ્ય માર્ગે કેળવવામાં આવે અને ઉત્તમ પ્રકારનું સંગીન વાંચન પૂરૂં પાડવામાં આવે, તો ગુજરાતી વર્તમાનપત્રોમાં પણ હજુ ઘણો વિકાસ થવાનો અવકાશ છે.

### છાપખાનાનો ધંધો.

આપણા દેશમાં છાપખાનાનો ધંધો હજુ જોઇએ તેટલો ખેડાયો ન હોવાથી તેમજ મુદ્રણકલાનો શાસ્ત્રીય અભ્યાસ કરવાના સાધનો ન હોવાથી અને એ કળા તરફ પુરતું લક્ષ અપાતું ન હોવાને લીધે મુદ્રણકલામાં પારંગત થયેલો ભાગ્યે જ કોઈ માણસ મળી આવે છે. આથી આપણાં દેશી ભાષાનાં છાપખાનાંઓ બહુધા અસ્તવ્યસ્ત રીતે ચલાવાતા જોવામાં આવે છે. પરિણામે છપાઈનું ખર્ચ જોઇએ તે કરતાં વધુ આવે છે અને શુદ્ધ કે સુંદર કામ મળી શકતું નથી. એ ઉપરાંત ઘણીવાર ધાર્યા કરતાં વધુ વિલંબ થઈ જાય છે અને જોઈએ તેટલી ઝડપથી કામ મળી શકતું નથી. વર્તમાનપત્રોની પ્રગતિ સામે આ મોટું વિઘ્ન છે. આપણાં વર્તમાનપત્રોને સુધારવા માટે આપણે પ્રથમ આપણાં છાપખાનાંઓ સુધારવા જોઈશે. એ સિવાય તો ઉંચા પ્રકારનાં લખાણો પણ, જેમ અપાત્ર રસોઇયાને હાથે ધાન્યનો બગાડ થઈ જાય, તેમ વ્યર્થ જશે.

### ઉપાયો.

વર્તમાનપત્રની જે જે સંસ્થાઓમાં સંપાદક, વ્યવસ્થાપક અને માલિક એક જ વ્યક્તિ હોય છે તે તે સંસ્થાઓ ઘણે ભાગે ફતેહમંદીથી ચાલતી જોવામાં આવે છે. આનું મુખ્ય કારણ એજ છે કે અધિપતિ છાપખાનાને લગતી મુશ્કેલીઓ જાણી શકે છે, અને તેના ઉપાય તરીકે યોગ્ય ફેરફારો કરીને ધીમે ધીમે તમામ મુશ્કેલીઓનો અંત આણી શકે છે. પરંતુ દરેક ઠેકાણે આ પ્રમાણે બનતું નથી. માત્ર સંપાદક અને ચાલક વર્તમાતપત્રના તેમજ છાપખાનાના ધંધામાં પૂરેપૂરા ઉત્સાહ ધરાવનાર અને એ ધંધાના બધા અંગોમાં પારંગત હોય તો જરૂર સફળતાપૂર્વક કામ ચલાવી શકાય. આવા પારંગત માણસો ઉત્પન્ન કરવા માટે ગુજરાતમાં ઓછામાં ઓછી એક રાષ્ટ્રીય મુદ્રણશાળા ઉભી કરવી જોઇએ. આ શાળામાં વિનીત થયેલો અથવા સાધારણ અંગ્રેજી ભણેલો કોઇ પણ વિદ્યાર્થી દાખલ થઇ શકે. આ શાળા સારા પાયા ઉપર ચલાવવી હોય તો તેમાં કંપોઝીંગ, પ્રૂફ-રીડીંગ, પ્રિન્ટીંગ, યંત્રોને લગતું કામ, બાઇન્ડીંગ, કાગળ શાહી વગેરેની પિછાન, છપાઈના ભાગ–તેને માટે જોઇતો સમય ઈત્યાદિના અડસટ્ટા કરવાનું કામ, છાપખાનાને લગતી જુદી જુદી ચીજોનો અનુભવ, મજુરી વગેરેનું અર્થશાસ્ત્ર, ઓફીસનો રેકોર્ડ રાખવાની પદ્ધતિ, છાપખાનાની સામાન્ય વ્યવસ્થા ઇત્યાદિ જુદા જુદા વિષયોના વર્ગો ખોલવા જોઇએ. સાધારણ બુદ્ધિશાળી વિદ્યાર્થી ત્રણેક વર્ષની મુદતમાં આટલો બધો અભ્યાસ પૂરો કરી મુદ્રણ-કળાનો સ્નાતક થઈ શકે. વળી આ ઉપરાંત ટાઈપ રાઈટીંગ, લીનોટાઇપ, મોનોટાઈપ, ફોટોઝીંકો પ્રોસેસ, સ્ટીરીઓ પ્રોસેસ વગેરે ખાસ વિષયોના બીજા જુદા વર્ગો પણ રાખ્યા હોય તો વિશેષ લાભ થવા સંભવ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ વર્ષનો અભ્યાસ કરીને પરીક્ષામાં પસાર થયેલો મુદ્રણ-કલાનો સ્નાતક કોઇ મોટા શહેરમાં સ્હેજે દોઢસોથી બસો રૂપીયાનો પગાર મેળવી શકે. બધા વિષયો શીખી ન શકે તે થોડા સમયમાં અને થોડા ખર્ચ એક કે વધુ વિષયનીજ પરીક્ષા પસાર કરે તોપણ તે વગર મુશ્કેલીએ ગુજરાન પૂરતું કમાઇ શકે, એમાં જરાએ શંકા નથી. આ જોતાં આવી એક શાળા ખોલવામાં આવે તો તેનો મોટા પ્રમાણમાં લાભ લેવામાં આવે એ નિ:સંશય વાત છે. પરંતુ આવી એક શાળા ઉભી કરવાને માટે જરૂરી સાધનો પાછળ ઘણી મોટી રકમનું ખર્ચ કરવું પડે; જોકે એ ખર્ચ તેનાથી થતા લાભો સાથે સરખાવતાં બહુ વધારે ન હોઈ અનિવાર્ય છે. આ પ્રકારની ઉદ્યોગશાળાઓ પાશ્ચાત્ય દેશોમાં અનેક હોય છે, અને તેમાં મોટી મોટી રકમની ફી ભરીને અનેક વિદ્યાર્થીઓ એ કલાઓ શીખવા આવે છે. શાળાના નિભાવ ખર્ચ માટે આપણે ત્યાં પણ ફી રાખી શકાય. પરંતુ તેનું ખર્ચ કાઢવાનું સહેલું સાધન તો એ છે કે આ શાળાને અંગે એક મોટું જાહેર છાપખાનું ચલાવવું. શાળાને માટે સાધનો પહેલેથી જ સંપૂર્ણ રાખ્યા હોય તો આ પ્રકારનું છાપખાનું ચલાવવાને માટે કાંઇપણ વિશેષ ખર્ચ કરવાની જરૂર રહે નહિ. વળી જેમ મેડીકલ કોલેજોની સાથે જાહેર હોસ્પીટલ લાગેલી જ હોવાથી વિદ્યાર્થીઓ વ્યવહારિક ( Practical ) જ્ઞાન પ્રત્યક્ષ અનુભવથી મેળવી શકે છે, તેમ આવું રીતસર છાપખાનું શાળાની સાથે જ ચાલતું હોય તો મુદ્રણકળાના વિદ્યાર્થીઓ પણ વ્યવહારિક જ્ઞાન સહેલાઇથી પ્રાપ્ત કરવાની સાથે તે છાપખાનાને પણ નફો કરતી સંસ્થા બનાવી શકે. એટલે આવી સંસ્થાના નિભાવખર્ચ માટે કશી પણ જુદી તજવીજ કરવાની આવશ્યકતા રહે નહિ, કદાચ એ સંસ્થા થોડા વરસમાં તેમાં રોકાયેલી થાપણ પણ છુટી કરી શકે.

ઉપરની યોજના પ્રમાણે એકાદ સંસ્થા ચાલુ થઈ જાય, તો થોડાજ વર્ષ પછી દર વર્ષે મુદ્રણકલામાં નિપૂણ થયેલા સ્નાતકો બહાર આવતા જાય, અને તેઓ જેમ જેમ એ ધંધામાં ગોઠવાતા જાય તેમ તેમ છાપખાનાના ધંધામાં વિકાસ થતો જાય અને ટુંક સમયમાં એ કલા તથા ધંધો બહુ ઉચ્ચ સ્થિતિએ પહોંચી જાય. આમ થતાં આપણા વર્તમાનપત્રોના ઢંગ સુધરે એ ખુલ્લું જ છે.

## જોડણી.

આપણા હાલના વર્તમાનપત્રોમાં–ખાસ કરીને દૈનિક પત્રોમાં–હાલમાં જે ઢંગધડા વગરની જોડણી વપરાતી જોવામાં આવે છે, તેને માટે મોટે ભાગે છાપખાનાંઓજ જવાબદાર છે: જો કે તંત્રીઓનું એ બાબત તરફનું દુર્લક્ષ પણ ઓછું જવાબદાર નથી. ‘કરૂપા,’ ‘દર્ઈનીક,’ ‘અઊદયોગીક,’ ‘સવરાજ્ય,’ ‘અઇકયતા,’ એવાં એવા શબ્દો દૈનિક પત્રોમાં સામાન્ય થઈ પડયા છે. કેટલીકવાર તો ‘ઇનગલાનદ’ અને ‘ખરીસતીઓ’ જેવા હાસ્યજનક પ્રયોગો પણ દૃષ્ટિગોચર થાય છે. આ પ્રકારની બેદરકારી આપણા સાહિત્યને અવશ્ય હાનિકર્ત્તા છે. આ બાબતમાં સુધારો કરવાને દૈનિક પત્રોના અધિપતિઓને ભલામણ કરનારો ઠરાવ ભાવનગર ખાતે મળેલી છેલ્લી સાહિત્ય પરિષદ્માં પસાર થયો હતો. પરંતુ તેની કાંઇપણ અસર થઇ હોય એમ જણાતું નથી. આનું મુખ્ય કારણ એ છે કે દૈનિક પત્રોને ઘણું ઝડપથી કામ લેવાનું હોય છે, અને તેમની પાસે સાધનો પૂરાં ન હોવાથી તેઓ ગમે તેમ ચલાવી લેવાની વૃત્તિ રાખે છે. વળી ‘ઉદેશ,’ ‘કદો,’ ‘ડ્રાઇંગ,’

'એન્ડ્રૂઝ,' ઉત્તુંગ,' 'મૂર્દ્દો,' વગેરે જેવા શબ્દોમાં તો જોઇએ તે પ્રમાણે 'ક્રિઓ'વાળા ટાઇપોના અભાવે સારા સારા છાપખાનાઓને પણ કેટલીકવાર ગમે તેમ ચલાવી લેવું પડે છે. 'શ્વેત,' 'ઇશ્વર,' આશ્વિન,' જેવા શબ્દોમાં તો ટાઇપોના 'કરંટો' ઉપરાઉપરી ચડી જતા હોવાથી તે ટાઇપ ગોઠવવાજ મુશ્કેલ પડે છે, અને કદાચ જેમ તેમ-ગોઠવી મૂકે છે, તો પણ હ્રસ્વ ઇ તેમજ 'ઈ' એવા ટાઇપના કરંટો યંત્રપર જતાંજ તુટી જાય છે અને પરિણામે છપાઈની ભૂલ ઉભી રહે છે. 'ઉજ્જૈન' જેવો શબ્દ તો એ રીતે ટાઈપમાં ગોઠવીજ શકાય નહિ. આ બધી મુશ્કેલીઓમાં ઉપાય એકજ છે; છાપખાનાની મુશ્કેલીઓ તપાસીને આપણી જોડણીની પદ્ધતિમાં જરૂર પડે ત્યાં ત્યાં યોગ્ય ફેરફારો કરવા જોઇએ અને તેમ થયા પછી છાપખાનાની છુટછાટોને ( Printer's licenses ) મર્યાદિત કરી મૂકવી જોઇએ.

## પ્રૂફ રીડીંગ.

વર્તમાનપત્રોના ધંધામાં એક ન ચલાવી શકાય એવી ભૂલ અથવા બેદરકારી એ જોવામાં આવે છે કે પ્રૂફ રીડીંગ જેવું જવાબદારીનું કામ ઘણે ભાગે નિરક્ષર જેવા માણસોને જ સોંપવામાં આવેલું હોય છે. પ્રૂફરીડરોનો વર્ગ એક નિયમ તરીકે ઓછું ભણેલા તથા સાહિત્ય તરફ રૂચિ ન ધરાવતા માણસોનો હોઈ પુસ્તકો વગેરેમાં પણ જેને શુદ્ધ છપાઇ જોઇતી હોય, તેણે પ્રૂફરીડીંગ જેવું કંટાળાભરેલું અને સમયનો વ્યય કરનારૂં કામ જાતેજ કરી લેવું પડે છે. વર્તમાનપત્રોમાં તો તંત્રીમંડળના માણસોને પ્રૂફો તપાસવાનો સમય ભાગ્યેજ મળી શકે. એટલે તેમને તો બધો આધાર પ્રૂફરીડરો પરજ રાખવો પડે છે, અને પછી કોઇ ભયંકર ભૂલ રહી જાય અથવા પ્રૂફરીડરના ડહાપણને લીધે કોઈ ન ચલાવી શકાય તેવી નવિનજ ભૂલ ઉત્પન્ન કરવામાં આવે તો તેને 'છાપખાનાના ભૂત'ની મ્હોકાણ તરીકે ઓળખાવવામાં આવે છે. આ સ્થિતિ સુધારવા કેળવાયલા વર્ગમાંથી પ્રૂફરીડરો ઉત્પન્ન કરવા જોઇએ. ઉપર જણાવી ગયા તે પ્રકારની શાળામાં પદ્ધતિસર પ્રૂફરીડીંગનો વર્ગ તો હોય જ, અને એ એકજ વર્ગનો લાભ લઇને તૈયાર થયેલા પ્રૂફરીડરો પણ આપણાં દૈનિકપત્રોની જોડણીની અવ્યવસ્થામાં સારો સુધારો કરી શકે.

## પત્રકાર.

આપણા દેશમાં ખરા પત્રકારોની પણ ઘણી અછત છે, એમ કહી શકાય. આના અનેક કારણો છે. એક તો પત્રકારનો ધંધો નફાકારક નહિ હોવાથી પત્રકારોને જરૂર પુરતું વેતન મળી શકતું નથી. એટલે એ દિશામાં આર્થિક દૃષ્ટિએ ઝાઝું આકર્ષણ નહિ હોવાથી ઘણે ભાગે ઓછા ખર્ચવાળા, ઓછી લાયકાતવાળા અથવા કોઇકવાર સેવાવૃત્તિવાળા મનુષ્યો જ એ દિશા સ્વીકારે છે. વળી એ દિશામાં અભ્યાસ વધારવાના સાધનોની પણ આપણા દેશમાં અછત છે. તદુપરાંત ઘણાએક પત્રોના માલિકો મૂડીવાદમાં ઉછરેલા હોઈ આ ધંધાથી લગભગ તદ્દન અજાણ હોય છે. તેઓ જે રીતે તેમના બીજા ધંધાઓમાં નોકર વર્ગ પર અમલ બજાવવાનું શીખ્યા હોય છે, તે પ્રકારે અહિં પણ અમલ બજાવવા પ્રેરાય છે. પરિણામે, પત્રકાર વર્ગ બહુધા સ્વતંત્ર મનોવૃત્તિવાળો હોવાથી, માલેકો અને તંત્રીમંડળ વચ્ચે મતભેદો ઉત્પન્ન થાય છે. આવા મતભેદોના કારણે પત્રકારો સ્થિર થઇ શકતા નથી; નથી પત્ર મજબુત બની શકતું. પત્રકારનો ધંધો તાત્કાલિક નફો આપનાર નહિ હોવાથી ધનિક વર્ગ સિવાય ભાગ્યે જ કોઈ એ ધંધામાં ઝંપલાવી

શકે છે. ધનિક વર્ગ એ ધંધામાં પડે છે તેમાં પણ મગજની ધૂન અથવા નામના મેળ-વવાની લાલસા સિવાય ભાગ્યેજ બીજી કશી પ્રેરણા હોય છે. શુદ્ધ સેવાવૃત્તિ તો ક્વચિત જ નજરે પડે છે.

હમણાં હમણાં જે થોડાં માસિકો શુદ્ધ સેવાવૃત્તિથી મનનીય અને સંગીન વાંચન આપનારાં નીકળ્યાં છે, તેમાંના ઘણાંખરાં જનસમાજ તરફના યોગ્ય સત્કારને અ-ભાવે કફોડી આર્થિક સ્થિતિ ભોગવતાં હોવાથી પડી ભાંગવા જેવી સ્થિતિમાં આવી પડયાં છે એ કેટલું શોચનીય છે? જ્યાં સુધી જનસમાજ આવા લખાણોમાં રસ લેતો ન થઈ જાય, ત્યાં આ પરિસ્થિતિમાં ફેરફાર થવો અશકય છે. એટલા માટે સાધારણ કેળવણી પામેલો સામાન્ય જનસમાજ સમજી શકે અને તેમાં રસ લઇ શકે એ પ્રકારની ભાષા અને શૈલીમાં શુદ્ધ અને સાત્વિક લખાણો લખવાની જરૂર છે. આ પ્રકારના લખાણો લખવાની કલા, પત્રકારનો ધર્મ અને પત્રકારિત્વને લગતું સંપૂર્ણ શાસ્ત્રીય શિક્ષણ આપવા માટે એ પ્રકારની શાળાઓ પણ ખોલવામાં આવે એ ઇચ્છવાયોગ્ય છે; જો કે પત્ર-કારના ધંધાનું ક્ષેત્ર ઘણું સંકુચિત હોવાથી બહુ મોટા પ્રમાણમાં આવું સાહસ કદાચ શરૂઆતમાં ઉભું કરી ન શકાય એ સ્વાભાવિક છે. એ ઉપરાંત મુંબઈ, અમદાવાદ, સુરત, વડોદરા, રાજકોટ વગેરે મોટા શહેરોમાં ઇંગ્લાંડ અને અમેરિકાના પત્રકારિત્વને લગતાં પુસ્તકોની એક સારીસરખી લાયબ્રેરી ખોલવામાં આવે તોપણ પત્રકાર વર્ગને ઘણો લાભ થઈ શકે.

## લિપિ.

હિન્દુસ્થાનના છાપખાનાઓ અને વર્તમાનપત્રોને એક મોટો સર્વ સામાન્ય ગેરલાભ એ છે કે તેના તમામ પ્રાન્તોની ભાષાઓની લિપિઓ આ ધંધાને માટે ઘણી રીતે અગવડભરેલી છે. હિન્દુસ્થાનની હાલની જુદી જુદી લિપિઓમાં જુદી જુદી જાતના ટાઈપો બનાવવા પડે છે. તેથી એકંદરે ટાઇપો મોંઘા પડે છે, અને છતાં ઘણીવાર ગુંચવણ ભરેલા જોડાક્ષરો વગેરેને માટે જોઇતા ટાઇપો મળી શકતા નથી. એ ઉપરાંત મૂળાક્ષરોને ઉપર, નીચે, આગળ અને પાછળ જુદી જુદી નિશાનીઓ એટલી બધી આવે છે કે કંપોઝ કરવામાં પુષ્કળ વખત લાગે, તેમજ ઉપર નીચેની ડિગ્રીઓ આગળ પાછળ ખસી જાય એવી હોવાથી તેને બરાબર ગોઠવવામાં ઘણી મહેનત પડે. વળી અતિશય બારીક ડિગ્રીઓ ઉંધી ચત્તી મૂકાઈ જાય છે, તેમજ વારંવાર ભાંગી પણ જાય છે. ઘણા ટાઇપોને 'કરંટ' (લટકતો ભાગ) આવતો હોવાથી તે વારંવાર તુટી જાય છે, અને તેથી છપાઇ અશુદ્ધ થાય છે. હ્રસ્વ ઇના ઉપરના પાંખડાં આ પ્રમાણે ઘણીવાર તૂટી જવાથી હ્રસ્વ ઇને બદલે તેની આગલા અક્ષરને ખોટો કાનો લાગેલો આપણે વારંવાર જોઇએ છીએ; અને છાપખાનાની એવી નજીવી ભૂલને માટે ઘણી વાર અર્થનો અનર્થ થઇ જાય છે. કળિયુગને બદલે 'કાળયુગ,' બલિયજ્ઞને બદલે 'બાલયજ્ઞ' પતિને બદલે 'પાત' તથા મતિને બદલે 'માત' વંચાય એ ઓછો અનર્થ નથી.

## લિનોટાઈપ.

બીજું હાલના અતિશય ઝડપથી કામ લેવાના જમાનામાં દૈનિક પત્રોને માટે લિનોટાઇપ એ એક અતિશય અગત્યનું, સમય બચાવનારૂં સાધન છે. એ યંત્રની મદદથી તદ્દન શુદ્ધ કામ બહુજ ઓછા સમયમાં સુંદર રીતે છાપી શકાય છે. ટાઇપના લાઇનો દર વખતે નવીજ બનતી હોવાથી એક પણ ટાઇપ ભાંગેલો તૂટેલો આવવાનો સંભવ નથી.

પરંતુ આપણા દુર્ભાગ્યની વાત એ છે કે એ યંત્રની રચનામાં ગમે તેટલો ફેરફાર કરીને પણ હિન્દની કોઈપણ એક લિપિમાં કંપોઝ કરી શકે તેવું યંત્ર બનાવી શકાય એમ હાલની દૃષ્ટિએ જણાતું નથી. ગુજરાતી, મરાઠી, હિન્દી, બંગાળી, ગુરમુખી વગેરે લિપિઓમાં 'ઉકારો,' 'માત્રાઓ' તથા અનુસ્વાર વગેરેના ચિહ્નો જે ઉપર નીચે આવે છે, તેને માટે લિનોટાઇપમાં ક્યાંકપણ ગોઠવણ થઇ શકે એમ લાગતું નથી. ઉર્દૂના વર્ગની લિપિઓમાં પણ નુકતાઓ વગેરે તેટલા જ અગવડભર્યા થઈ પડે છે. વળી આપણી ભાષામાં ફિકર, ક્રમ, દ્વિતીય, અપૂર્વ આદિ શબ્દોમાં ફિ, ક્ર, દ્વિ, ર્વ જેવા અક્ષરોમાં પાછળથી થતા ઉચ્ચારવાળા સ્વર કે વ્યંજનની નિશાની પ્રથમ અને પ્રથમ થતા ઉચ્ચારવાળાની નિશાની પાછળ મૂકાતી હોવાથી લિનોટાઈપ તેમજ ટાઈપરાઇટરને માટે એ બહુ અગવડકર્તા થઇ પડે છે. દેશી લિપિઓના ટાઇપ રાઇટરો હાલમાં કેટલેક ઠેકાણે વપરાતાં જોવામાં આવે છે, પરંતુ એ આપણી અગવડભરેલી લિપિઓના કારણે અશુદ્ધ અને ઘણું ધીમું કામ જ આપી શકે છે. અંગ્રેજી લિપિ પ્રમાણમાં ઘણી સગવડભરેલી હોવાથી એ ભાષાના પત્રોને આપણા ઉપર એક દેખીતો લાભ છે.

## નવી લિપિ.

આ અગવડના નિવારણનો એકજ ઉપાય છે. પરંતુ તે ઘણો ક્રાન્તિકારક હોઇ કદાચ પ્રથમ દૃષ્ટિએ વ્યવહારિક જણાશે નહિ. છતાં આપણા પત્રકારો અને ભાષાશાસ્ત્રીઓ એ ઉપર વિચાર ચલાવી જુએ એ હેતુથી તે અત્રે રજુ કરવાની ઇચ્છા રોકી શકતો નથી.

હિન્દના આર્યન વર્ગની ભાષાઓ કુલ ૨૮ છે, અને એ ભાષાઓ બોલનારાઓની સંખ્યા ૨૩,૨૮,૪૬,૫૪૯ ની છે. હિન્દની વસ્તીનો મોટો ભાગ આર્યન ભાષાઓ બોલે છે એમ કહી શકાય. એ બધી ભાષાઓમાં થોડા થોડા તફાવતો બાદ કરતાં લગભગ બધીના ઉચ્ચારો મળતા જ છે. પરંતુ તેમાં અનેક જુદી જુદી લિપિઓ છે. અને એ બધી લિપિઓ મુદ્રણકળાની દૃષ્ટિએ ઉપર જણાવી ગયા તે પ્રમાણે ઘણી અગવડભરેલી છે. દ્રાવિડીયન, ટિબેટોચાઇનીઝ વગેરે વર્ગની ભાષાઓમાં તો આર્યન વર્ગની ભાષાઓ સાથે ઉચ્ચારભેદ મોટા પ્રમાણમાં હોવાથી તેને માટે આપણે હાલ તુરત વિચાર કરી શકતા નથી. પરંતુ મુખ્ય મુખ્ય આર્યન ભાષાઓને માટે જો એકજ લિપિ ચાલતી હોય, તો તેથી ઘણો લાભ થવા સંભવ છે. આવોજ કાંઇક પ્રયાસ અગાઉ બંગાળામાં કે એ તરફ થયેલો સાંભળ્યો છે; પરંતુ તેમાં છાપખાનાની દૃષ્ટિને મુદ્દલ સ્થાન ન હતું. એ પ્રયાસમાં ગુજરાતી, મરાઠી, બંગાળી, હિન્દી વગેરે ભાષાઓનાં પુસ્તકો અને વર્તમાનપત્રો એકજ દેવનાગરી લિપિમાં છાપવાની યોજના હતી. એ યોજના પ્રમાણે કેટલાંક પુસ્તકો વગેરે છપાયલાં પણ ખરાં પરંતુ તે પગભર થઈ શકી ન હતી. એ યોજનામાં કેટલાક લાભો હતાઃ ખાસ કરીને દરેક પ્રાન્તમાં છાપવાના કામ માટે એકજ પ્રકારની લિપિ ચાલુ થઇ જાય, તો પરભાષાના પત્રો વગેરે વાંચવાની તેમજ હિન્દની કોઈ પણ ભાષા શીખવાની સરળતા રહે; કોઈ પણ પરભાષાના પ્રાન્તના નાના નાના શહેરોમાં પણ આપણી પોતાની ભાષામાં અગર બીજી કોઈ ભાષામાં કાંઈ પણ છપાવવાની જરૂર ઉભી થાય, તો ત્યાંના કોઇ પણ છાપખાનામાં તુરત છપાવી શકાય; દરેક પ્રાન્તની ટાઈપ ફાઉન્ડ્રીઓને એક જ લિપિના ટાઈપો બનાવવાના રહે તેથી હરીફાઈ વધતાં ટાઈપો સારા અને સસ્તાં મળી શકે; તેમજ છાપખાનાના ધંધાનું ક્ષેત્ર વધુ વિશાળ બને.

હું જે યોજના રજુ કરવા માગું છું તેમાં તો આર્યન વર્ગની બધી ભાષાઓને માટે કંપોઝીંગ, ટાઇપરાઇટર, લિનોટાઈપ, ટાઈપ ફાઉન્ડ્રી તથા મુદ્રણની દૃષ્ટિએ અંગ્રેજી લિપિ કરતાં પણ વધુ સગવડ અને ખાસ લાભો ધરાવતી એક નવી જ લિપિ ઉભી કરવાની વાત છે. આ યોજનામાં જો કાંઈ પણ મુશ્કેલી હોય તો તે એકજ છે અને તે એ કે બધા પ્રાન્તોને એ નવી લિપિ નવેસરથી શીખવવી પડે. પરંતુ જો એકાદ પ્રાન્ત એવી એક સંપૂર્ણ લિપિ ચાલુ કરી દે અને તેમાં ફતેહમંદ થાય, તો પછી બીજા પ્રાન્તો તુરત જ તેનું અનુકરણ કરવા લાગે એ દેખીતું છે.

આ યોજના પ્રમાણે નવી લિપિની રચના કરતી વખતે નીચેના મુદ્દાઓ ખાસ લક્ષમાં રાખવા જોઇએ:—

૧ કોઈ પણ વ્યંજનને બીજો વ્યંજન કે સ્વર જોડવા માટે તેના ઉપર, નીચે કે પાછળ કાંઈ પણ નિશાની આપવી જોઇએ નહિ. એટલે કે અંગ્રેજી લિપિની માફક ઉચ્ચારના ક્રમ પ્રમાણે એક પછી એક અક્ષર (કે તેની નિશાની) આવે તેમ થવું જોઇએ

૨ કોઈ પણ અક્ષરનો અક્ષાંક એવો ન હોવો જોઇએ કે જેથી કરીને ટાઈપ બનાવતાં ઉપર, નીચે કે બાજુમાં જરાપણ 'કરંટ' આવે.

(ઉપરના બે મુદ્દાઓ ધ્યાનમાં લેવાવાથી ટાઈપ બનાવનારને હાલ જેમ દરેક મૂળાક્ષરના ટાઇપમાં ઉપર અને નીચે ખાલી જગ્યાઓ છોડવી પડે છે, તેમ છોડવી પડશે નહિ અને તેથી નાના "બૉડી" માં બહુ મોટા "ફેઇસ" વાળા ટાઇપ બનાવી શકશે. વળી ડિગ્રીઓ આદિની કડાકુટ સદંતર મટી જશે. જોડાક્ષરોનો ગોટાળો થતો અટકી જશે, અને ટાઇપોની સંખ્યામાં મોટો ઘટાડો થઈ જતાં ઘણી વધુ ઝડપથી શુદ્ધ કંપોઝ કરી શકશે.)

૩ જોડાક્ષરો તેમજ વ્યંજન સાથે સ્વર જોડવાની પદ્ધતિ સંસ્કૃત સંધિના નિયમો ધ્યાનમાં લઇને અંગ્રેજી જોડણીના સિદ્ધાંત પ્રમાણે રાખવી. એટલે કે 'બુદ્ધિ' શબ્દ છાપવા માટે નવી લિપિના બ્, ઉ, દ્, ધ, ઇ, સૂચવતા અક્ષરો અથવા ચિહ્નો તેમજ 'દૈનિક', શબ્દ માટે દ્, ઐ, ન્, ઇ, ક. અ સૂચવતા અક્ષરો અથવા ચિહ્નો તેને ક્રમ પ્રમાણે મૂકવા જોઇએ.

(આમાં ઉપલક દૃષ્ટિએ જોતાં ટાઇપો કાંઇક વધારે આવતા હોવાથી જગ્યા વધુ રોકાય એવો સંભવ લાગે, પરંતુ ખરી રીતે ટાઇપોના બૉડી તેમજ પહોળાઈ ટુંકા થવાના હોવાથી એકંદરે આ પદ્ધતિથી જગ્યા ઉલટી ઓછી રોકાય એમ છે. વળી કંપોઝીટરોને જોડાક્ષરો માટે જુદાજ કેસોમાં ખોળાખોળ કરવાની ન રહેવાથી એકંદરે કામ વધુ ઝડપથી થઈ શકે.)

૪ વ્યંજનો, સ્વરો તથા વિરામાદિ ચિહ્નો માટેના ટાઇપો પહોળાઈમાં ત્રણ જ જુદા જુદા કદના હોવા જોઇએ; એટલે કે વ્યંજનો ૩ 'એમ' કદના, સ્વર ચિન્હો ⅓ 'એમ' કદના તથા વિરામાદિ ચિન્હો ⅙ એમ કદના હોવા જોઇએ.

(અંગ્રેજી ટાઇપ રાઇટરની બનાવટમાં જેમ i, l, w, m, વગેરે અક્ષરો નાના મોટા કદના હોવાથી તેના ટાઇપો ઘણા બેડોળ બનાવી દેવા પડે છે, તેમ આ યોજનાથી નવી લિપિમાં થવા પામે નહિ.)

૫ હિન્દમાં બોલાતી ભાષાઓના કેટલાક ઉચ્ચારો દર્શાવનાર અક્ષરો આપણી હાલની લિપિઓમાં મળતા નથી, તેને માટે નવા અક્ષરો યોજવા. દાખલા તરીકે, 'લીંબડા'

ના 'ડ' સકારનો અપભ્રંશ ઉચ્ચાર, 'ફ' 'વ' 'ઝ' ના બે સ્પષ્ટ રીતે જુદા પડતા ઉચ્ચારો વગેરે દર્શાવવા માટે આપણી લિપિઓમાં યોગ્ય અક્ષરો નથી, તે નવા યોજવા.

આર્યન ભાષાઓ બોલતા તમામ પ્રાન્તોમાં આવી એક નવી લિપિનો પ્રચાર કરવો હોય તો અલબત્ત તે માટે તેવા દરેક પ્રાન્તમાં ખાસ પ્રચાર ખાતાંઓ ખોલવાં જોઇએ.

જરૂર જણાય તો આ લિપિને માત્ર છાપવાની લિપિ ગણીને દરેક પ્રાન્તની ચાલુ સ્થાનિક લિપિવાળા કામ માટે કાયમ રાખી શકાય. એટલે જેમ અંગ્રેજી લિપિ શીખવા માટે ચાર જૂદા જૂદા આલ્ફાબેટો શીખવા પડે છે, તેમ આપણા પ્રાન્તને છાપવાની તથા લખવાની લિપિ શીખવા માટે બે જુદા જુદા મૂળાક્ષરો શીખવા પડશે. આમ કરવાનું કારણ એટલુંજ કે જે લિપિ લખવાને આપણા હાથ ટેવાઈ ગયેલા હોય તેજ લિપિ લખવાના કામમાં કાયમ રહેવાથી લખાણની ઝડપ અને સુંદરતામાં ક્ષતિ થાય નહિ.

ઉપરની યોજનામાં બંગાળાની દેવનાગરીવાળી યોજનાના તમામ લાભો સમાયેલા હોવા ઉપરાંત વર્તમાનપત્ર અને છાપખાનાની દૃષ્ટિએ બીજા અનેક લાભો સમાયેલા છે. વેપારીઓ નવી લિપિના ટાઇપરાઇટરનો છૂટથી ઉપયોગ કરી શકે. દૈનિક પત્રો ઘણી ઝડપથી છેલ્લામાં છેલ્લી ખબરો લિનોટાઇપની મદદથી શુદ્ધ અને સફાઈદાર રીતે છાપી શકે; છાપખાનાઓને કંપોઝીટરો કે લિનોટાઈપીસ્ટો ગમે ત્યાંથી મળી શકે; સારા, સસ્તા અને ટકાઉ ટાઈપ બની શકે; થોડી જગ્યામાં ઝાઝું લખાણ છાપી શકાય; મોટા કેઇસવાળા ટાઇપનો વધારે છૂટથી ઉપયોગ થઇ શકે; અને છેવટમાં જો લગભગ આખા દેશમાં આ નવી લિપિ ચાલુ થઈ જાય તો તારખાતું પણ ધારે તો એવી લિપિમાં લખેલા કે ટાઈપ કરેલા 'ઇનલેન્ડ' તારો સ્વીકારવાનું કબુલ કરી શકે. આમ થતાં પોતાના જ વર્તમાનપત્રો પ્રેસ ટેલીગ્રામો મેળવી શકે, અને એવા તારો છેક છેલ્લી ઘડીએ પણ છાપવા આપી શકે, કેમકે તરજુમો કરવામાં જતો સમય બચી જાય. વળી ખબરપત્રીઓને પણ પોતાના તારના સંદેશાઓ અંગ્રેજી ભાષામાં ઘડવા ન પડે અને તેથી વિગતવાર હેવાલ શુદ્ધ ભાષામાં આપી શકે, તેમજ કોઇપણ જાતની ગેરસમજ થવા પામે નહિ. વળી દેશી ભાષામાં થયેલા ભાષણોના મૂળ શબ્દો જેમના તેમ તારદ્વારા મેળવી શકાય, એટલે કોઇને પણ ફરિયાદનું કારણ રહે નહિ.

ઉપર જણાવ્યા તે ઉપરાંત બીજા પણ કેટલાક ઓછીવત્તી અગત્યના લાભો આ યોજનામાં સમાયેલા છે, પરંતુ વિસ્તારભયથી અત્રે તે રજુ કરવાનું મુલતવી રાખું છું.

આ બાબતમાં આપણા સાક્ષરો, પત્રકારો અને મુદ્રકો યોગ્ય ચર્ચા ચલાવી તેમાં જે કાંઇ ખામીઓ હોય તે દૂર કરી એ યોજનાને અમલમાં મૂકવાનો કોઈ સહેલો માર્ગ શોધી કાઢશે, તો હિન્દી પત્રકારિત્વની પ્રગતિ ઘણી ત્વરાથી થશે એમાં સંશય નથી.

દેરાસર ગલી,
ઘાટકોપર ( મુંબઈ )
તા. ૨૯–૧૦–૨૪.

ચન્દુલાલ ના. શાહ

# વર્તમાનપત્રો અને જાહેરખબર.

ખરી વાત છે કે હું પત્રકાર નથી. પરન્તુ જાહેરાતને માર્ગે પત્રકારો સાથે મારો નિકટનો સંબંધ હોઈ તેની રૂઈએ વર્તમાનપત્રોની તે માર્ગે પ્રગતિ થાય તેવી સૂચના કરવામાં હું વાજબી છું એમ મારૂં મન કહે છે.

પત્રકારો પોતેજ પોતાની ઉન્નાતના અને બીજી દરેક બાબતના વિચારો ભલે કરી લે. તેમાં હું વગર સમજે માથું મારવા નથી ઇચ્છતો. પરંતુ જાહેરાતખાતામાં વર્તમાનપત્રોની હાલની રૂઢીઓના સંબંધમાં થોડુંક અજવાળું હું પાડવા માગું છું કે જે વર્તમાનપત્રો પોતે પોતાની આંખે બીજાના બતાવ્યા વગર નથી જ જોઈ શકવાના. જેમ વર્તમાન પત્રકારની મુશીબતો હું નહી જાણી શકું તેમજ અમારી—જાહેરાતો આપનારાઓની મુશીબતોનો ખ્યાલ પત્રકારને નથી આવતો.

## વર્તમાન પત્રકારોની જાહેરાત સંબંધની હાલની રૂઢીઓ.

(૧) જાહેરાત આપનારાઓ વર્તમાનપત્રની ખરી નકલ કદી પણ જાણી શકતા નથી. કારણ કે, કોઇ પણ વર્તમાન પત્રકાર પત્રના દરેક અંક ઉપર તે અંકની નકલનો આંકડો છાપતા નથી. એટલું જ નહીં પણ ખાસ કરીને પોતાનાં પત્રની ખરી નકલ કોઈ જાણી જાય નહીં તે માટે ખાસ કાળજી રાખે છે; એથી બને છે એવું કે વર્તમાન-પત્રકારો અતિશયોક્તિભરેલી સંખ્યા ખાનગીમાં જણાવીને જાહેરાતોના ભાવ આપે છે અને જાહેરાત આપનારો અજાણ અને નવો વેપારી તેમાં ફસાય છે.

(૨) દીવાળી, પટેટી અને બીજા ખાસ પ્રસંગો માટેના અંકો ઘણી વાર કેવળ જાહેરાતો દ્વારા પૈસા મેળવવાના હેતુથી પ્રગટ કરવામાં આવે છે. પેપરનાં ગ્રાહકોને તે ખાસ અંક મળતો નથી. તેમ છતાં તેની સંખ્યામાં નહીં માની શકાય તેવી અતિશયોક્તિ હોય છે. જ્યાં પેપરની સંખ્યાજ ૧૦૦૦ હોય ત્યાં ખાસ અંકની સંખ્યા ભારે કીંમત રાખીને પણ પાંચ હજાર છાપવાની સહરાગતભરેલી વાતો ફેલાવાય છે. ( તેની નકલ પત્રનાં ગ્રાહકોને આપવાની નથી હોતી તે છતાં )

(૩) ભેટના બુકોમાં પણ લગભગ તેવું હોય છે. વળી તેમાં વધારામાં એમ હોય છે કે પેપરની નકલ હજાર હોવા છતાં ઘણી વાર ભેટની બુક બે હજાર પણ કાઢે છે. અને તે બજારમાં વેપારીયોને ઓછી કીંમતે વેચવાનો તેમનો હેતુ હોય છે. અને જાહેરાતમાં તેઓ ૨૦૦૦ પ્રત જણાવીને જાહેરાત માગે છે. તેમની સંખ્યા સંબંધી મુખ્ય વાત અર્ધ સત્યવાળી હોય છે. કારણ કે પેપરનાં ગ્રાહકને આપવાની હજાર બુકમાં જ જાહેરાતનાં પાનાં સીવી લેવામાં આવે છે અને તેટલા પુરતાં જ તે પાનાં છપાય છે. બજારમાં વેચવાની બુકોમાં તે પાનાં સીવવામાં નથી આવતાં. જો કે જાહેરાતવાળા પાસેથી તેના પણ પૈસા તો લીધેલા હોય છે.

(૪) કેટલાંક માસિકો ગ્લેઝ કાગળ ઉપર છપાય છે, પણ તેમાં જાહેરાત કેવળ રદી કાગળ ઉપર છાપીને માસિકમાં સીવી લેવામાં આવે છે. એથી માસિકની શોભા તો

બગડે છે જ, અને જાહેરાતવાળાને તેનો લાભ નથી મળતો. કેટલીક વાર તે બાઇન્ડરની સરતચુકથી કે જાહેરાતનાં પાનાં ઓછાં છપાયાં હોય તેથી કેટલાં અડધામાં શીવાય છે, અને બાકીના એમ જ જાય છે. જો કે આવા બનાવો કવચિત જ બને છે. પણ તે બને છે—સારાં માસિકોમાં પણ બને છે એમ મારો પોતાનો અનુભવ છે.

(૫) વર્તમાનપત્ર છાપતાં પહેલાં પ્રુફ જોવાની કાળજી પ્રેસ મેનેજરે રાખવી જોઈએ. પણ જાહેરાતની બાબતમાં તેમ નથી બનતું. કેટલીક વાર તો બે જાહેરાતો વચ્ચે જે રૂલ કે કાંગરી મુકી હોય છે, તે ત્યાંથી ઉપડી જઇને એકની અડધી જાહેરાત બીજા સાથે ભળે છે, અને અડધી વળી ત્રીજા સાથે ભળે છે. કેટલીક વાર જાહેરાતના ટાઇપ કેટલાક ભાંગેલા જ હોય છે અથવા ટાઇપ વચ્ચેથી ઉડી જઇને કંઇથી કાંઈ છપાય છે. **ચારૂતરનું અમૃત બિંદુ** ને બદલે **મૃતનરચાનુંરઅ બિદુ** એમ ખુદ હેડીંગના ટાઇપમાં પણ છપાઇ જાય છે. છતાં તે જોવાની કાળજી પેપરવાળ નથી રાખતા. એટલું જ નહીં પણ તેમનું ધ્યાન ખેંચવાને કાગળ લખવામ આવે તે વાંચવાની કે તેનો અમલ કરવાની પણ જાણે તેમને ફુરસદ નથી હોતી.

(૬) વર્તમાનપત્રવાળા એમ માને છે કે જાહેરાતવાળા સાથે જેમ રૂઆબથી વાત કરીએ અને વધુ પૈસા કઢાવીએ તેમ પેપરનો મોભો વધે છે. આ માન્યતા સારાંનરસાં ઘણાખરાં પેપરોમાં મોટે ભાગે જોવામાં આવે છે. કાગળના ભાવ જ્યારે સાધારણ રીતે રતલના આઠ આનાની આસપાસ પહોંચ્યા ત્યારે પેપરોવાળાઓએ આંખે મીંચીને જાહેરાતના ભાવ વધાર્યા. એક દાખલો આપું. મુંબઈનાં એક રોજીંદા પત્રની નડીયાદમાં ૮૦ નકલ આવતી તે વખતે તેના ભાવ એક રૂપીયાના છ ઇંચ મુજબ હતા. હમણાં તેની આઠ કોપી જ આવે છે, ત્યારે તેના ભાવ એક રૂપીયાના બે ઇંચ મુજબ છે. કેટલા ટકા ભાવ વધ્યા તે માટે ત્રિરાશીથી—નહીં—પંચરાશીથી હિસાબ ગણી જોવા જેવા છે.

(૭) કેટલાંક વર્તમાનપત્રો પોતાને બીજા કરતાં અતિશય મોટાં માની જાહેરાતના વાઉચર કોપી પણ આપતા નથી. જાણે બધી મોટાઇ જાહેરાતોવાળા તરફ તુચ્છકાર કે તોછડાઇ બતાવવામાં જ ઝળહળી રહેવાની હોય.

(૮) કાગળના ભાવોમાં પાછો મોટો ઘટાડો થવા છતાં અને પ્રેસના માણસો પણ સાધારણ ઓછી મજુરીએ મળવા માંડ્યા છે તે છતાં પત્રકારોએ છેલ્લી ટોચના વધાર દીધેલા ભાવો હજી જરા પણ ઓછા કર્યા નથી. આ દોષ ખાસ કરીને પોતાને મોટ માનનારા પત્રોમાં વિશેષ રહ્યો છે.

(૯) કોઇ પણ પત્રકારને ત્યાં જાહેરાત માટે એક પ્રમાણિક ભાવ નથી. નિ કરેલા ભાવ કરતાં ઘણા ઓછા ભાવે અને માગે તાગે ભાવ નક્કી કર આવે છે. કેટલાંક મોટાં ગણાતાં પત્રો ઉપરથી એવો આડંબર રાખે છે, અને ભાવ છેવટના છે, ઓછે ભાવે માગણી કરવી નહીં એમ લખે છે. પરંતુ તે પત્રમાં તેના કેનવાસર મારફતે ઘણી ઓછી કીંમતે જાહેરાત છપાય છે. કેટલાંક પે

વાળાના જાહેરાતના ભાવ તો કોઇ પણ બે જાહેરાતવાળાના એકસરખા નહિ હોય. મતલબ કે જેટલી જાહેરખબરો તેટલા ભાવ.

## હું શું કહેવા માગું છું.

આ લખાને હું શું કહેવા માગું છું તે વિદ્વાન પત્રકારોની પરિષદને સમજાવવાનું નહો. છતાં ટુંકામાં લખીશ કે વર્તમાનપત્રકારોની પરિષદ વર્તમાનપત્રોની ઉન્નતિના બીજા રસ્તાની યોજના કરે તેમાં અમારો વિષય પણ દાખલ કરે અને નીચેના મુદ્દા ઉપર વિચાર કરી ઠરાવ કરે.

(૧) દરેક પેપર પોતાના દરેક અંકને મથાળે તેજ અંકની નકલનો ખરો આંકડો છાપે.

(૨) દીવાળી, હોળી, વગેરેના અંકો ગ્રાહકોને તો મળે જ. તે વગર તે પત્રનો વધારાનો અંક ગણાય જ નહીં.

(૩) ભેટની બુકમાં અને માસિકોમાં છુટા-વગર અંકના પાનામાં જાહેરાત લેવાની પ્રથા જ કાઢી નાંખવી, અને રહે તો પણ તેજ જાતના કાગળ રહે, અને ચાલુ અનુક્રમ પેજ નંબર તેના ઉપર પણ છપાય.

(૪) જાહેરાતમાં આગલા અંક કરતાં બીજા અંકમાં નવી ભૂલો છપાય, બ્લોક ભાંગેલો છપાય, તો તે અંકની જાહેરાતની કીંમતના અમુક ટકા ઓછા લેવા ઠરાવવું.

(૫) જાહેરાતવાળા અને ગ્રાહકો કે જેના ઉપર પત્રનું જીવન છે, એની સાથે કાંઇક સભ્યતા રાખે—અને પોતે તેમના કેટલા ઋણી છે તે સમજે.

(૬) જાહેરાતવાળાને વાઉચર કોપી આપવી જ પડે.

(૭) કાગળના ભાવના વધવા ઘટવા સાથે જાહેરાતોના ભાવ પણ વધઘટ થયા કરે.

(૮) એકજ પ્રમાણિક ભાવ પરિષદ દરેક પત્રને નક્કી કરી આપે તેજ ભાવથી જાહેરાત લે. ઓછે કે વધારે ભાવ ન લઇ શકે.

જાહેરાતવાળાઓ સાથે પત્રકારોની ફરજનો વિષય ચર્ચાય.

હું આશા રાખું છું કે પરિષદના કાર્યકર્તાઓ મારા આ વિષયને લગતી ચર્ચા માં લાવવા પોતાથી બનતું કરશે.

નડિયાદ.
તા. ૧૧—૧૦—૨૪

હીંમતલાલ, ગરબડદાસ ગાંધી.

---

# ગુજરાત પત્રકાર મંડળ–અમદાવાદ.

( સ્થપાયું સન.૧૯૨૩ )

## મંડળનો ઉદ્દેશ અને નિયમો.

૧ ગુજરાતમાં પત્રકારના ધંધાના વિકાસ અને અભિવૃદ્ધિ અર્થે એક મંડળ સ્થાપવું.

૨ આ મંડળનું નામ " ગુજરાત પત્રકાર મંડળ " રાખવું.

૩ આ મંડળનો હેતુ ફળીભુત કરવા માટે નીચેનાં કાર્ય, સવડ અને સાધન પ્રમાણે, હાથ ધરવામાં આવશે:-

अ રેફરન્સ લાયબ્રેરી.

ब ધંધાને લગતા વિષયોની ચર્ચા, નિબંધવાચન, ભાષણો વગેરે વગેરે.

क છાપકામ અને ચિત્રકામ વિષયોની ચર્ચા અને સાધન સંગ્રહ.

ड પત્રકારોમાં સહકાર અને ભ્રાતૃભાવ વધે એવા પ્રયાસ કરવા.

इ વખતોવખત વાર્ષિક યા પ્રાસંગિક સાહિત્ય પ્રગટ કરવું.

૪ પત્રકારના ધંધા સાથે જોડાયેલા અને તેમાં પ્રસંગોપાત ભાગ લેતા હરકોઈ આ મંડળના સભાસદ થઇ શકશે.

૫ આ મંડળનું વરસ ચૈત્ર શુદ એકમથી ગણાશે.

૬ સભાસદ થવા માટે વાર્ષિક લવાજમ રૂ. બે રાખવામાં આવ્યું છે અને તે અગાઉથી લેવાશે.

૭ મંડળના હેતુ પાર પાડવા માટે એક કારોબારી કમિટી પાંચ સભાસદોની નીમવામાં આવશે. તેમાં પ્રમુખ, એક ઉપ–પ્રમુખ, અને બે મંત્રીઓ એકસ-ઓફીસીઓ સભાસદ રહેશે.

૮ સામાન્ય સભાનું કોરમ પાંચ સભાસદોનું અને કારોબારી કમિટીનું કોરમ ત્રણ સભાસદનું રાખવું.

ઠે. " ગુજરાતી પંચ " કાર્યાલય, અમદાવાદ.

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.
ચીમનલાલ એમ. મોદી.
મંત્રીઓ.